શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રંથમાળા.

# ગુજરાતનાં ઐતિહાસિક સાધનો.

(વિભાગ ૧ અને ૨)

---

તૈયાર કરનાર

નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી.

---

[redacted]કાશક

[redacted] ફાર્બ[redacted] ગુ[redacted]રાતી સભા, [redacted]ુંબાઈ.

---

સંવત ૧૯૮૪. પ્ર[redacted] ૧૦૦૦. સ[redacted] ૧૯૨૮.

મૂલ્ય [redacted] ૧—૦—૦

પ્રકટકર્તા
ફાર્બસ ગુજરાતી સભાની વતી
માનદ મંત્રી
રા. રા. હરસિદ્ધભાઇ વજુભાઇ દીવેટીઆ.
એમ. એ; એલએલ. બી. હાઇકોર્ટ વકીલ.
મહારાજ મેન્શન, સેન્ડહર્સ્ટ રોડ,
મુંબાઇ નં. ૪.



શ્રી જ્ઞાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસમાં
શંકરરાય અમૃતરાય સૈયદે છાપ્યું.
રાયપુર, વાઘેશ્વરીની પોળ પાસે.
અમદાવાદ.

# ઉપોદ્ઘાત.

કોઈ પણ દેશના સંપૂર્ણ ઇતિહાસ માટે અનેક પ્રકારની સામગ્રીની જરૂર રહે છે. આ સામગ્રીમાં દંતકથા એક મુખ્ય સ્થાન ધરાવે છે. અને તે ખાસ કરીને આપણા દેશમાં કે જ્યાં ભૂતકાળમાં ઐતિહાસિક બનાવોનું વર્ણન ભાગ્યેજ પુસ્તક રૂપે સંગ્રહી રાખવામાં આવતું હતું. આપણે ત્યાં તો આમાંના ઘણા બનાવો દંતકથા રૂપે ભાટ ચારણોની સંસ્થા દ્વારા વર્તમાન કાળમાં ઉતરી આવેલા છે. આમ હોવાથી આ વિષયમાં અતિશયોક્તિ તેમજ અચોક્કસતાની ખામીઓ જણાય છે. પરંતુ બીજાં પ્રાપ્ય ઐતિહાસિક સાધનો વડે તેમને તપાસ્યા પછી તેમની ઉપયોગિતામાં વધારો થાય છે એમાં કંઇ શક નથી.

ગુજરાતના ઇતિહાસ માટે આવી દંતકથાઓની જરૂર સમજીને સ્વ. મિ. અલેક્ઝાંડર કીન્લોક ફાર્બસ સાહેબે જ્યારે જ્યારે તેમને તક મળતી ત્યારે ત્યારે આ કથાઓનો લેખિત સંગ્રહ તેમણે કરાવ્યો; જે તેમના મરણ પછી " શ્રી ફાર્બસ ગુજરાતી સભા " ના કબજામાં છે. આ સભાએ તેમની ઉપયોગિતા પ્રમાણે આ સંગ્રહમાંથી એક પછી એક પુસ્તક પ્રકટ કરવાનો ઠરાવ કર્યો છે. અને તેને પરિણામે પ્રથમ તેમાંનું એક 'ગુજરાતનાં ઐતિહાસિક સાધનો,' જેમાં 'વંશાવળીઓ, ગઢો આદિ પ્રકીર્ણ ઐતિહાસિક માહિતીઓનો સંગ્રહ' કરેલો છે તે ટિપ્પન સાથે પ્રકટ થાય છે.

ગુજરાતના ઇતિહાસ વિષે કેટલાંએક પુસ્તકો અત્યાર સુધીમાં લખાયાં છે. પરંતુ એ વિષયમાં હજી વધારે માહિતીની જરૂર રહે છે અને આશા છે કે 'શ્રી ફાર્બસ ગુજરાતી સભા' તરફથી આ અને આની પછી પ્રસિદ્ધ થવાનાં બીજાં પુસ્તકો ઐતિહાસિક શોધખોળના રસિકોને મદદરૂપ થાય અને ગુજરાતના એક સંપૂર્ણ ઇતિહાસની રચનામાં ઉપયોગી નીવડે.

મુંબાઇ. } **હરસિદ્ધભાઇ વજુભાઇ દીવટીયા.**
તા. ૧૨-૮-૨૮. } માનદ મંત્રી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા.

# પ્રસ્તાવના.

શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ ભાગ ૧ લામાંનાં પ્રસિદ્ધ કરવા યોગ્ય પુસ્તકોમાંથી સને ૧૯૨૬ માં ચાર પ્રબંધો કરેલા; તેમાંનો એક 'વંશાવલિઓ, ગઢો આદિ પ્રકીર્ણ ઐતિહાસિક માહિતીઓનો સંગ્રહ સટિપ્પન' પ્રસિદ્ધિ માટે તૈયાર કરવાનું કામ શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી સને ૧૯૨૭ માં રા. અંબાલાલ બુલાખીરામ જાની બી. એ. ની દેખરેખ નીચે મને સોંપવામાં આવ્યું હતું અને તેના પરિણામરૂપ મારો આ યત્કિંચિત પ્રયાસ ઇતિહાસરસિક પ્રજા આગળ રજુ કરતાં મને આનંદ થાય છે.

ગુજરાતના પ્રાચીન ઇતિહાસનાં જે અલ્પ સાધનો છે, તેનો યથાયોગ્ય ઉપયોગ થતો નથી એવી ફરિયાદ વાસ્તવિક છે. પરંતુ ધીમે ધીમે ગુજરાતીઓની—ગુજરાતી વિદ્વાનોની તેમના દેશના પ્રાચીન ઇતિહાસ તરફ અભિરૂચિ વધતી જાય છે, અભ્યાસ કરવાની વૃત્તિ વિકસે છે અને શોધખોળના ક્ષેત્રમાં પણ હવે કેટલાક સાક્ષરો ઉતરવા મથે છે. આ સર્વ શુભ પ્રવૃત્તિઓને પરિણામે ગુજરાતનો ઇતિહાસ વિશેષ શૃંખલાબદ્ધ અને વિશ્વસનીય સ્વરૂપમાં થોડા સમયમાં તૈયાર થાય તો તે અશક્ય નથી.

પ્રસ્તુત ગ્રંથમાં તેનાં નામ ઉપરથી જાણી શકાશે કે ગુજરાતનો ઇતિહાસ લખવામાં ઉપયોગી થાય અથવા એ ઇતિહાસ ઉપર વિશેષ અથવા નવો પ્રકાશ પાડે એવાં સભાનાં કેટલાંક હસ્તલિખિત પુસ્તકો-

માંના લેખો, ટાંચણો વગેરેનો સંગ્રહ કરવામાં આવ્યો છે. આ લખાણોનો મોટો ભાગ ભાટો અને ચારણોને મોંઢેથી સાંભળી ઉતારી લીધેલો છે. એથી એ લખાણની ભાષા બારોટશાહી તેમજ અશુદ્ધ છે; અને ઘણી બાબતો ઐતિહાસિક દૃષ્ટિએ બહુ મહત્ત્વ ધરાવી ન શકે એવી છે એટલે જ્યાં જ્યાં બની શક્યું છે ત્યાં ત્યાં મૂળ લખાણ કાયમ રાખી નીચે તેના ઉપર નોંધ લખી છે. કેટલેક ઠેકાણે ભાષા પણ એની એ જ રાખવામાં આવી છે. પુસ્તક બે વિભાગમાં વહેંચી નાંખ્યું છેઃ ૧ લામાં રાજવંશોને લગતી હકીકત આપી છે; ૨ જામાં ગઢો અને પ્રાચીન શહેરોની વિગત આપી છે. બની શકે તેટલી શુદ્ધ અને અત્યાર સુધીની શોધખોળથી જણાઈ આવેલી માહિતીઓ મૂકવા માટે તાજેતરના અન્યત્ર પ્રકટ થયેલા લેખો તેમ જ સામયિકોમાં આવેલા વૃત્તાંતોનો ઉપયોગી સારાંશ નોંધમાં આપ્યો છે, તેમજ કેટલીક વિશિષ્ટ અને ઉપયુક્ત માહિતી પરિશિષ્ટ રૂપે પણ આપી છે. ગઢો અને પ્રાચીન શહેરોની વિગત હસ્તલિખિત ગ્રંથોમાં બહુ સ્વલ્પ પ્રમાણમાં હતી, એટલે લગભગ તેજ અરસામાં 'ધ ઇન્ડીયન એન્ટીક્વરી' માં પ્રકટ થયેલા શ્રી આલ્તેકરના ગુજરાતનાં પ્રાચીન શહેરોના લેખમાંથી ઘણી માહિતી આ વિભાગમાં સામિલ કરી છે.

તદુપરાંત અન્ય ઇતિહાસ ગ્રંથો, સામયિકો વગેરેમાંથી જ્યાં ઉપયોગી જણાયું ત્યાં કેટલાક ઉતારા કર્યા છે અને તેનો ઉલ્લેખ પણ તે સાથે જ કરેલો છે, છતાં પણ કોઇ સ્થળે ઉલ્લેખ કરવો રહી ગયો હોય તે માટે તે લેખકની ક્ષમા યાચું છું, અને મને જેઓના તરફથી લાભ મળ્યો છે તે સર્વનો ઉપકાર માનું છું.

આ ગ્રંથમાં મેં તો માત્ર એક સંગ્રાહકના જેવું કાર્ય કર્યું છે, શોધખોળની દૃષ્ટિએ કાર્ય કરવા માટે વિશેષ જ્ઞાન, વિશેષ સાધનો અને વિશેષ અવકાશની અપેક્ષા રહે છે.

અંતમાં આ પુસ્તક તૈયાર કરવાની મને તક આપવા માટે ફાર્બસ ગુજરાતી સભાની વ્યવસ્થાપક સમિતિનો, તેમજ રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, જેની દેખરેખ નીચે આ પુસ્તક તૈયાર થયું છે તેનો, અને પ્રસંગોપાત્ત સૂચના અને બીજી આવશ્યક માહિતી પૂરી પાડવા માટે રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીનો આભાર માનું છું.

વીલેપારલે (મુંબાઈ)
તા. ૨૧-૬-૨૮.

નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી.

---

# અનુક્રમણિકા.

## વિભાગ ૧ લો.

### રાજવંશોને લગતી હકીકત. (૨-૧૧૦)

## પરિશિષ્ટો





# વિભાગ ૨ જો.

## ગઢો અને પ્રાચીન શહેરોની વિગત. (૨૧૧-૨૩૩)

# રાજવંશોને લગતી હકીકત.

## ગૂજરાત એટલે કયો દેશ ?

તામ્રશાસનો અને ઉલ્લેખો ઉપરથી સિદ્ધ થયું છે કે ગુર્જર રાજાઓ હાલના રાજપુતાના ઉપર રાજ્ય કરતા હતા અને તેઓના તાબામાં ગુર્જરત્રા નામનો દેશ હતો; અને તેમની રાજધાની ભીલમાલ –ભિન્નમાલ જે હાલ પડી ભાંગેલી અવસ્થામાં જોધપુર સંસ્થાનના દક્ષિણ ભાગમાં છે તે હતી. હાલમાં રાજપુતાનાની દક્ષિણે આવેલા દેશને જ્યાં ગુજરાતી ભાષા બોલવામાં આવે છે તેને જ ગૂજરાત દેશ કહેવામાં આવે છે. પરંતુ પ્રાચીન કાળમાં એટલે ઇ. સ. ની દશમી શતાબ્દીના પહેલાંના ઉત્કીર્ણ લેખોમાં ગૂજરાત નામ હાલના ગૂજરાત પ્રાંતને લગાડેલું દેખાતું નથી. હાલના ગૂજરાતને તે વખતે સાધારણ રીતે લાટ નામ લગાડવામાં આવતું હતું, અને રાજપુતાનાના અમુક ભાગને ગુર્જર લોકોના વસવાટ ઉપરથી ગુર્જરત્રા નામ લગાડવામાં આવતું હતું. ગુર્જરોનો અમલ તેઓનાં મૂળ રાજ્યની દક્ષિણ તરફ વધતો ગયો અને લાટ વિગેરે સર્વ પ્રાંતો તેઓને તાબે થયા ત્યારથી તે દેશને ગુજરોનો દેશ એમ સંબોધવામાં આવતું હશે. ગુર્જરોનો રાજકીય અમલ કાલાન્તરે લાટ[1] દેશ ઉપરથી નીકળી ગયો. તોપણ

૧. લાટ નામ મોટે ભાગે મહી અને તાપી નદીની વચ્ચેના પ્રદેશને ઘણા પ્રાચીન કાળથી લગાડવામાં આવે છે, અને ઉત્તર ગૂજરાતને આનર્ત નામથી ઓળખાવવામાં આવે છે, જ્યાં કોઈ કોઈ વાર આખા દેશને લાટ નામથી ઓળખાવવામાં આવતો હતો.

એક વખત રૂઢ થયેલો શબ્દ તેઓના ઉત્તરાધિકારી ચૌલુક્ય રાજાઓના વખતમાં પણ વાપરવામાં આવ્યો અને એવી રીતે આપણા દેશને ગૂજરાત નામ મળ્યું.[1]

## ચાવડા વંશની સ્થાપના વિષે.

ચાવડાઓ મૂળ પરમારના[2] વંશમાંથી થયા છે તેની હકીકત. પરમાર વંશના ૩૫ મા રાજા પરશરામ. તેની મા ચિત્તોડના શીશોદીઆ રાણા કરણજીની દીકરી ઉદેકુંવરબા. તે પરશરામને છાડા રાઠોડે ખેડગઢથી આવીને માર્યો ને ભીલમાલ લીધું. તેની રાણી આંબેરના કછવાહા રાજા માનસિંહજીની દીકરી જસકુંવરબા તે ગર્ભવતી હતી. તે નાસીને ગૂજરાતનાં જંગલમાં આવી ને ત્યાં વનરાજ પુત્ર થયો.[3]

---

૧. ગુર્જરો પંજાબના ગૂજરાતમાંથી સીધાસટ ગૂજરાતમાં આવ્યાની વાત પ્રસિદ્ધ છે, છતાં ઉપલી હકીકતને પુષ્ટિ મળે એવો પણ ઉલ્લેખ છે. તેમાં ચાવડા વંશને ગુર્જર વંશની શાખા ગણી છે. અને ચાહટગઢથી સેનગઢ, આબુગઢ, આજણાગઢ અને ત્યાંથી ભિન્નમાલમાં આવી વસ્યાનું અને ત્યાંથી ગૂજરાતમાં આવવાનું જણાવ્યું છે.

૨. આબુ ઉપર વસિષ્ઠ કુંડમાંથી ચાર પુરૂષ ઉત્પન્ન થયા. તેમાં (૧) એકને ૪ હાથ હતા તે ચહુવાણ. (૨) ચુલુક(અંજલી)માં થયો તે ચાલુક્ય (સોલંકી). (૩) પરિહાર (પંડ-હાર) શરીર હારી ગયો-બ્રહ્માને પગે લાગ્યો નહીં, ત્યારે બ્રહ્માએ એમ કહ્યું. (૪) પરમાર (પર-માર) શત્રુને મારનારા.

૩. ઐતિહાસિક દૃષ્ટિથી આ હકીકત ઊંડાણથી તપાસવા જેવી છે. ગૂજરાતના ચાવડા વંશીઓમાંનો જયશિખર (વનરાજનો બાપ) ગૂજરાતના પંચાસરની ગાદીએ હોવાની અને સોલંકી ભવડને હાથે મરાયાની કથા

તેણે મામાની મદદથી કેટલોક મુલક ઘેર કર્યો અને અણુહલ રબારીના નામથી અણુહિલવાડ પાટણ વસાવ્યું ને ૭૦ હજાર (ગામવાળી) ગૂજરાત હાથ કરી. સંવત ૮૦૨ માં શહેર વસાવ્યું ને ૬૦ વર્ષ રાજ્ય કર્યું. તેની પાસે ૭૦,૦૦૦ હજાર ફોજ હતી.[1] (અં. ૪૮.૮.૩)

વનરાજ ચાવડે અણુહિલપુર સ્થાપ્યું. અણુહિલપુર (પાટણ) માં ૬૦ વર્ષ રાજ કર્યું; તેને પાટ રાજ જોગદેવ થયા; તેણે ૩૫ વર્ષ રાજ કર્યું. તેને પાટ રાજા ખીમ થયા; તેણે ૨૫ વર્ષ રાજ કર્યું. તેને પાટ રાજા ભીમ થયા, તેણે ૨૯ વર્ષ રાજ કર્યું. તેને પાટ રાજા વીરસંગ થયા, તેણે ૨૫ વર્ષ રાજ કર્યું. તેને પાટ રાજા રત્નાદિત્ય થયા, તેણે ૧૫ વર્ષ રાજ કર્યું. તેને પાટ રાજા સામંતસિંહ થયા,

---

ગૂજરાતના ઇતિહાસમાં પ્રચલિત છે. ત્યારે અહીં વનરાજનો બાપ પરશુરામ ભિન્નમાલમાં રાજ્ય કરતો હતો તેને છાડા રાઠોડે મારી ભિન્નમાલ પડાવ્યાથી વનરાજની મા ગૂજરાતના જંગલમાં આવી સંતાઈ, વનરાજનો ત્યાં જન્મ થયો અને તેણે તેના મામાની મદદથી ૭૦ હજાર ગામવાળી ગૂજરાત મેળવી એવું જણાવેલું છે.

૧. ભાવનગરમાં મળેલી સાતમી સાહિત્યપરિષદ વખતે રા. રામલાલ ચુનીલાલ મોદીએ ચાવડાઓની વંશાવળી નામનો એક વિસ્તૃત નિબંધ લખ્યો છે. તેમાં તેણે વનરાજના બાપ જયશિખરને કલ્યાણના ભૂવડે હરાવ્યો હતો એવા 'રત્નમાલ'ના કથનને સંભવિત માન્યું છે અને વનરાજને પંચાસરનું રાજ્ય સંધિની રૂઇએ મળેલું હોવાનું અનુમાન કર્યું છે. 'પ્રબંધચિંતામણિ' માં પણ વનરાજને અને કલ્યાણના રાજાને સંધિ થઇ હતી એવો ઉલ્લેખ છે; એટલે સંધિ થવાથી તેને તેના બાપનું રાજ્ય પાછું મળે તો નવાઈ નથી. પણ અહીં સવાલ એ થાય છે કે વનરાજે પોતાના મામાની મદદથી ગૂજરાતનું રાજ્ય લીધું એવી હકીકત બારોટના ચોપડામાં ક્યાંથી આવી ? આવું અવિશ્વસનીય લખાણ લખવાનો આશય શો હોઈ શકે ? આ વાતનો ખુલાસો મળતો નથી. આ બાબત વિસ્તારથી જાણવા માટે રા. રામલાલ મોદીનો ઉપર કહેલો નિબંધ વાંચી જવા વિનંતિ છે.

તેણે ૭ વર્ષ રાજ કર્યું. એકંદર ચાવડા વંશના રાજાઓએ ૧૯૬ વર્ષ રાજ કર્યું.[1] ( અં. ૩૫. ૧. ણુ. )

સંવત્ ૮૦૨ શ્રાવણ સુદિ ૨ સોમે વૃષ લગ્ને ચાવડા વંશે શ્રી વનરાજ ચાવડે અણુહિલપુર પાટણ વસાવ્યું. અને ત્યાં ૬૦ વર્ષ રાજ કર્યું. તેની ગાદીએ યોગરાજ બેઠો, તેણે ૩૫ વર્ષ રાજ કર્યું, તેની ગાદીએ ક્ષેમરાજ થયો. તેણે ૨૫ વર્ષ રાજ કર્યું, તેની ગાદીએ ભૂવડ રાજા થયો. તેણે ૨૯ વર્ષ રાજ કર્યું. તે પછી રાજા વીરમદેવે ૧૫ વર્ષ રાજ કર્યું. તે પછી રત્નાદિત્યે ૧૫ વર્ષ રાજ કર્યું; તે પછી રાજા સામંતસિંહે ૭ વર્ષ રાજ કર્યું. ચાવડા વંશમાં ૭ રાજા થયા અને તેમણે એકંદર ૧૯૬ વર્ષ રાજ કર્યું.[1] (અં.૪૬.૭.)



## ચાવડા વંશના રાજાઓ.



નવછત્ર ચાવડા કીજ પાટણ ધર રાજહ
સોલંકી અગીઆર બસેં સીતેરને સાહલ
હુવા વાગેલા પાંચ વરસ એકસો અઠાસી
× × × ×
વારંવાર જોગવે
પચવીસ પાટ પટાવલી એણે અણીહલપર ભોગવે.
× × ×

૧. ચાવડા વંશના નવ રાજાઓનાં નામ નીચે પ્રમાણે: (૧) વનરાજ, (૨) યોગરાજ, (૩) રત્નાદિત્ય, (૪) વીરસિંહ, વૈરિસિંહ ( વેરશી ), (૫) ક્ષેમરાજ, (૬) ચુંદણુજી ( ચામુંડ ), (૭) લાખણુસિંહ, (૮) આકડબે અને (૯) ભોઅણુદે ( ભૂવડ ). ચાવડા વંશની આ વંશાવલિ અચોક્કસ હોવાનું ઇતિહાસગ્રન્થોથી જણાય છે; કારણ કેટલાક ૭ રાજાઓ થયાનું અને કેટલાક ૯ થયાનું જણાવે છે; તેમ રાજાઓનાં રાજ્યકાલ અને નામમાં પણ ફેર પડે છે.

સંવત્ ૮૦૨ ના વરસે અસાડ સુદ ૨ ને દિને વનરાજ ચાવડો પાટ બેઠો અને ૬૦ વર્ષ રાજ કર્યું. સંવત ૮૬૨ ના વરસે આસો સુદ ૫ ને દિવસે ચાવડો **જોગરાજ** પાટ બેઠો; તેણે ૧૦ વર્ષ રાજ કર્યું.

સંવત્ ૮૭૨ ના વર્ષમાં શ્રાવણ સુદિ ૫ ને દિને ચાવડો **રણાઈત** (રત્નાદિત્ય) ગાદીએ બેઠો; તેણે ૩ વર્ષ રાજ કર્યું.

સંવત્ ૮૭૫ ના વર્ષે કાર્તિક વદિ ૧૦ ને દિને ચાવડો **વેરશીજી** ગાદીએ બેઠો; તેણે ૧૧ વર્ષ રાજ કર્યું.

સંવત્ ૮૭૬ ના વર્ષે જેઠ શુદિ ૧૩ ને દિને ચાવડો **ખેમરાજજી** ગાદીએ બેઠા; તેણે ૩૯ વર્ષ રાજ કર્યું.

સંવત્ ૯૨૫ માં અષાઢ વદિ ૧૩ ને દિને ચાવડા **ચુંઢણજી** ગાદીએ બેઠા, તેણે ૨૭ વર્ષ રાજ કર્યું.

સંવત ૯૫૨ ના વર્ષમાં માગશર વદિ ૪ ને દિને ચાવડો **લાખણસિંહ** ગાદીએ બેઠા, તેણે ૧૦ વર્ષ રાજ કર્યું.

સંવત્ ૯૬૨ ના વર્ષે પોષ સુદિ ૧૦ ને દિને ચાવડા **આકડજી** પાટ બેઠા; તેણે ૧૭ વર્ષ રાજ કર્યું.

સંવત્ ૯૭૯ માં પોષ સુદિ ૧૦ ચાવડા **ભોઆણદેજી** ગાદીએ બેઠા, તેણે ૧૯ વર્ષ રાજ કર્યું. ચાવડાનાં નવછત્ર સંપૂર્ણ થયાં.[1] (અં. ૪૬. ૧. ૭.)

---

૧. પ્ર. ચિં., વિ. શ્રે., ધર્મારણ્ય એ ત્રણે ગ્રંથોમાં માત્ર ૮ રાજાઓનો ઉલ્લેખ કરેલો છે. તેમાં ચામુંડ પછી રાહડ અને ભૂવડનાં નામ આપ્યાં છે. અને એ કથન વાસ્તવિક હોય એમ જણાય છે. તેથી નીચે આપેલી ચાવડાની વંશાવળી તદનુસાર આપી છે અને તે છેલ્લી શોધ પ્રમાણે વાસ્તવિક છે.

**ચાવડા વંશની વંશાવળી.**

| અંક | રાજાનું નામ | ક્યાંથી સંવત્ | ક્યાં સુધી સંવત્ | વર્ષ. |
|---|---|---|---|---|
| ૧ | વનરાજ | ૮૦૨ | ૮૬૧ | ૫૯ |
| ૨ | યોગરાજ | ૮૬૧ | ૮૭૦ | ૯ |

## ચાવડા રાજાઓનું વંશવૃક્ષ.

ચાવડા વંશના રાજાઓનો પરસ્પર સંબંધ દર્શાવનારો કોઠો નીચે આપ્યો છે:-




વનરાજે ૬૦ વર્ષ રાજ કર્યાનું બધા ગ્રંથોમાં છે. યોગ-રાજનો સમય કેટલાક ૩૫ ને કેટલાક ૯ વર્ષ ગણાવે છે. પણ

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | રત્નાદિત્ય | ૮૭૦ | ૮૭૩ | ૩ |
| ૪ | વૈરિસિંહ | ૮૭૩ | ૮૮૪ | ૧૧ |
| ૫ | ક્ષેમરાજ | ૮૮૪ | ૯૧૩ | ૨૯ |
| ૬ | ચામુંડ | ૯૧૩ | ૯૪૪ | ૩૧ |
| ૭ | રાહડ | ૯૪૪ | ૯૭૧ | ૨૭ |
| ૮ | ભૂવડ | ૯૭૧ | ૯૯૮ | ૨૭ |

કુલ ૧૯૬

૯ વર્ષ વાજબી લાગે છે. વનરાજ સં. ૮૬૧ સુધી જીવતો હશે, પરન્તુ યોગરાજે સં. ૮૩૫ માં રાજસત્તા લીધી હશે. આથી જેઓ તેનાં ૩૫ વર્ષ ગણે છે તે તેણે રાજસત્તા લીધી ત્યારથી ગણુતા હશે, ત્યારે જેઓ તેનાં ૯ વર્ષ ગણે છે તે વનરાજના મરણ પછી તેનો રાજ્યારંભ ગણુતા હશે. પણ ૯ વર્ષ ગણુવાં વધારે યોગ્ય છે. રત્નાદિત્યનો રાજ્યકાળ ૩ વર્ષનો હશે એ ચોક્કસ છે. ક્ષેમરાજ અને ચામુંડનો રાજ્યકાળ પણ ધર્મારણ્ય પ્રમાણે ૨૯ અને ૩૧ વર્ષ ગણુવો ઠીક છે. રાહડનો રાજ્યકાળ વિ. શ્રે. અને ધર્મારણ્યમાં મળતો છે. તેથી ૨૭ વર્ષ માન્ય રાખ્યાં છે, તેમ જ ભૂવડનો કાળ પ્ર. ચિં. અને ધર્મારણ્યમાં મળતો છે, એટલે કે ૨૭ વર્ષનો છે. ( રા. રામલાલ મોદીના 'ચાવડાઓની વંશાવળી' નામના નિબંધમાંથી. )

ચાવડાઓએ ૧૯૬ વર્ષ રાજ કર્યું, તે સંબંધી મતભેદ નથી, કારણ કે મૂળરાજનો રાજ્યાભિષેક સં. ૯૯૯ માં થયો હતો.

સિદ્ધપુરના રૂદ્રમાળના જૂના કવિતમાં મૂળરાજના રાજ્યાભિષેકનું વર્ષ આ પ્રમાણે છેઃ—

સંવત નવ નવાણુંએ મૂળદેવ મહારાજ,
મૂળદેવ કુળ ચાવડો (ડે) પામ્યો પાટણરાજ.

---

## રણુાઈત ( રત્નાદિત્ય ) ચાવડાનું કવિત.

દીવધડ દોરંગ ત્રઠે રતનાગર ત્રઠે—રાજ દીઓ
રગનાથ આવીઆ ચાવડો એઠ
વેણીને વછરાજ ઈકોતેર કીધો સુબા
ફેડી સલતાંન ધરા જિતી ડંડ લીધો—
સોવણુ ફુલી બાંધી સરઠ ભાર થનકો દોઆને ભડે
સંવત સાત સતાંણુવે કોટ દીવ કીધો કડે.

---

એક સમે એણુ વાર વેવારીઓ એકજ આઓ
મછલી બંદર ગાંમ કોટીધજ કમલા સીકાઓ
કેસર મોતી કપુર ઝાઝવો દીસે ઝાઝા
દીવ મલો દરબાર આવીઓ વેણી તુઝ આઝા
ચાવડો સણુ ચુકે નહીં લાજ એમાણી લોપીએ
સંમ ખાધા સમુદર તણા કોડ રતનાગર કોપીએ

---

સમ ખાધા સમુદર અદ્ધ રતનાગર અપો
માલ ઉતારો મંડી નાણું તલની અપો
સપતું આવું એકજ સહી રાજપાટો ધર રાંણી
નાસ નાસ હો નરંદ જાવાદુ તુજને જાણી
ઓધાન સોતી નારી અસી સવે પરમેસ્વર સુપીઓ
સાંઢ બેસે રાણી સતી કરોધ રતનાગર કોપીઓ

---

પ્રથમ ચાડ ગડ ચડે સપત ગડ સેન સુણાઓ
સરબદ દીધી આંણુ હેમ ઓતર દશ આઓ
નવ કોટી કર નેત્ર ખેતર ગાજણો મસાઓ
પરવરીઓ પરમાર વાસ **ભેનમાલ** (ભિનમાલ) વસાઓ
ભોગવે ભોમ સતરૂ ભડાં રાણાઈત તણો રાખીઓ રંગ
**વણુરાજ** કુંવરે વાસીઓ દશમો અણુહલપટ દોરંગ[1]

(અં. ૪૬. ૧. ૬.)

---

૧ આમાં કુલ ચાર કવિત છે. પહેલાં બેમાં વનરાજ ચાવડાના પૌત્ર શિલાદિત્ય(રાણાઇત)ને સંવત ૭૮૭ માં સમુદ્ર કોપ્યાથી દિવબંદર છોડી ભાગવું પડયું તેની વાત છે, અને ૪ થા માં તેણે ભિન્નમાલ (શ્રીમાલ) વસાવ્યું તેની વાત છે. પરંતુ ઇતિહાસના આધારે સ્પષ્ટ થયું છે કે ભિન્નમાલ શિલાદિત્યથી પણ જૂનું છે. શ્રીમાળ પુરાણમાં લક્ષ્મીદેવીએ એ નગર વસાવ્યાનો ઉલ્લેખ છે. તેમ જ વિમળપ્રબંધમાં લખ્યું છે કે ભિન્નમાલથી નીનમંત્રી ગાંભુમાં આવ્યો તે પછી વનરાજે પાટણ સંવત ૮૦૨ માં

# સોલંકી વંશ.[૧]



સંવત્ ૯૯૮ ના મહા શુદિ ૫ ને દિને ચાવડા મામા સામંતસિંહને મારીને સોલંકી મૂલરાજે રાજ લીધું. મૂલરાજે ૪૫ વર્ષ રાજ કર્યું.

સંવત્ ૧૦૪૩ ના વર્ષે જેઠ શુદિ ૧૩ ને દિને સોલંકી ચુંડરાજ (ચામુંડરાજ) પાટ બેઠા; તેણે વર્ષ ૧૦ (૧૪) રાજ કર્યું.

સંવત્ ૧૦૫૩ ના વર્ષે માગશર શુદિ ૫ ને દિને સોલંકી વલ્લભજી (વલ્લભરાજ) પાટ બેઠા; તેણે માસ ૬ રાજ કર્યું.

સંવત્ ૧૦૫૩ ના વર્ષે જેઠ શુદિ ૯ ને દિને દુર્લભરાજ પાટ બેઠા; તેણે વર્ષ ૧૩, ૬ માસ રાજ કર્યું.

સંવત્ ૧૦૬૭ ના વર્ષે માગશર શુદિ ૭ ને દિને સોલંકી ભીમરાજ (ભીમદેવ) પાટ બેઠા; તેણે ૩૯ વર્ષ રાજ કર્યું.

---

વસાવ્યું. એટલે વનરાજ પહેલાં ભિનમાલ વસ્યું હતું, એ વાત ચોક્કસ છે. જુઓ વિમળપ્રબંધ ખંડ ૩ જો. કડી. ૨૮-૩૧. પાન. ૯૬-૯૭.

૧ રાસમાળામાં જણાવ્યા પ્રમાણે સોલંકી વંશના બાર રાજાઓનાં નામ નીચે પ્રમાણે:—

(૧) મૂળરાજ, (૨) ચામુંડરાજ, (૩) વલ્લભસેન, (૪) દુર્લભસેન, (૫) ભીમ પહેલો, (૬) કર્ણ, (૭) સિદ્ધરાજ, (૮) કુમારપાળ, (૯) અજયપાળ, (૧૦) મૂળરાજ બીજો, (૧૧) ભીમદેવ બીજો, (૧૨) ત્રિભુવનપાળ. સોલંકી વંશના આ ૧૨ રાજાઓએ એકંદર ૩૦૨ વર્ષ શાસન કર્યું. 'પ્રાચીન ગુજરાત' ના કર્તાએ માત્ર ૧૧ સોલંકી રાજાઓ થયા એમ જણાવી તેનો શાસનકાળ ૩૦૨ વર્ષનો લખ્યો છે.

'બુદ્ધિપ્રકાશ' ના ૧૯૨૬ ના જુલાઈના અંકમાં રા. દત્તાત્રેય બાળકૃષ્ણ દિસકળકરે 'ગુજરાતના ચૌલુક્ય રાજાઓનો કાળક્રમ' એ નામનો

સંવત ૧૧૦૬ ના વર્ષે પોષ શુદિ ૨ ને દિને સોલંકી કરણ (કર્ણ) પાટ બેઠો, તેણે ૨૦ વર્ષ રાજ કર્યું.

સંવત્ ૧૧૨૬ ના વર્ષે માગશર શુદિ ૪ ને દિને સોલંકી સિદ્ધરાજ જયસિંહ પાટ બેઠા, તેણે ૪૯ વષ રાજ કર્યું.

---

એક લેખ લખ્યો છે તેમાં તેમણે સોલંકી રાજાઓને લગતી, છેવટનાં મળી આવેલાં તામ્રપત્રો અને શિલાલેખો ઉપરથી, નીચે પ્રમાણે સાલવારી નક્કી કરી છે તે વધારે માનનીય જણાય છે.

| | ક્યાંથી. વિ. સં. | | ક્યાં સુધી. વિ. સં. | કેટલાં વર્ષ. |
|---|---|---|---|---|
| ૧. મૂળરાજ | ૯૯૮ | | ૧૦૫૩ | ૫૫ |
| ૨. ચામુંડરાજ | ૧૦૫૩ | | ૧૦૬૭ | ૧૪ |
| ૩. વલ્લભરાજ | ૧૦૬૬ | છ મહીના સુધી | ૧૦૬૭ | છ મહીના. |
| ૪. દુર્લભરાજ | ૧૦૬૭ | | ૧૦૭૮ | ૧૧ |
| ૫. ભીમદેવ | ૧૦૭૮ | | ૧૧૨૦ | ૪૨ |
| ૬. કર્ણ | ૧૧૨૦ | | ૧૧૫૦ | ૩૦ |
| ૭. સિદ્ધરાજ જયસિંહ | ૧૧૫૦ | | ૧૨૦૦ | ૫૦ |
| ૮. કુમારપાળ | ૧૨૦૦ | | ૧૨૨૯ | ૨૯ |
| ૯. અજયપાળ | ૧૨૨૯ | | ૧૨૩૨ | ૩ |
| ૧૦. મૂળરાજ | ૧૨૩૨ | | ૧૨૩૪ | ૨ |
| ૧૧. ભીમ (૨) | ૧૨૩૪ | | ૧૨૯૮ | ૬૪ |
| ૧૨. જયવન્તસિંહ | ૧૨૮૦ | (કદાચ ૧ વરસ સુધીજ) | | ૧ |
| ૧૩. ત્રિભુવનપાળ | ૧૨૯૮ | | ૧૩૦૦ | ૨ |
| | | | | ૩૦૨ |

સોલંકી વંશના રાજાઓનો પરસ્પર સંબંધ આ પ્રમાણે છેઃ—

૧. મૂળરાજ

૨. ચામુંડરાજ—મૂળરાજનો દીકરો.

૩. વલ્લભરાજ—ચામુંડરાજનો પુત્ર.

સંવત્ ૧૧૭૫ ના વર્ષે કાર્તિક વદિ ૫ ને દિને ભત્રીજો કુમારપાળ પાટ બેઠો, તેણે ૩૦ વર્ષ રાજ કર્યું.

સંવત્ ૧૨૦૫ ના વર્ષે પોષ વદિ ૧૨ ને દિને સોલંકી અલણદે (અજયપાળ) પાટ બેઠા; તેણે વર્ષ ૩ રાજ કર્યું.

સંવત્ ૧૨૦૮ ના વર્ષે અષાઢ શુદિ ૭ ને દિને મૂલદે (મૂળરાજ) ને મારીને ભીમદે (ભીમ ૨ જો) પાટ બેઠા. સંવત્ ૧૨૧૦ ના વર્ષે—એણે ૧૭ વર્ષ રાજ કર્યું. એવાં અગિઆર છત્ર રાજ કર્યું. તેનાં કુલ વર્ષ ૨૩૦. (અં. ૪૬. ૧. ૭.)

---

૪. દુર્લભરાજ—વલ્લભરાજનો નાનો ભાઇ.
૫. ભીમદેવ—દુર્લભરાજનો ભત્રીજો.
૬. કર્ણ—ભીમનો પુત્ર.
૭. સિદ્ધરાજ જયસિંહ—કર્ણનો પુત્ર.
૮. કુમારપાળ—કર્ણના ભાઇ ક્ષેમરાજનો પ્રપૌત્ર.
૯. અજયપાળ—કુમારપાળના ભાઈ મહીપાળનો પુત્ર.
૧૦. મૂળરાજ—અજયપાળનો પુત્ર.
૧૧. ભીમ (૨)—મૂળરાજનો નાનો ભાઈ હોવાનું અનુમાન.
૧૨. જયવન્તસિંહ—( સંબંધ જણાતો નથી ).
૧૩. ત્રિભુવનપાળ—( સંબંધ જણાતો નથી).

આ પ્રમાણે સોલંકી વંશના રાજાઓની વંશાવળી જોતાં ભાટના ચોપડામાં આપેલી ઉપરની વિગત તદ્દન અવિશ્વસનીય અને ભૂલભરેલી માલૂમ પડે છે.

# સોલંકી વંશના રાજાઓ.

---

સોલંકી રાજની સ્થાપના સંવત્ ૯૯૮ માં થઇ. સોલંકી વંશનો ૧ લો રાજા મૂળરાજ થયો, તેણે ૫૫ વર્ષ રાજ કર્યું. ૨ જો રાજા ચામુંડ થયો, તેણે ૧૩ વર્ષ[૧] રાજ કર્યું. ૩ જો વરસંભ[૨] રાજા થયો તેણે ૧ વર્ષ ૬ માસ રાજ કર્યું,[૩] ૪ થો રાજા દુર્લભ[૪] થયો, તેણે ૧ વર્ષ, ૬ માસ રાજ કર્યું,[૫] ૫ મો રાજા ભીમ થયો, તેણે ૪ વર્ષ રાજ કર્યું.[૬] (તેના વખતમાં મંત્રી વિમલ હતો). તેની પછી ૬ ઠો રાજા કરણ થયો, તેણે ૨૯ વર્ષ, ૨ માસ, ૧ દિવસ રાજ કર્યું.[૭]

## સિદ્ધરાજ જયસિંહ પછીના રાજાઓ.

સિદ્ધરાજને પુત્ર નહીં હોવાને કારણે, તેણે સહસ્રલિંગ સરોવર બંધાવ્યું, વાવ કરાવી, સિદ્ધપુર વસાવ્યું, રૂદ્રમાલ પ્રાસાદ કરાવ્યો' ઝીંઝુવાડાને કોટ બંધાવ્યો, ધાંધલપુરનો કોટ તથા બીજા ઘણા કોટ કરાવ્યા. પોતાની માતા મીણલદેના નામથી વીરમગામમાં મીનલ સરોવર કરાવ્યું.[૮]

---

૧. ૧૪ વર્ષ જોઇએ. ૨. વલ્લભરાજ. ૩. માસ ૬. ૪. દુર્લભરાજ. ૫. ૧૧ વર્ષ. ૬. ૪૨ વર્ષ. ૭. ૩૦ વર્ષ.

૮. પોતાની નામના થાય એવાં ઉંચા પ્રકારની કારીગરીવાળાં મકાનો બાંધવાનો સિદ્ધરાજને બહુ શોખ હતો. તેણે રસ્તાઓ ઉપર એક એક યોજન (ચાર ગાઉ) છેટે ધર્મશાળાઓ કરાવી હતી. અને ત્યાં ગરીબ લોકોને ખાવાનું મળતું. વળી તેણે ડભોઇનો કિલ્લો, કપડવંજનો કુંડ, ધોળકાનું મલાવ તળાવ, સિદ્ધપુરનો રૂદ્રમાળ, સહસ્રલિંગ તળાવ (પાટણ), સીહોરના કુંડો, (આ માટે સીહોરનું આપેલું વર્ણન જુઓ.) વીરમગામનું મુનસર તળાવ, તથા ઝીંઝુવાડા, વીરપુર, વઢવાણ, ધામરપુર, (ધાંધલપુર હોવું જોઇએ), બાદુલ (?) વગેરેના ગઢ બંધાવ્યા હતા એમ

સંવત ૧૧૫૮ ના[1] વર્ષ આખરે સિદ્ધરાજ જયસિંહે ભોજરાજને પાટ બેસાડયો. તેને ત્રણ પુત્ર થયાઃ (૧) કુંવર(કુમાર)પાલ, (૨) મહીપાલ, (૩) કીર્તિપાલ. તેમાંથી કુમારપાલને રાજગાદી આપી. જયસિંહદેવે ૪૨ વર્ષ રાજ્ય કર્યું.[2] (અં. ૭. ઝ.)

---

## રાજા કુમારપાલ.

સંવત ૧૧૯૯ ના માગશર વદિ ૪ પુષ્કરણુયોગે રાજા કુમારપાલ ગાદીએ બેઠા. તેના સમયમાં હેમાચાર્ય થયા. તેના પ્રતિબોધથી કુમારપાળે જૈનધર્મ પાળ્યો. અરાઢ દેશમાં અમારી (અહિંસા) પળાવી, ઘોડું અરાઢ સહસ્ર; ગળીને પાણી પાય. બતરીવડા અખ્ય પ્રાસાદ કરાવ્યા ને હેમાચાર્યની પુશાલ કરાવી. તારંગે, આબુએ, આરાસુરે પ્રાસાદ કરાવ્યા. ચૌદ હજાર જીર્ણ દહેરાં સમરાવ્યાં. સાત યાત્રા શત્રુંજયની કરાવી. કુમારપાલે ૩૦ વર્ષ ને ૬ માસ સુધી રાજ કર્યું. સંવત્ ૧૨૩૦ માં કુમારપાલનું મૃત્યુ થયું.

---

કહેવાય છે. આમાંનું ધોળકાનું મલાવ અને વીરમગામનું મુનસર તળાવ સો તેની મા મીનલદેવીએ બંધાવ્યાં હતાં એમ લોકો કહે છે. (શ્રી સયાજી બાલજ્ઞાન માળાનો પાટણ-સિદ્ધપુરનો પ્રવાસ.) પણ તે સિદ્ધરાજના રાજ્યકાળમાં બંધાયાં હતાં એટલી વાત ચોક્કસ છે.

સિદ્ધરાજને મકાનો બાંધવાનો એટલો શોખ હતો કે, એના વિષે કોઈએ નીચે પ્રમાણે શ્લોક બનાવ્યો છે.

महालयो महायात्रा महास्थानं महासरः ।
यत्कृतं सिद्धराजेन क्रियते तन्न केनचित् ॥

ભાવાર્થઃ—સિદ્ધરાજે જેવું મહાલય, (રુદ્રમાળ), જેવી મોટી યાત્રા (સોમનાથની), જેવું મોટું આસ્થાન (સભાનું મકાન) અને મોટું સરોવર (સહસ્રલિંગ) કર્યાં છે તેવું કોઈનાથી થઈ શક્યું નથી.

૧. ૧૨૦૦ ની સાલમાં.    ૨. ૫૦ વર્ષ રાજ કર્યું.

તે પછી રાજા અજેપાલ થયો, તેણે ૩ વર્ષ ૧ માસ રાજ કર્યું. તેને પાટ પણેપાલ[1] રાજાએ ૩ વર્ષ રાજ કર્યું, તે પછી સંવત્ ૧૧૩૬ ના વર્ષે[2] મૂલરાજે રાજ લીધું. તેણે ૨ વર્ષ ૨ માસ રાજ કર્યું. તે પછી સંવત્ ૧૨૩૮ માં[3] રાજા ભીમ થયો, તેણે ૪૭ વર્ષ[4] રાજ કર્યું.

[5]ચાવડા વંશ પછી સોલંકી વંશમાં રાજગાદી આવી. સંવત્ ૯૯૮ માં સોલંકી વંશની રાજગાદી સ્થપાઈ. તેનો પહેલો રાજા મૂલરાજ થયો, તેણે ૫૫ વર્ષ રાજા કર્યું. તે પછી ચામુંડરાજે ૧૩ વર્ષ રાજ કર્યું, તે પછી રાજા વલ્લભે ૧ વર્ષ રાજ કર્યું. તે પછી રાજા દુર્લભે ૧૧ વર્ષ રાજ કર્યું. તે પછી રાજા ભીમે ૪૨ વર્ષ રાજ કર્યું. ભીમ રાજાના વખતમાં વિમળશાહ થયો. ભીમની ગાદીએ કરણરાજા (ભોગી) બેઠો, તેણે ૨૯ વર્ષ રાજ કર્યું. તેની રાણી મેણલદે કર્ણાટક દેશના રાજાની પુત્રી હતી. તેને પરણીને અપમાનિત કરી હતી. એવામાં ઉંબનું (?) ટોળું આવ્યું. તેમાં નમુંજાલા નામની એક સ્વરૂપવાન ઉંબડી[6] હતી. રાજા તેને દેખી મોહ પામ્યો. પ્રધાનને કહીને તે ઢોલણને અંતઃપુરમાં બોલાવી. પ્રધાને યુક્તિ કરી મેણલદેને સોળ શણગાર સજાવી રાજા પાસે મોકલી. રાજાને પ્રેમ થયો અને મેણલદેને ગર્ભ રહ્યો. બીજી રાણીએ તે ગર્ભ બંધ કર્યો. વર્ષ બાર સુધી બોજ રહ્યો. દાયે ઉપાય કરી ખુટ (છુટ) કીધી. તે પુત્ર રાજા જયસિંહ થયો. બીજો પુત્ર ભોજપાલ થયો. જયસિંહદેવને પાટે સ્થાપ્યો. તે મહાપ્રતાપી અને પરાક્રમી થયો અને સિદ્ધરાજ જયસિંહ કહેવાણો. તે અપુત્ર હોવાથી તેણે સહસ્રલિંગ તળાવ બંધાવ્યું, પુત્ર-

૧. આ નામનો કોઈ રાજા થયો નથી. ૨. ૧૨૩૨ માં. ૩. ૧૨૩૪ માં. ૪. ૬૪ વર્ષ રાજ કર્યું.

૫. આ લખાણમાં આપેલાં વર્ષો લગભગ બરાબર છે.

૬. ઉબડીનો અર્થ સ્પષ્ટ નથી. પરંતુ નમુંજાલા કર્ણાટકની નદી હતી, એ વાત ચોક્કસ છે, કદાચ ઉંબડીનો એ અર્થ થતો હશે.

પ્રાપ્તિ અર્થે રાણીવાવ કરાવી, સિદ્ધપુર નગર વસાવ્યું, રૂદ્રમાલ પ્રાસાદ કરાવ્યો. ઝીંઝુવાડે ગઢ બંધાવ્યો. ઉપરાંત સાહેલી ગઢ, ધાંધલપુરનો ગઢ, ઉપરાંત અનેક કામો કરાવ્યાં. તેની માતા મેણુલદેના નામથી વીરમગામમાં મિનલ સરોવર બંધાવ્યું. આ સરોવર સંવત્ ૧૧૦૮ માં તૈયાર થયું.

સંવત ૧૧૨૭ માં સિદ્ધરાજે ચારણ, કુંભાર વગેરેનો ક્ષત્રિયો પાસે લાગો બાંધી આપ્યો. તેને લગતો દૂહો આ પ્રમાણે છેઃ—

તોરણ ગધો ચવરી ટકો જામા સહીતી પાગ,
એતૌ દીજે ચારણાં કુંભારારો લાગ. ( અં. ૭. ઝ. )

## સિદ્ધરાજના જન્મની વાર્તા.

કરણ રાજા કર્ણાટકના રાજાની પુત્રી મીણલદે(મીનળદેવી)ને પરણ્યો હતો, પણ પરણ્યા પછી તેને પરહરી મૂકી હતી. એક વાર ડુમડી(નટી ?)[1]નું ટોળું આવ્યું, તેમાં નમુંજાલા ડુમડી સ્વરૂપવંતી હતી. રાજા તેના સૌંદર્યથી મુગ્ધ થયો, અને પ્રધાનને કહ્યું કે ડુમડીને સંધ્યાસમે અંતઃપુરમાં મોકલજો. પ્રધાને એ વાતની હા ભણી. પણ બુદ્ધિ વાપરી રાણી મીણલદેને શણગાર સજાવીને મોકલ્યાં. રાજાને પ્રેમ ઉપજ્યો અને તે દિવસે ગર્ભ રહ્યો. એ પ્રમાણે રાજા શ્રી જયસિંહદેવ થયા.

રાણીને ગર્ભ રહ્યો ત્યારે કરણ રાજાને ત્રણસેં સાઠ[2] સ્ત્રીઓ

૧. આગળના લખાણમાં ડુબડી લખ્યું છે તે કે ડુમડી ખરો શબ્દ હશે તે નક્કી કરવું મુશ્કેલ છે.

૨. ઐતિહાસિક દૃષ્ટિએ આ વાત સાચી હોય એમ જણાતું નથી.

હતી. તેમણે વિચાર્યું કે એ રાણીને પુત્ર આવશે તો એ માનીતી થશે. તેથી એક જતિને તેડયો અને ઘણું દ્રવ્ય આપી કામણ કીધું. તે જતિએ કહ્યું કે હું ચિટ્ઠી આપું છું તે હીરને આંટે વીંટો. જેટલા આંટા વીંટશો તેટલે માસે પુત્રનો જન્મ થાશે. રાણીએ સવામણ હીર વીંટયું, અને રાણીને અઢાર માસ થયા, પણ પ્રસવ થયો નહિ. પછી કરણ રાજાની આજ્ઞા લઈ રાણી જલશાયી કરવા ( થવા ? ) શ્રી નર્બદાજી આવ્યાં, અને દર્ભાવતી નગરી એટલે ડભોઈ પ્રગણાના ગામ વેગા(?)એ મુકામ કર્યો. ત્યાં એક જોગી સિદ્ધ પુરૂપ હતો. તેણે રાણીને કહ્યું કે બે માસ ધીરજ રાખી રહો તો પુત્રપ્રાપ્તિ થશે. રાણીએ તે વાત માન્ય રાખી. પછી સિદ્ધે આત્મદષ્ટિ કરી જોયું તો કામણ દીઠું. પછી તે ગામમાં ભીલને છોકરો થયો, તે છોકરો લાવીને તેનાં પગલાં કાગળ ઉપર કંકુથી પાડી પાટણ કરણ રાજાને વધામણી મોકલી. આથી રાજાને ઘણો આનંદ થયો, ને મોટો સમારંભ કીધો. ત્યારે બીજી રાણીઓને ખેદ થયો, ને જતિને બોલાવીને પૂછયું જે તારૂં કહેવું કાંઇ ખરૂં ન પડયું તેનું શું કારણ ? ત્યારે જતિએ કહ્યું કે ચિટ્ઠીને ઉઘાઈ તો વળગી નથી ને તે જુઓ. તે ઉપરથી રાણી-ઓએ હીરના આંટા ઉકેલ્યા, તેથી ચિટ્ઠી ખુલ્લી થઈ અને મંત્ર ઉડી ગયો, ને વેગા ગામમાં રાણીને પુત્ર પ્રસવ્યો. ફરીને પાટણમાં વધામણી આવી. રાજાને આશ્ચર્ય થયું કે બે વાર વધામણી શી રીતે આવી ! એવું વિચારી કરણરાજા વેગો આવ્યા, અને ત્યાં દશ બ્રાહ્મણોને તેડાવ્યા ને દાન આપ્યાં. સાઠ પાદર દાનમાં આપ્યાં. તે પછી પાટણ આવ્યા. આ પ્રમાણે સિદ્ધરાજ જેસંગદેવ થયા.

( અં. ૩૫. ૧. ણ. )

---

## સિદ્ધરાજ જયસિંહની હકીકત.

સિદ્ધરાજ સોલંકીનું નામ રાજા વીહલદે. જન્મનું નામ જેસંધ, તે પાટણમાં થયા. તેણે ૭,૨૨૪ વાવ કરાવી. ધરતી ઉપર ૫,૦૦૦ તળાવ કરાવ્યાં; તેમાં ૨૦૦ બંધાર તળાવ કરાવ્યાં. પાટણમાં સહસ્રલિંગ તળાવ બંધાવ્યું. સંવત્ ૧૧૫૨ ના વર્ષે ચૈત્ર શુદિ ૯ ને દિને રાણીવાવ પાટણમાં કરાવી, પાટણમાં તીરથીયું તળાવ કરાવ્યું. વડનગરમાં શમેલા તળાવ કરાવ્યું. સંવત્ ૧૧૧૨ ના વર્ષે ધોળકામાં મલાવ તળાવ કરાવ્યું; તેનું ખર્ચ અનુક્રમે ૧૬ લાખ ટકા, ૬૧ હજાર ટકા, એકશાત ટકા–ઉઝણદશી આડના(?)થઆ–તાંબા બરોબર પથર ચણાવ્યો. સંવત્ ૧૧૧૫ ની સાલમાં વીરમદે વાઘેલે વીરમગામ વસાવ્યું. સંવત્ ૧૦૮૭ ના વર્ષે માહા શુદિ ૧૩ ને દિને સિદ્ધરાજ જયસિંહે વીરમગામમાં ત્રણસેંને સાઠ દેરીનું મુનસર તળાવ બંધાવ્યું. આ તળાવ વીરમગામથી આથમણું છે. સિદ્ધરાજનો જન્મ ડભોઇમાં થયો હતો અને સિદ્ધરાજે ડભોઇનો ગઢ કરાવ્યો, તેમજ જશધ(દ?)ણ નામનો ગઢ કરાવ્યો. તે જશધણ ભોંયરૂં હતું–તેમાં ધુંધલીમલની મૂર્તિ છે–ને એક ધરમનાથ સધ હતો.

[1]સિદ્ધરાજે ધાંધલપરનો ગઢ કરાવ્યો, અને ધુંધલીમલની મૂાત

---

૧. રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ સિદ્ધરાજ જયસિંહનાં કરેલાં જાહેરકામો નીચે પ્રમાણે વર્ણવે છે:-

ડભોઇનો કિલ્લો અને તેને ચાર ચાર માઇલને અંતરે ધર્માદા વીશીઓ, કપડવંજમાં કુંડ, ધોળકામાં માલવ્ય સરોવર, રૂદ્રમહાલય, તથા દેરાં; રાણીની વાવ, સહસ્રલિંગ સરોવર, શિહોરના કુંડો, સાયલાનો કિલ્લો, દશ હજાર દેરાંનો દશાસહસ્ર, વીરમગામનું મુનતલાવ, દાધરપર, વઢવાણ, અનંતપર ને મુળીના ગઢો, સરધર તલાવ, ઝિંઝુવાડા, વીરપર, ભાદુલા, વેસીંગપર ને થાનના ગઢો, કંડોલા ને સિહિજકપુરના મહેલો, દેદાદનો કીર્તિસ્તંભ, જેતપુર અને અનંતપુરના કુંડોઃ એ સર્વ સિદ્ધરાજે બંધાવ્યાં છે.

(રાસમાળા ભા. ૧. પા. ૨૩૦.)

વાવને ટોડે બેસારી છે. શરૂવાનો ગઢ કરાવ્યો, સાયલાનો ગઢ કરાવ્યો, આણુંદપરનો ગઢ કરાવ્યો, ભડલીનો ગઢ કરાવ્યો, સેજકપરનો ગઢ કરાવ્યો, વઢવાણનો ગઢ કરાવ્યો, જેતલપરનો ગઢ કરાવ્યો, શિહોરમાં બ્રહ્મકુંડ કરાવ્યો, ૧૦ હજાર પ્રાસાદ કરાવ્યા, ૧૧ લાખ પરબો મંડાવી, ૧ લાખ અને ૯ કન્યાદાન દીધાં, ૮ હજાર તપસીની મઢીઓ કરાવી, ૭૨ હજાર ધર્મશાળાઓ કરાવી, સોરઠમાં દેવકાપાટણમાં સોમૈયા મહાદેવનું દહેરૂં કરાવ્યું, બ્રાહ્મણોને ૧ હજાર ગામ આપ્યાં. સિદ્ધપુરમાં રૂદ્રમાળ બંધાવ્યો; તેનું ખર્ચ ૧૪ કરોડ મહોર, કાગળ ઉપર લખાયું. રૂદ્રમાળ સંવત્ ૧૧૫૨ ની સાલમાં બંધાવ્યો. ૭૪૦ ગામ બ્રાહ્મણોને આપ્યાં. ૩૬૦ ગામ શિહોર વસાવી બ્રાહ્મણોને ( ઔદીચ્ય ) આપ્યાં.

સંવત્ ૧૧૯૨ ની સાલમાં ઝીંઝુવાડે ગઢ કરાવ્યો અને દક્ષિણ તરફ રાક્ષસપોળ કરાવી. ઝીંઝુવાડામાં એક ભોંયરૂં છે, તેમાં રાક્ષસ દીઠો. તેથી મસાલ કરીને ધણીધણીઆણી–રાજારાણી ભોંયરામાં ઉતર્યાં અને ત્યાંથી અલોપ થઇ ગયાં. આ ભોંયરાનું એક મોઢું જુનાગઢમાં છે, બીજું મોઢું જસધણના ગઢમાં છે, ત્રીજું મોઢું ઝીંઝુવાડે છે.

તે પછી ૨ માસ અને ૧૨ દિવસ પાટણનું રાજ સૂનું રહ્યું.[1]

કાલરીએથી સોલંકી કુમારપાલને તેડીને પાટણ લાવ્યા, ને તેને ગાદીએ બેસાડયો. તેણે ૩૦ વર્ષ રાજ્ય કર્યું.

( અં. ૪૬. ૧. ૮.)

---

૧. અગાઉનાં લખાણમાં સિદ્ધરાજે કુમારપાળ પહેલાં ભોજરાજને પાટ બેસાડયો એમ લખ્યું છે, પણ તેની પછી ખરો રાજા તો કુમારપાલ ( ભોજરાજનો દીકરો ) થયો છે.

## સિદ્ધરાજ જયસિંહનું કવિત્ત.

---

સધરાવ જેસંધસુ ચડે નકો મંડલીક
જેને પાંચ લાખ તોખાર જસાગઢ પાડતોરી ગાંમ
જોર બાંધજ રેવત ઉપર સ્વાર
અભાગમ બાંણપં (પ) ત લખ બે શબ્દ
વેદી સવાકરણ સોલસેહ સ.ખા બાત દીસે કેરા
રાવણ રાંણ ધુંધલે, કામ લહુજે
વરા વીસ સેહસ્ત્ર વાજીત્ર વલી
સધરાજ જેસંધસુ ચડેની કો મરલીક (૧)

સામંત સાકર વીર ચૈતર સુદ લગન એ આચરૂં
ભરણી નક્ષતર શુભકર વાર શનિશ્ચર
દેસો તમામે સાત ટકા ક્રોડ પાંત્રીસે સીડી
પથર સાંપેલ ઓગણી પાંચાસે આણીહલનગર
અવિચલ વસે તાં શનીરભાગી તેરશ
શુણ સધરા ગુજરધણી સેસનાગ સસે વરસ રસ[૧] (૨)

(અં. ૪૬. ૧. ૨.)

---

૧. પહેલા કવિતમાં સિદ્ધરાજના શૌર્યપ્રભાવનું વર્ણન છે, બીજામાં રૂદ્રમાલને લગતી હકીકત છે. આ કવિતો બહુજ અશુદ્ધ અને ભૂલોવાળાં છે. રૂદ્રમાલ વિશે બે વધારાના દોહરા નીચે પ્રમાણે છેઃ-

સંવત્ બાર બીહોતરે માઘ માશ પરમાણ
રૂદ્રમાલાની સ્થાપના તથ બીજ વાર ગરૂ જાણ.
સંવત્ ૧૩ તાં પાસેઠ હશે અસૂ અલાદ
રૂદ્રમાળ પાદર કરે નશાં ઉતારણ નાદ.

રૂદ્રમાલનાં બીજાં કવિતો આગળ આપ્યાં છે.

## સિદ્ધરાજે ભિન્નમાલ જિત્યું તેનું કવિત્ત.

---

સંમ(વ)ત બાર બાવન કટક ભઓ
ગુજર કંપીઆસો સુદ અષ્ટમી
ભડ ભાનમાલ જ ભાંગો સધરાજ જેસંગ
લોહપગ સર લાગો પલટીઆ કોટ પસચમતણા
ખુની આલામ અઆખડી, સોલંકી જેસંગસું
માડકીનનોક મંડલીક–ખોઆંણા નવલખ ખેડ કીધ
કાનો જપીઆંણો
એક દેશ ઉજડે મલેતાં અપામે જે હો
ભા ડંડ ભૂપાલ–ખંડ ઉધરાવા ખાંડુ
બલગોસ સગર હસ વીછડે
સસેહ કોન સમાઓ પાલટે કોટ પછમતણો
ખુણી આલાં મલાં ઓખડી
સોલંકી જેસંગ સુને માંડે નહી કો મંડલીક. (૩)

## તુંવર રાજાના પરાજયનું કવિત્ત.

ચકવે ઉવરો વેણ પછી અરકર કો પાસ ન લીનો
બલરાજા રા છોડ વસો ધાવામાં નકર દીનો
ધ્રુધમાલ જાદવ તુવર નર ગુવાસંન નરાંદે
અજેપાલ ચંદરવાંન તાસ જંગ વાંદે હી વાંદે (૪)
( અં. ૪૬. ૧. ૨. )

## રૂદ્રમાલનું કવિત્ત.

થરસેં સહસ્ર ચૌદ સુમાલ, થંભીસેં સોલ નિરંતર,
પૂતલી સહસ્ર અઢાર, જડીત્ર માણુક મનોહર;

ત્રીશ સહસ્ર ધ્વજ દંડ, છપન લાખ ગજ તોરી,
એકવીશ શત આગલા કનક કલશ તે ઉપરી,
બોંહતેસેં બારી જડી;
રૂદ્રમાલ પ્રાસાદ કરતેં ચૌદ કરોડ મોહોર કાગદ ચઢી. (૧)
સંવત બાર બીલોતરે, માઘ માસ પરમાણુ,
રૂદ્રમાલાની થાપના, તથ બીજ વાર ગરૂ જાણુ. (૨)
સંવત ૧૩ તાં પાંશઠે, હશે અસૂ અલાદ;
રૂદ્રમાલ પાદર કરે નરાં ઉતારણુ નાદ. (૩)
થરસેં ચઉદ ચુઆલ, થંભ પણુ સહસ્ર નરંતર,
પદમ કરોદ અઢાર, જડી જેણે માણેક મનોહર;
એક લાખ ધજ દંડ, લખ કલશ સુવર્ણ તણા,
કોરણી ઘણી વિશાલ ચક્ર બોહોરૂ દર ન હલે-
જોત મોહોલ સોને જડી;
રૂદ્રમાલો ચકવત કહે ચઉદ કરોડ મોહોર કાગલ ચઢી.

## તલાવનું કવિત્ત.

સંવત સંકર વીર ચઈતર શુદ લગન આચારં,
ભરણી નખેતર ભરણુ શુભકર વાર શનીસર
દેશોત કંડે સાત ટકા ક્રોડ પાંતરીસે,
સીઢી પથર પંચાસ પલ ઓગણ પંચાસે;
તાસ નીરભાગી તરસ સુણુ સધરા ગુજર ધણી,
સેસલં સરોવર સરસ સુભટો.........
( અં. ૪૬-૧-૨. )

સિદ્ધરાજ જયસિંહે ૪૯ વર્ષ રાજ કર્યું. તેના ભાઇ ભોજપાલને ત્રણુ પુત્ર હતા: કીર્તિપાલ, મહીપાલ અને કુમારપાલ. કુમારપાલે ૧૬ વર્ષ દેશવટો ભોગવ્યો અને સોળે વર્ષે પાળે (પગે ચાલતો) પાટણુ

આવ્યો. જેસિંહદેવ દેવલોક પામ્યા તે વખતે ત્રણે ભાઇને બોલાવી પ્રજાએ પૂછયું કે 'અમે તમને રાજ્ય આપીએ તે તમે કેવી રીતે પાળશો.' કીર્તિપાલે કહ્યું કે 'લક્ષ્મીને બળે રાજ્ય કરીશ.' મહીપાલે કહ્યું કે, 'સુભટ્ટને બળે રાજ્ય કરીશ.' કુમારપાલે કહ્યું કે 'ખડ્ગને બળે રાજ્ય કરીશ.' આ કથન સાંભળી ૧૮૮૮ સંવત[1] માગશર સુદિ ૧૧ ને દિને કુમારપાલને પાટણની ગાદીએ અભિષેક કર્યો. તેના સમયમાં હેમાચાર્ય થયા, તેણે કુમારપાલ રાજાને બોધ કર્યો અને અઢાર દેશમાં અમારી પળાવી. ૧૧ લાખ ઘોડાને ગળ્યું (ગાળેલું) પાણી પીવરાવ્યું. બત્રીસ ધડાબંધ પ્રાસાદ કરાવ્યા, પાટણમાં હેમાચાર્યની પોસાલ કરાવી, આબુ અને તારંગામાં પ્રાસાદ કરાવ્યા, સિદ્ધાચળજીની સાત જાત્રા કીધી, ચૌદસે સલીણનો ઉદ્ધાર કરાવ્યો, ઉંદરો ગામ વસાવ્યું; શ્રી શાંતિનાથજીનું દેવળ કરાવીને મુખ આગળ ઉંદરની મૂર્તિ પધરાવી. રાજા પોતે પરમ જૈની શ્રાવક થયો. આ વખતે સોલંકીઓની કુળદેવી કોપાયમાન થઈ અને કુમારપાલના હૃદય ઉપર ત્રિશૂળ લઈ મારવા બેઠી, તે વખતે કુમારપાલે લલપલનાં વચન દઇ દૂર કરી. સવાર પડતાં હેમાચાર્યને સઘળી વાર્તા કહી. આ ઉપરથી હેમાચાર્યે પોતાની ૮ દેવીઓ કને સોલંકીની કુળદેવીને બોલાવી અને નાગપાસથી બાંધી, કુટી, ઓરડામાં નાંખી તાળું માર્યું. પ્રભાતે કુમારપાલ ઉપાશ્રયમાં ગયો અને ધર્મોપદેશ સાંભળ્યો. પણ ઓરડામાંથી શબ્દ આવ્યો, અને તે રાજાને કાને પડયો. ત્યારે હેમાચાર્યે પૂછયું કે, 'રાજા શું જુએ છે?' ત્યારે રાજાએ કહ્યું કે 'સ્વામી, ઓરડામાંથી શ્રીનૌદાન શબ્દ કેમ આવે છે?' તાળું ઉઘાડી જોયું તો રાજાની કુલદેવી દેખાણી. કુલદેવી રાજાને વિનતિ કરી કહેવા લાગી, 'અહો રાજા મને મુકાવ.' ત્યારે કુમારપાલે દેવી પ્રત્યે કહ્યું. 'મારી સાથે જબળ ( જબરાઈ? ) કરવો સહેલો છે, પણ અહીં તમારી શક્તિ

---

૧. આ સાલ તદ્દન ખોટી આપી છે. કુમારપાલ સંવત ૧૨૦૦માં ગાદીએ બેઠો છે.

ક્યાં ગઈ? અને નિવડબંધે બંધાણાં છો ? તો તમારૂં જોર ક્યાં ગયું?" ત્યારે દેવીએ કહ્યું કે, "રાવલા આવ્યા ત્યારે દેવલાં થાક્યાં. જે ઉપર તામિલે તે વારે સંપત થાય. પિણ (પણ) મુજ પ્રતે (ને) મુકાવ. કાલથી મદ્ય–માંસ સર્વ છોડી દે. મને જો કાંઇ આપે તો મીઠું આપજે, નહિતર થયું." રાજાએ દેવીનાં વચન સાંભળી મીઠી જૈતી વહિરાવી ( મીઠું નૈવેદ્ય ધર્યું ) અને શ્રી હેમાચાર્યને વિનતિ કરી. 'સ્વામી, માતાજી કને (ને) મૂકો.' હેમાચાર્યે દેવીને(ના) બંધ છોડયા. દેવી હેમાચાર્યને પગે લાગી. મદ્ય–માંસ છોડી પોતાને સ્થાનકે ગઈ. ત્યારથી સોલંકીઓના રસોડામાં મદ્યમાંસ વપરાતું બંધ થયું. કુમારપાલ દેવીનો તમાસો દેખી અતિ આશ્ચર્ય પામ્યો.

આ અરસામાં કાશીથી એક બ્રાહ્મણ પાટણમાં આવ્યો. રાજાને જૈનધર્મ પાળતો દેખી તે બ્રાહ્મણને દ્વેષ થયો. તેણે ઇંદ્રજાળથી રાજાની ૭ પેઢીને નર્કમાં દેખાડી. આથી રાજાનું ચિત્ત વિરક્ત અને ચલાયમાન થયું. હેમાચાર્યે આ વાત સાંભળી ત્યારે તેણે બ્રાહ્મણ સહિત રાજાને ઉપાશ્રયે બોલાવી રાજાની ૮૪ પેઢી માતાપિતા સહિત વૈકુંઠમાં જાતી દેખાડી અને તે બ્રાહ્મણની ૭ પેઢી નરકમાં પડેલી દેખાડી. તે બ્રાહ્મણને ઘણું કષ્ટ થયું. ત્યારે રાજાનું મન પાછું ઠેકાણે આવ્યું અને દૃઢચિત્ત થયો. તે પછી હેમાચાર્યે રાજાને કહ્યું: 'એમ ઇંદ્રજાળથી કેમ ભૂલ ખાય છે? એ તો ઇંદ્રજાળનો ખેલ છે; સાચી વાત નથી.' તે પછી કુમારપાલે અનેક ધર્મનાં કામ કર્યાં. આ પ્રમાણે શ્રી હેમાચાર્ય મહા પ્રભાવશાળી થયા. ૮ દેવ પ્રત્યક્ષ આવતા. કુમારપાલે ત્રાંબાપત્રે લેખ કરી આપ્યો. અઢારે દેશમાં જે વિદ્વવાશ્રી (?) થાય તે સર્વ યતીનો માલ છે એવું ત્રાંબાપત્ર કરી આપ્યું. પછી વૃદ્ધ જતીને દેખાડયો તેણે પહો ભંજાવ્યો (?). આ પ્રમાણે કુમારપાલ રાજા અને હેમાચાર્ય થયા. મહા પ્રમાણિક એવા કુમારપાલે વર્ષ ૩૧ રાજ કર્યું.[1] તેના પછી સંવત્ ૧૨૩૧ માં અજેપાલ રાજાએ

૧. કુમારપાલે ૨૯ વર્ષ રાજ કર્યું છે.

૩ વર્ષ રાજ કર્યું. તે પછી ધણપાલ રાજા થયો તેણે ૩ વર્ષ રાજ કર્યું. તે પછી લઘુ મુલણ રાજાએ વર્ષ ૩ રાજ કર્યું. તે પછી રાજા **ભીમે** ૪૭ વર્ષ રાજ કર્યું. તે અપુત્ર મરવાથી સંવત્ ૧૨૯૮ માં **વાઘેલા** વંશમાં ગાદી ગઇ.[1]

કુમારપાલે કાલરીએ દેહરૂં કરાવ્યું. તેને ૧૬ દીકરા થયા. **પાટણમાં** સવા હજાર જતીની પોશાલો હતી.

રાજા કુમારપાલને ગળત કોઢ નીકળ્યો તેથી તે મરણ પામ્યો અને પાટણનું રાજ સૂનું રહ્યું.

( અં. ૩૫. ૧ ણુ. )

---

## ચૌલુક્ય અથવા સોલંકી વંશ.




---

૧. કુમારપાલ પછીના રાજાઓનો ક્રમ તેમજ તેમણે કેટલાં વર્ષ રાજ કર્યું તે અગાઉ આપેલું છે. આમાં કેટલીક ભૂલો રહી ગઈ છે.

- ‡ ભીમ ૧ લો
  - ક્ષેમરાજ
    - હરિપાળ
      - ત્રિભુવનપાળ
        - મહીપાળ
          - અજયપાળ (૧૨૨૯–૧૨૩૨)
            - મૂળરાજ બીજો (૧૨૩૨–૧૨૩૪)
            - ભીમ ૨ જો (૧૨૩૪–૧૨૯૮)
        - કીર્તિપાળ
        - કુમારપાળ (૧૨૦૦–૧૨૨૯)
  - કર્ણદેવ (૧૧૨૦–૧૧૫૦)
    - સિદ્ધરાજ જયસિંહ (૧૧૫૦–૧૨૦૦)

- જયવન્તસિંહ (૧૨૯૦–એકાદ વર્ષ)
  - ત્રિભુવનપાળ ( ૧૨૯૮–૧૩૦૦ )

તા. ક. (૧) છેલ્લા બન્ને રાજાનો ઉપલા રાજાઓ સાથે કશો સંબંધ જણાયો નથી.

---

તા. ક. (૨) સોલંકીવંશ વિષે પ્રકીર્ણ વિશિષ્ટ વિચારો માટે પરિશિષ્ટ પહેલું જુઓ.

# વાઘેલા વંશની હકીકત.



કુમારપાળના મરણપછી નગર મઝાવતીને મલક–વાઘેલ–માંથી વાઘેલો મૂલરાજ પાટણ આવ્યો અને પાટણમાં વાઘેલાની દવાઇ ફરી.મૂલરાજનો પુત્ર રણધવલ પાટ બેઠો, તેણે ૪૮ વર્ષ ૧ માસ ૧૭ દિવસ રાજ કર્યું.

તેનો પુત્ર વડલા વીશલદે થયો, તેણે ૫૯ વર્ષ, ૯ માસ ૧૧ દિવસ રાજ કર્યું.

તેનો પુત્ર સારંગદે થયો, તેણે સાડા ત્રણ વર્ષ, ૮ માસ ૧૩ દિવસ રાજ કર્યું.

તેનો પુત્ર કરણઘેલો થયો, તેણે ૪૯ વર્ષ ૭ માસ ૧૨ દિવસ રાજ કર્યું.

આ રાજ પાંચ છત્ર ભોગવ્યું.[1]

---

૧. વાઘેલા વંશમાં અણહિલવાડની ગાદી ઉપર ફક્ત ચાર રાજા થયા છે. (૧) વીસળદેવ, (૧૩૦૦ થી ૧૩૧૮), (૨) અર્જુનદેવ, (૧૩૧૮ થી ૧૩૩૧), (૩) સારંગદેવ, (૧૩૩૧ થી ૧૩૫૩), (૪) કર્ણ (૨), (૧૩૫૩ થી ૧૩૬૦). વાઘેલાવંશના કુલ ચાર રાજાઓ થયા અને તેમણે ૬૦ વર્ષ (૧૩૦૦–૧૩૬૦) રાજ ભોગવ્યું.

બોમ્બે ગેઝેટીયરના વોલ્યુમ ૧, ભાગ ૧ માં વાઘેલાની જે વંશાવળી આપી છે તે આ પ્રકરણને છેડે ઉતારી છે; પણ તેમાં વીસલદેવની પહેલાં-ના ત્રણ રાજાઓનાં નામ આપ્યાં છે, પણ તેને ધોળકાના રાણા તરીકે ગણાવ્યા છે. આથી જ રા. દિસ્કાલકરે 'બુદ્ધિપ્રકાશ' (જુલાઇ ૧૯૨૬)ના પોતાના 'ગુજરાતના ચૌલુક્ય રાજાઓનો કાળક્રમ' એ નામના લેખમાં ઉપર બતાવેલા માત્ર ચાર રાજાઓનાંજ નામ આપ્યાં છે. પણ તેનો કાર્યક્રમ ગેઝેટીયરમાં આપ્યો છે તેને બરાબર મળતો આવે છે. ગેઝેટીયરમાં વીસલ-

કરણુ વાઘેલાના સમયમાં માધવ અને કેશવ નામના નાગર ભાઇઓ વજીર હતા. તે માધવે વઢવાણમાં માધાવાવ કરાવી, તે ગામ વચમાં ગઢની પાસે છે.

કેશવની સ્ત્રી પદ્મિની હતી. રાજાની તેના ઉપર કુદૃષ્ટિ થઇ, ત્યારે તે પેટમાં કટાર ખાઇને મરી ગઈ.[1] આથી માધવ અને કેશવ મોહરોના ૧૬૦૦ સાંઢીઆ ભરીને દિલ્હી આવ્યા, પાદશાહની ખીજમત કરી, ૩૨ લાખ રૂપિયા આપ્યા. પાદશાહ દિલ્હીથી પાટણ આવ્યો, કરણઘેલાને મારીને શીતેરસેં ( ગામવાળી ) ગૂજરાતનું રાજ લીધું.

કરણઘેલાનો દીકરો ઘોલણશીજીને મુસલમાન બનાવ્યો અને તેનું નામ પાદશાહ પીરોજશાહ પાડયું. અને તેને પાટણની ગાદીએ બેસાડયો. તે પીરોજશાહે ૩૮ વર્ષ, ૪૪ માસ ૧૭ દિવસ રાજ કર્યું.

પાટણમાં પાંચ છતર વાઘેલાએ રાજ કર્યું. તેમાં વાઘેલો ધબલ, તેણે ગામ ધોળકું વસાવ્યું. વડલા વીશલદેએ શહેર વઢવાણ વસાવ્યું. વીરમદે વાઘેલે વીરમગામ વસાવ્યું. કરણ વાઘેલે કરણાવતી નગરી વસાવી. કરણાવતી નગરી પછવાડે પાંચસેં ગામનું રાજ કર્યું.

( સં. ૪૬–૧–૭. )

---

દેવથી કર્ણ સુધીનાં રાજકાળનાં વર્ષો ( ૧૨૪૩–૧૩૦૪ ઇ. સ. એટલે સં. ૧૨૯૯–૧૩૬૦ ) આપેલાં છે.

બાકી ઉપર મૂળમાં ચોપડામાંથી જે ઉતારો કરેલો છે તે અશુદ્ધ છે એ તો સ્પષ્ટજ છે.

૧. દંતકથા પ્રમાણે કર્ણ રાજાએ માધવની સ્ત્રીને બળાત્કારે પોતાની રાણી બનાવી હતી. અને રા. બા. નંદશંકર તુળજાશંકરે પોતાના 'કરણ ઘેલા'' માં એ પ્રમાણે લખ્યું છે, પણ આ બાબતની ઐતિહાસિક સાબીતી અદ્યાપિ પર્યંત મળી આવી નથી.

# વાઘેલા વંશ.

**પાંચ** છત્ર **વાઘેલે** રાજ કીધું. સંવત્ ૧૩૬૧ ના વર્ષે પોષ શુદિ ૫ ને દિને રાજા **વિશલદેવ** પાટ બેઠા; તેણે ૧૮ વર્ષ રાજ કર્યું.

સંવત્ ૧૩૭૯ના વર્ષે કાર્તિક વદિ અમાસને દિને **અજેપાલ** પાટ બેઠા; તેણે વર્ષ ૧૩ રાજ કર્યું.

સંવત્ ૧૩૯૨ ના વર્ષે અષાડ વદિ ૫ ને દિને રાજા **સારંગદેવ** પાટ બેઠા; તેણે વર્ષ ૨૨ રાજ કર્યું.

સંવત્ ૧૪૧૫ ના વર્ષે કાર્તિક વદિ ૪ ને દિને રાજા **કરણ** છેલ્લો પાટ બેઠો; તેણે વર્ષ ૯ રાજ કર્યું.

સંવત્ ૧૪૨૪ના વર્ષે માગશર શુદિ ૭ ને દિને રાજા **અદે (ધિ) રાજ** (મુસલમાન પાદશાહ) પાટ બેઠા; તેણે ૫ વર્ષ રાજ કર્યું.

રાજા કરણ ઘેલાના સમયમાં **પાટણનું** રાજ ગયું. **માધવ, કેશવ** નામના મંત્રી નાગર બ્રાહ્મણોએ હિંદુ રાજ ખોવરાવ્યું.[1]

કરણઘેલાના દીકરાનું નામ **આનાદે વાઘેલો** હતું, તે લડાઇમાં માર્યો ગયો હતો.[2]

---

૧. **વાઘેલા વંશની સ્થાપના વાસ્તવિક રીતે ૧૨૫૬ થી થયેલી છે,** પણ **પાટણ** ઉપર **વીસલદેવે** સંવત ૧૨૯૭-૯૮ થી રાજ્ય ચલાવેલું **હોવાથી,** ત્યાંથી વંશ ચાલ્યાનો ઉલ્લેખ કરેલો જણાય છે; પણ ૧૩૬૧ **ની** સાલ આપી છે તે વાસ્તવિક નથી તેમજ કરણઘેલો ૧૪૨૪ માં **અલા-ઉદીનથી** હાર્યાનું જણાવેલું છે તે પણ ખોટું ઠરે છે. એ બનાવ **સંવત** ૧૩૫૯ ની આસપાસ બન્યાનું જણાય છે. વિશેષ હકીકત માટે **વાઘેલાઓની** અગાઉની સવિસ્તર નોંધ જોવી.

૨. મુંબાઈ ગેઝેટીયરમાં કે રાસમાળામાં આ બાબતનો **ઉલ્લેખ** જણાતો નથી.

સંવત્ ૧૨૯૮ માં ભત્રીજ પુત્રિકા વાઘેલા વંશમાં રાજ-ગાદી ગઈ.

વીરધવલ વાઘેલાએ ૧૨ વર્ષ ૫ મહીના રાજ કર્યું. સંવત્ ૧૩૧૦ માં વછપાલ (વસ્તુપાલ) તેજપાલ વાણીયા થયા. વીરધવલ પછી વીસલદેવ રાજા થયો; તેણે વીસલનગર વસાવ્યું, ડભોઇનો ગઢ કરાવ્યો. તેની પ્રથમની પાળે (દિવાલે) નવ કરોડ, નવાણું લાખ, નવહજાર, નવસેંને નવ ટંકા બેઠા. તેના સમયમાં ઝધડુશા થયો.

## કવિત.

સરગથી સાંચરો દેશ પહોંચ્યો ડકાલ,
વડાં નગર ભાંજવા હાર, પોહોંચી સીમાલ,
કહેતો એને કરૂં આંકલો ધાર,
પણ ધીઇ નવેહ શુમલો–પાપી ટલો—
જકડબંધ ગટ છટકીઓ, મુક મુક ઝડુ શોલાતણો,
નહીં પડું કાલ પંદરો તણો.

સંવત્ ૧૩૨૭ ના વર્ષે અર્જુનદેવ થયા, તેણે ૩ વર્ષ રાજ કર્યું. તેને પાટ રાજા લવણ થયા; તેણે ૪ વર્ષ રાજ કર્યું.

સંવત્ ૧૩૪૮ ના વર્ષે તેતર સારંગદેવ થયા, તેણે ૩ વર્ષ ૪ માસ રાજ કર્યું.[1]

## ગૂજરાતનો છેલ્લો રાજા.

સંવત્ ૧૩૫૧ ના વર્ષમાં લઘુ કરણ ઘહેલડી (કરણઘેલો) થયો, તેણે ૬૦ વર્ષ રાજ કર્યું. તે રાજાને માધવ–કેશવ નામે નાગર બ્રાહ્મણ પ્રધાન હતા. માધવની સ્ત્રી પદ્મિની હતી. રાજાએ તેને બળાત્કારે પકડી રાણી બનાવી અને કેશવને મારી નાંખ્યો. આથી માધવ દિલ્હી ગયો અને સુલ્તાન અલ્લાઉદ્દીનને મળ્યો, અને તેને

૧. આ કાળક્રમ તદ્દન અશુદ્ધ છે.

ગૂજરાત ઉપર તેડી લાવ્યો. દિવસે પોલ દેવાતી ગુરગામમાં મરતાં હડપચીએ પાઘડી બંધાતી. (આ વાક્યનો અર્થ બેસતો નથી.)

સંવત્ ૧૩૫૬ ના વર્ષમાં તુર્ક મુસલમાનો ગૂજરાત ઉપર ચડી આવ્યા. માધવે ૩૬૦ ઘોડા અલ્લાઉદ્દીનને ભેટ કર્યા, ને ગૂજરાતની દીવાની ( દિવાનગીરી ) લઈ આવ્યો. અને અલફખાન ગૂજરાતનો સુબો થયો. મુસલમાની લશ્કરમાં ૧ લાખ ઘોડા, ૧૫૦૦ હાથી, ૨૦,૦૦૦ બાણુ, ૪૫,૦૦૦ પાયદળ એટલો સરંજામ હતો. તેણે વાઘેલા રાજા કનેથી ગૂજરાત લીધી. સંવત્ ૧૩૬૨ ના વર્ષ આખરે શાહાબુદ્દીન પાદશાહ થયો. તેણે ૨ વર્ષ, ૬ માસ, ૩ દિવસ રાજ કીધું.

( અં. ૩૫. ૧. ણ. )

વાઘેલા વંશમાં વીરધવલે ૧૨ વર્ષ રાજ કર્યું. સંવત્ ૧૩૧૧ માં વસ્તુપાલ અને તેજપાલ થયા. વીરધવલની પછી વીસલદેવ ગાદીએ બેઠો, તેણે વીસલનગર વસાવ્યું, ડભોઇનો ગઢ કરાવ્યો. સંવત્ ૧૩૨૭ માં અર્જુનદેવે ૩ વર્ષ રાજ કર્યું. તે પછી રાજા લવણે ૪ વર્ષ રાજ કર્યું. તે પછી સારંગદેવે ૪ વર્ષ રાજ કર્યું. સંવત્ ૧૩૩૭ માં લઘુ કર્ણઘેલે ૬૦ વર્ષ રાજ કર્યું. તેના વખતમાં દિવસે ઘેનુ ગામમાં ચરતી, હડબટીદેવે પાઘ બંધાતી. ( અર્થ સ્પષ્ટ નથી. ) આ કર્ણને માધવ અને કેશવ નામના નાગર બ્રાહ્મણ પ્રધાન હતા. માધવની સ્ત્રી પદ્મણી હતી, રાજા તેને હરી ગયો અને કેશવને માર્યો. આથી માધવ દિલ્હી જઈ પાદશાહ અલ્લાઉદીનને મળ્યો. ૩૬૦ ગંગાતુરી (એક જાતના ઘોડા) ભેટ કરી અને પાદશાહ ખુશી થયો. અલપખાનને સૈન્ય લઈ મોકલ્યો. તેની સાથે એક લાખ સ્વાર, પંદર હજાર હાથી, દશ હજાર કોકબાણ અને ચાલીશ હજાર પાયદળ, લઇને તે આવ્યો અને વાઘેલા કનેથી ગૂજરાત લીધી. સંવત્ ૧૩૯૭માં ગૂજરાતમાં મુસલમાની રાજ થયું.

( અં. ૭. ઞ. )

## વાઘેલા વંશની વંશાવળી.[૧]

**ધવલ**
ઇ. સ. ૧૧૬૦ કુમારપાલની માસીને પરણ્યો.
|
અર્ણોરાજ ઇ. સ. ૧૭૭૦ વાઘેલા વંશનો સ્થાપનાર.
|
લવણપ્રસાદ ઇ. સ. ૧૨૦૦; ધોળકાનો રાણો.
|
વીરધવલ ઇ. સ. ૧૨૩૩–૧૨૩૮; ધોળકાનો રાણો.
|
- વીરમ
- વીસલદેવ ઇ. સ. ૧૨૪૩–૧૨૬૧ અણહિલવાડનો રાજા
- પ્રતાપમલ્લ
  |
  અર્જુનદેવ ઇ. સ. ૧૨૬૨–૧૨૭૪.
  |
  સારંગદેવ ઇ. સ. ૧૨૭૪–૧૨૯૫.
  |
  કરણદેવ અથવા કરણઘેલો ઇ. સ. ૧૨૯૬–૧૩૦૪.

## વાઘેલા વંશના રાજાઓ.[૨]

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧. | વીસળદેવ— | સંવત. | ૧૩૦૦ | — | ૧૩૧૮ |
| ૨. | અર્જુનદેવ— | ,, | ૧૩૧૮ | — | ૧૩૩૧ |
| ૩. | સારંગદેવ— | ,, | ૧૩૩૧ | — | ૧૩૫૩ |
| ૪. | કર્ણ (૨)— | ,, | ૧૩૫૩ | — | ૧૩૬૦ |

---

૧. બોમ્બે ગેઝેટીયર વોલ્યુમ ૧, ના ભાગ ૧ લા પ્રમાણે.

૨. રા. દિસકળકરના બુદ્ધિપ્રકાશના લેખ પ્રમાણે રા. દિસકળકર પોતાના એ લેખમાં સોલંકી અને વાઘેલા રાજાઓને ચૌલુક્ય વંશના રાજાઓ ગણી સાથેજ તેમની હકીકત આપે છે; જ્યારે બોમ્બે ગેઝેટીયર બન્ને વંશોને જૂદા પાડે છે. વિશેષ વિગત માટે પરિશિષ્ટ ૨ જું જુઓ.

# કલિયુગના રાજાઓની હકીકત.

કલિયુગમાં થયેલા રાજાઓનો અનુક્રમ નીચે પ્રમાણે છેઃ—

(૧) રાજા વિશ્વપતિ, (૨) અજ, (૩) અજપાલ; (૪) મહીદાસ, (૫) મહેન્દ્ર, (૬) કુભ, (૭) જાંબુ, (૮) અમરસેન, (૯) ગાંધર્વસેન, (૧૦) વિક્રમાજીત, (૧૧) વિક્રમચરિત્ર, (૧૨) વીરભદ્ર, (૧૩) શાલિવાહન, (૧૪) શંતકુમાર, (૧૫) સદછ, (૧૬) નંદ, (૧૭) અમરસંકેત, (૧૮) વસુસંકેત, (૧૯) સાંતલ–તેનો ભાઈ, (૨૦) સેધલ, (૨૧) ભોજ, (૨૨) ભોજ પરમાર, (૨૩) સુધર પરમાર, (૨૪) વેણુ, (૨૫) નરજીવાહન, (૨૬) હંસવાહન, (૨૭) વછરાજા.

પાટણની ગાદીએ થયેલા રાજાઓનાં નામ રાજ કર્યાની મુદત સુદ્ધાં પાટણ વસ્યું ત્યારથી આ પ્રમાણે આપેલાં છેઃ—

(૨૮) વેણુ (વનરાજ)–જેણે જઇને પાટણ વસાવ્યું. સંવત્ ૮૦૨ ના ચૈત્ર સુદિ ૯ ને ગુરૂવારે.

| | | | |
|---|---|---|---|
| (૨૯) | જોગણુ— | ૮ | વર્ષ રાજ કર્યું. |
| (૩૦) | નસદેવ— | ૧૫ | „ |
| (૩૧) | વીરસેન— | ૧૧ | „ |
| (૩૨) | ખેમરાજ— | ૩૯ | „ |
| (૩૩) | મૂળદેવ— | ૨૩ | „ |
| (૩૪) | વલવરાજ— | ૬ | „ |
| (૩૫) | સેસત્રદુલમી— | ૪૯ | „ |
| (૩૬) | અંમર— | ૪૩ | „ |
| (૩૭) | વીશલદે— | ૨૦ | „ તેણે વીશનગર વસાવ્યું. |
| (૩૮) | રાજા સિદ્ધ— (સિદ્ધરાજ) | ૫૯ | „ |

(૩૯) કીપાલદેવ— ૩૧ „
(કુમારપાલ)
(૪૦) અજપાલ— ૩૬ „
(૪૧) બાલામુનય— ૨૨ „
(૪૨) ભોલો ભાવદે— ૩૨ „
(ભીમદેવ)
(૪૩) વડરા વીશલદે— ૨૦ „
(મોટા વીશલદેવ)
(૪૪) રાજા અજ ૨૫ વર્ષ રાજ કર્યું.
(૪૫) આરંગદેવ ૨૫ „
(૪૬) સારંગદેવ ૨૦ „
(૪૭) ઘહેલો કરણ તે અધર્મી થયો.
(૪૮) રાજા સિદ્ધરાજ જયસિંહ. તેને બે દીકરા હતા. માધવ, કેશવ. તેણે રૂદ્રમાળ બંધાવ્યો, ત્રણ ખુણાનું રાજ કર્યું. તે અધર્મી થયો અને તેણે બ્રાહ્મણી સાથે ગમન કર્યું. તે બન્નેએ દિલ્હી જઇને ગુજરાતમાં મુસલ્માની લશ્કર આણ્યું; સંવત્ ૧૨૪૮ ના કાર્તિક સુદિ ૧૩ ને વાર શુક્ર.[1]

---

૧ આમાં પાટણના ત્રણ વંશના ચાવડા, સોલંકી અને વાઘેલા રાજાઓની ટીપ આપી છે, તેમાં રાજાઓનાં નામો, ક્રમ અને તેમના અમલનાં વર્ષોની સંખ્યામાં ઘણો ફરક છે. સાચાં નામો, ક્રમ અને વર્ષ સંખ્યા અગાઉ તે તે વંશની વંશાવળીમાં આપેલાં છે એટલે અત્રે તેની પુનરૂક્તિ કરી નથી.

રાજા સિદ્ધરાજ જયસિંહને માધવ, કેશવ, નામના બે દીકરા હતા અને તેમણે મુસલ્માની લશ્કર ગુજરાતમાં આણ્યું એ વાત પણ તદ્દન ખોટી છે. માધવ, કેશવ કર્ણ રાજાના નાગર પ્રધાન હતા અને તેમણે શા કારણે ગુજરાત ઉપર મુસલ્માની લશ્કર આણ્યું હતું તે વાત વાઘેલા વંશની હકીકતમાં આવી ગઇ છે.

(૪૯) ગુજરાતમાં સુલ્તાન અલ્લાઉદ્દીનનું રાજ્ય થયું. જેણે સિદ્ધપુર વસાવ્યું અને ૨૩ વર્ષ રાજ્ય કર્યું.[1]

| | | | | |
|---|---|---|---|---|
| (૫૦) | તતાશાહ | તેણે | ૨૫ વર્ષ | રાજ કર્યું. |
| (૫૧) | સુલ્તાન મુઝફ્ફર | ” | ૨૦ | ” |
| (૫૨) | કુતુબદ્દીન | ” | ૧૧ | ” |
| (૫૩) | નાનો મુઝફ્ફર | ” | ૨૮ | ” |
| (૫૪) | અતબદ્દીન | ” | ૧૫ | ” |
| (૫૫) | અલ્લપદ્દીન | ” | ૨૦ | ” |
| (૫૬) | પીરોજશાહ | ” | ૧૦ | ” |
| (૫૭) | મુઝફ્ફરખાન | ” | ૧ | ” |
| (૫૮) | તતારશાહ | ” | ૪ | ” |
| (૫૯) | અલ્લાઉદ્દીન | ” | ૩૯ | ” |
| (૬૦) | અહમદશાહ | ” | ૪૧ | ” તેણે અમદાવાદ વસાવ્યું. માગશર વદ ૯ ને રવિવાર. |
| (૬૧) | કુતુબુદ્દીન | તેણે | ૧૧ વર્ષ | રાજ કર્યું. |
| (૬૨) | મહંમુદ બેગડો | ” | ૧૪ | ” |

(૬૩) હરામખોર બુરાંનદીન. તેણે હોલફરતે (?) પાદશા માર્યો ને ૧ પહોર, ૩ ઘડી રાજ કર્યું.

(૬૪) સુલતાન તેણે ૩ માસ રાજ કર્યું.

(૬૫) મહમુંદ બેગડો બીજો તેણે ૨૧ વર્ષ કર્યું.

(૬૬) વલી મહંમદ તેણે ૧૩ વર્ષ રાજ કર્યું.

(૬૭) પાતશા દીલબ તેણે માસ ૭ ને દિવસ ૭ રાજ કર્યું.

(૬૮) અહંમદશાહ તેણે માસ ૩ ને દિવસ ૧૮ રાજ કર્યું.

---

૧. સિદ્ધપુર અલ્લાઉદ્દીને વસાવ્યું નથી તે 'શ્રીસ્થલ' ના નામથી ઓળખાતું પ્રાચીન શહેર છે. તેને લગતી વધુ વિગત આ પુસ્તકમાં આપેલા 'શ્રીસ્થલ' ના વર્ણનમાં જોવી.

(૬૯) પાદશાહ મુઝફર તેણે માસ ૩ ને દિવસ ૨૧ રાજ કર્યું.[1] તે પછી અકબર પાદશાહ થયો. દિલ્હીમાં તેની ઘણી આણ ફરી. તે પછી પાદશાહી ગઈ ને દક્ષિણી સત્તા થઈ.

નોંધ—(૧) ઉપર લખેલું પેઢીનામું એક બીજાની ઓલાદનું નથી, પણ એકનું રાજ બીજાના હાથમાં આવ્યું તેનું એ પેઢીનામું છે.

(૨) પાદશાહ અકબરથી દિલ્હીની પાદશાહી ગઈ એવું લખ્યું છે, પરંતુ એમ નથી. પણ તે પછી પાદશાહ થયા તે અકબરના જેવી પાદશાહી ભોગવી શક્યા નથી; માટે પાદશાહની હદ અકબરથી છે, માટે ત્યાંથી પાદશાહી ગઇ એવું લખ્યું છે.

( અં. ૩૫. ૧. ૬. )

---

૧. ગુજરાતના મુસ્લીમ રાજાઓની ઉપર આપેલી સાલવારી પણ સત્યથી વેગળી છે સાથે આપેલી ગુજરાતના સુલ્તાનોની વંશાવળી રા. ગોવિંદભાઈ હાથીભાઇ દેશાઇ કૃત ગુજરાતના ઇતિહાસમાંથી લીધી છે; તે વધારે વિશ્વસનીય અને માન્ય રાખવા જેવી છે.

# ગુજરાતના સુલ્તાનોની વંશાવળી.



૧૪ અહમદશાહ ૨ જો, ( અહમદશાહ ૧ લાના વંશનો )
૧૫૫૪–૧૫૬૧

---

૧૫ મુઝફ્ફરશાહ ૩ જો )
( ખોટો ઉભો કરેલો છોકરો નથુ )
૧૫૬૧–૧૫૭૩.

---

## ગૂજરાત ઉપર રાજ્ય કરનાર મોગલ બાદશાહો.

---



# રાજકુળોની ટુંક હકીકત.

---

સંવત્ ૮૦૦૨ માં[1] વનરાજ ચાવડો અણુહિલવાડમાં થયો.

સંવત્ ૧૦૦૮ માં ભાવડો(?) દ્વારામતી (દ્વારકા) માં થયો.

સંવત્ ૧૦૭૭ માં પરમાર વંશનો ભોજરાજા ધારાનગરીમાં થયો.

સંવત્ ૧૧૯૯ માં કુમારપાળ પાટણમાં રાજા થયો.[2]

સવત્ ૧૨૨૮ માં કુમારપાળની પછી અજેપાલ રાજા થયો.

સંવત્ ૧૩૩૨ માં વસ્તુપાલ તેજપાલ થયા.[3]

સંવત્ ૧૧૩૪ માં ભોળો ભીમ થયો.[4]

સંવત્ ૧૩૧૮ માં વીસલદે રાજા અજમેરમાં થયો.

સંવત્ ૧૪૧૬ માં સારંગશાહ હુઓ (થયો).

સંવત્ ૧૦૮૮ માં વિમળશાહ થયો, તેણે આબુગઢમાં દહેરાં કરાવ્યાં.

સંવત્ ૧૫૭૯ માં સાંગે પૃથીસિંગે સાંગાનેર વસાવ્યું.

સંવત્ ૧૪૨૬ માં રાણે કુંભે કમલમેર વસાવ્યું.

સંવત્ ૧૫૬૨ માં લખદેવે (લક્ષ્મણદેવે) સીરોહી વસાવ્યું.[5]

(અં. ૭. ધ.)

---

૧. સંવત્ ૮૦૨ જોઈએ. ૨. કુમારપાળે સંવત્ ૧૨૦૦ થી ૧૨૨૯ સુધી રાજ કર્યું. ૩. આ બે મંત્રીઓ હતા ૪. ભોળોભીમ અથવા ભીમ ૨ જો ૧૨૩૪–૧૨૯૮ સુધી ગાદી ઉપર રહ્યો. ૫. આ વિગતમાં આપેલી સાલવારી ભાટચારણોએ સાંભળીને કે પોતાની યાદદાસ્ત ઉપરથી લખેલી હોવાથી તે ભૂલભરેલી જણાય છે.

## ૩૬ રાજવંશનાં નામ.

(૧) યાદવ (૨) પ્ર(પર)માર (૩) કંદબ (૪) ચક્રવાણ (૫) સોલંકી (૬) મોરી (૭) સિલાર (૮) સેધિવ (૯) બિદક (૧૦) ચિત્પોટ (૧૧) પઉહાર (૧૨) લુપ્યક (૧૩) રાઠોડ (૧૪) સઋ (૧૫) સરટક (૧૬) કરટવાલ (૧૭) ચંદેલ (૧૮) ગુહિલ (૧૯) ગહિલોત (૨૦) પોલિક (૨૧) સંકયારણ (૨૨) ધન્યપાલ (૨૩) દોધિલ (૨૪) કાલંબક (૨૫) કૂણ (૨૬) ચોલંકર (૨૭) કલંભ્ય (૨૮) ડાડ (૨૯) સાંપલી (૩૦) દાભી (૩૧) હરિસંચક (૩૨) નિકુંતવાલ (૩૩) વાગુડા (૩૪) ધ્યડક (૩૫) કબવાહા અને (૩૬) સવણેર.[૧]

(અં. ૭. ડ.)

———:x:———

૧. હાલ આ બધા રાજવંશો અસ્તિત્વમાં હોય તેમ જણાતું નથી. તેમાંના કેટલાક પરિચિત છે અને બાકીના તદ્દન અપરિચિત જેવા જણાય છે.

# દિલ્હીના રાજાઓની વિગત.



## હિંદુ રાજાઓ.

સંવત્ ૪૨૮ ના વર્ષમાં વૈશાખ વદ ૧૩ ને દિવસે દિલ્હીની સ્થાપના થઇ. રાજા વિસલદેવ કુંવર ગાદીએ બેઠા. વિસલનો પુત્ર વસુદેવ કુંવર તે પછી રાજા થયો, તેણે ૧૮ વર્ષ, ૫ માસ, ૧૮ દિવસ, ૧૮ ઘડી રાજ કર્યું. તે પછી પ્રથમીમલ કુંવરે ૨૧ વર્ષ, ૩ માસ, ૩ દિવસ, ૧૮ ઘડી રાજ કર્યું. તેની પછી જયદેએ ૨૦ વર્ષ, ૭ માસ, ૨૨ દિવસ, ૧૧ ઘડી રાજ કર્યું. તે પછી રાજનરપાલે ૫ વર્ષ, ૩ માસ, ૯ દિવસ રાજ કર્યું. તે પછી વછરાજે ૧૪ વર્ષ, ૪ માસ, ૪ દિવસ ૮ ઘડી રાજ કર્યું. તે પછી ઉદેચંદે ૨૧ વર્ષ, ૭ માસ, ૧૧ દિવસ, ૧૬ ઘડી રાજ કર્યું. તે પછી ધીરદેવે ૨૦ વર્ષ, ૨ માસ, ૧૩ દિવસ, ૨૭ ઘડી રાજ કર્યું. તે પછી વીરધરે ૨૨ વર્ષ, ૧ માસ, ૮ દિવસ, ૧૬ ઘડી રાજ કર્યું. તે પછી (તું)કુંગપાલે ૧૨ વર્ષ, ૬ માસ, ૫ દિવસ, ૧૨ ઘડી, રાજ કર્યું. તે પછી ગોપાલે ૨૦ વર્ષ, ૪ માસ, ૪ દિવસ, ૮ ઘડી રાજ કર્યું. તે પછી સુલખણે ૨૫ વર્ષ, ૧૦ માસ, ૧૦ દિવસ ૧૬ ઘડી રાજ કર્યું. તે પછી જસપાલે ૧૬ વર્ષ, ૪ માસ, ૧૦ દિવસ, ૧૩ ઘડી રાજ કર્યું. તે પછી કુંવરપાલે ૨૧ વર્ષ ૩ માસ, ૧૧ દિવસ ૮ ઘડી રાજ કર્યું. અનંગપાલે ૧૪ વર્ષ, ૧ માસ, ૬ દિવસ, ૨૧ ઘડી રાજ કર્યું.

અનંગપાલે દિલ્હીનો ગઢ બંધાવ્યો. તે પછી જેજપાલે ૧૪ વર્ષ, ૧ માસ, ૬ દિવસ, ૨૧ ઘડી રાજ કર્યું. તે પછી મોહનપાલે ૧૫ વર્ષ, ૭ માસ, ૧૭ દિવસ ૧૮ ઘડી રાજ કર્યું. તે પછી તુંગપાલે ૨૧ વર્ષ, ૨ માસ, ૧૫ દિવસ, ૧૬ ઘડી રાજ કર્યું. તે પછી

પ્રથીરાજે( પૃથ્વીરાજ ) ૨૨ વર્ષ, ૩ માસ, ૧૬ દિવસ, ૧૨ ઘડી રાજકર્યું. તે પછી ગંગેવે ૨૧ વર્ષ, ૩ માસ, ૧ દિવસ, ૮ ઘડી રાજ કર્યું.

સંવત્ ૭૮૮ માં ચૈત્ર સુદિ બીજે ચહુઆણ વંશમાં દિલ્હીની ગાદી ગઈ. તુંઅરે ૩૫૯ વર્ષ, ૧૦ માસ, ૨૦ દિવસ, ૨૭ ઘડી રાજ કર્યું. વર્ષ ૫ લડાઇ કરી, ચહુઆણે રાજ્ય લીધું. વીસલદેવ ચહુઆણે ૬ વર્ષ, ૧ માસ, ૪ દિવસ, ૧૫ ઘડી રાજ કર્યું. ગંગેવે ૫ વર્ષ, ૨ માસ, ૫ દિવસ, ૧૪ ઘડી રાજ કર્યું. તે પછી પીહડ-મલે ૮ વર્ષ, ૧ માસ, ૫ દિવસ, ૨૦ ઘડી રાજ કર્યું. સોમાચીએ ૭ વર્ષ, ૪ માસ, ૨ દિવસ, ૮ ઘડી રાજ કર્યું. તે પછી ચાહડે ૪ વર્ષ, ૪ માસ ૪ દિવસ, ૮ ઘડી રાજ કર્યું. તે પછી નાગદેવે ૧૮ વર્ષ, ૨ માસ, ૧ દિવસ, ૨૩ ઘડી રાજ કર્યું. તે પછી પૃથીરાજે(પૃથ્વીરાજ) ૧૮ વર્ષ, ૨ માસ, ૫ દિવસ, ૧૩ ઘડી રાજ કર્યું. તેણે પાદશાહને સાતવાર પકડી પકડીને છોડી દીધો. ૮ મી વાર પોતે પકડાણો, ત્યારે ચંદ ભાટ (બારોટ), પૃથીરાજ અને પાદશાહ ત્રણે મૃત્યુ પામ્યા.

રાજ્ય ખોસે (?) લીધું. પાટ—૭. દિલ્હીની ગાદીએ ચહુઆણોએ ૬૭ વર્ષ, ૪ માસ, ૨૭ દિવસ, *૩૨ ઘડી રાજ કર્યું. તે પછી ચહુઆણના વંશમાંથી રાજ ગયું.

સંવત્ ૮૫૬ ના વર્ષમાં શ્રાવણ સુદિ ૧૨ ને દિવસે રોહથી મોગલો આવ્યા. તુરક લોકોનું રાજ થયું અને હિંદુઓના હાથમાંથી દિલ્હીની ગાદી ગઈ.

---

## મુસલમાન રાજાઓ.

પ્રથમ સાહિબુદીન ગોરીએ ૧૪ વર્ષ, ૫ માસ, ૧૬ દિવસ, ૧૩ ઘડી રાજ કર્યું. મહમદે (અલ્લી) ૫ વર્ષ, ૧૧ માસ, ૬ દિવસ, ૧૩ ઘડી રાજ કર્યું, તે પછી કુતબુદીન ગોરીએ ૬૦ વર્ષ, ૩ માસ, ૬ દિવસ, ૪ ઘડી રાજ કર્યું. મહમદઅલીએ ૨૧ વર્ષ, ૩ માસ, ૧૦ દિવસ, ૧૩ ઘડી રાજ કર્યું. જાંગીર બાદરે ૬ વર્ષ, ૩ માસ, ૮ દિવસ, ૪ ઘડી રાજ કર્યું. તે પછી નસીરદીન ગોરીએ ૧૨ વષ, ૫ માસ, ૨ દિવસ, ૨૨ ઘડી રાજ કર્યું. આસદીન ગોરીએ ૨૧ વર્ષ, ૨ માસ, ૧૧ દિવસ, ૨ ઘડી રાજ કર્યું. મુઝખીલજીએ ૩૧ વર્ષ, ૮ માસ, ૧૮ દિવસ, ૨૦ ઘડી રાજ કર્યું. રાજસી ખીલજીએ ૩૧ વર્ષ, ૬ માસ ૮ દિવસ, ૯ ઘડી રાજ કર્યું. તે પછી જલાલુદીન ખીલજીએ ૬ વર્ષ, ૪ માસ, ૧૧ દિવસ, ૨૭ ઘડી રાજ કર્યું. નસારદીન ખીલજીએ ૧૯ વર્ષ, ૬ માસ, ૨૬ દિવસ, ૨૭ ઘડી રાજ કર્યું.

તે પછી અલાઉદીન ગોરીએ ૨૭ વર્ષ, ૧ માસ, ૧૪ દિવસ, ૧૮ ઘડી રાજ કર્યું. તે પછી કાસમ ખીલજીએ ૮ વર્ષ ૪ માસ, ૧૪ દિવસ, ૨૧ ઘડી રાજ કર્યું. કુતબુદીન ગોરીએ ૬ વર્ષ, ૫ માસ, ૧૪ દિવસ, ૨૫ ઘડી રાજ કર્યું. બહાદુરશાહ ગોરીએ ૭ વર્ષ, ૯ માસ, ૧૨ દિવસ, ૧૦ ઘડી રાજ કર્યું. આગરદીન ખીલજીએ ૧૮ વર્ષ, ૧ માસ, ૮ દિવસ, ૧ ઘડી રાજ કર્યું. સાહિબલાલ ખીલજીએ ૨૧ વર્ષ, ૮ માસ, ૧૨ દિવસ, ૪ ઘડી રાજ કર્યું. અદલસીશાહ ખીલજીએ ૪૭ વર્ષ, ૨ માસ, ૧૨ દિવસ, ૨૨ ઘડી રાજ કર્યું. અહમદ ગાજીએ ૧૪ વર્ષ, ૧૧ માસ, ૧૦ દિવસ, ૪ ઘડી રાજ કર્યું. વિનુશાહ (?) મહમુદે ૩ વષ, ૭ માસ, ૧૨ દિવસ, ૪૦ ઘડી રાજ કર્યું. ફત્તેશાહ ગોરીએ ૧૫ વર્ષ, ૩ માસ, ૯ દિવસ, ૭ ઘડી રાજ કર્યું. વિલ્લવજી (?) ગોરીએ ૧૦ વર્ષ, ૮ માસ, ૧૦ દિવસ, ૨૨

ઘડી રાજ કર્યું. તિલંગી ગોરીએ ૩૧ વર્ષ, ૪ માસ, ૨૦ દિવસ, ૧૮ ઘડી રાજ કર્યું. અહમદ ગાલીએ ૫ વર્ષ, ૪ માસ, ૭ દિવસ, ૧૦ ઘડી રાજ કર્યું. નસારુદીને ૧૩ વર્ષ, ૮ માસ, ૭ દિવસ, ૧૧ ઘડી રાજ કર્યું. મમારખીએ ૧૫ વર્ષ, ૭ માસ, ૧૪ દિવસ, ૭ ઘડી રાજ કર્યું. સંઘપાલ વિજેપિત્રાએ ૭ વર્ષ, ૧ માસ, ૫ દિવસ, ૧ ઘડી રાજ કર્યું. અસતસકાએ ૧ વર્ષ, ૫ માસ, ૧૧ દિવસ, ૧ ઘડી રાજ કર્યું. તિસરલિંગે ૭ વર્ષ, ૬ માસ, ૧૨ દિવસ, ૨ ઘડી રાજ કર્યું. મહમુદશાહે ૩ વર્ષ, ૬ માસ, ૭ દિવસ રાજ કર્યું. અલાઉદીને ૧૫ વર્ષ, ૮ માસ, ૨૫ દિવસ ૫૧ ઘડી રાજ કર્યું.

એ પ્રમાણે ૩૩ પેઢી સુધી મોગલોએ દિલ્હીમાં રાજ કર્યું. એકંદર ૬૦૭ વર્ષ, ૧૦ માસ, ૧૮ દિવસ, ૫૯ ઘડી એટલો સમય રાજ્ય કર્યું. સંવત ૧૪.૩માં વૈશાખ વદી ૭ ને રવિવારે ચગથાંરો પાદશાહ દિલ્હી ઉપર ચઢી આવ્યો, લડાઇ કરીને મોગલો પાસેથી દિલ્હી લીધી.

---

## ચગથારાંની પેઢી.

શાહ અલ્લાઉદીને ૫૨ વર્ષ, ૭ માસ, ૧૧ દિવસ, ૫ ઘડી રાજ કર્યું. તેણે પદ્મિની ખાતર રાણા રત્ન(સી) ઉપર ચિતોડમાં હુમલો કીધો. તેની પેઢીએ પાદશાહ બાબર થયો, તેણે ૪ વર્ષ, ૩ માસ, ૨૩ દિવસ, ૫ ઘડી રાજ કર્યું. હુમાયુએ ૧૪ વર્ષ, ૯ માસ ૭ દિવસ, ૧૮ ઘડી રાજ કર્યું. શેરશાહે ૬ વર્ષ, ૩ માસ, ૨૨ દિવસ ૪ ઘડી રાજ કર્યું.

તિકોમાર માડ ઉપર આયો. (?) પીરોજશાહે ૭ વર્ષ, ૨ માસ, ૩ દિવસ, ૧ ઘડી રાજ કર્યું. પીરોજશાહને આગ્રાવાળે હેમેશાહે પકડી બંધીખાને નાંખ્યો, અને હેમેશાહ પાદશાહ થઇ

બેઠો. તેણે ૬ વર્ષ, ૧ માસ, ૫ દિવસ ૪ ઘડી રાજ કર્યું. તેની પછી પીરોજશાહના પુત્ર હુમાયુ હેમેશાહને પકડી પોતે ગાદીએ બેઠો અને ૧૮ વર્ષ, ૪ માસ, ૯ દિવસ, ૩ ઘડી રાજ કર્યું. તેની પેઢીમાં અકબરશાહનો સંવત્ ૧૫૫૮ ના કાર્તિક સુદિ ૧૪ શનિ-વારે જન્મ થયો.

**वसुरंध्रबाणचंद्रे तीर्थे माघप्रयागे**
**तपसी बहुलपक्षे द्वादशी पूर्वजाभ्यं**
**सुवैस्तनहोम्यं सर्वभौम्याधिपत्यं**
**स्वजनहितकारी ब्रह्मचारी मुकुंदः**

ઉપર પ્રમાણે અકબરશાહનો પાછલો ભવ છે. અકબરને હીર-સૂરિ મળ્યા, તેણે તેને કરામત દેખાડી. બીરબલ પણ તેના સમયમાં થયો.

અકબરે ૬૪ વર્ષ, ૯ માસ, ૭ દિવસ, ૧૮ ઘડી રાજ કર્યું. તેના પછી જહાંગીરે ૨૫ વર્ષ, ૭ માસ, ૮ દિવસ, ૪ ઘડી રાજ કર્યું. શાહજહાને ૨૫ વર્ષ, ૧૧ માસ, ૨૭ દિવસ, ૧૩ ઘડી રાજ કર્યું. ઔરંગઝેબે ૬૪ વર્ષ, ૫ માસ, ૧૨ દિવસ ૮ ઘડી રાજ કર્યું. તેના પછી આલમશાહે ૧ વર્ષ, ૬ માસ, ૧૩ દિવસ, ૫ ઘડી રાજ કર્યું. બહાદુરશાહે ૪ વર્ષ, ૪ માસ, ૮ દિવસ, ૩ ઘડી રાજ કર્યું. તે પછી મોજદીને ૨ વર્ષ, ૩ માસ, ૧૩ દિવસ, ૭ ઘડી રાજ કર્યું. ફરીદશાહે ૫ વર્ષ, ૭ માસ, ૧૧ દિવસ, ૧૫ ઘડી રાજ કર્યું. પછી તેણે ફકીરી લીધી. હિરફલ કિંદરે ૧ માસ, ૮ દિવસ, ૭ ઘડી રાજ કર્યું. ફકીરી જાનસાએ ૨ માસ, ૫ દિવસ, ૧ ઘડી રાજ કર્યું. ફરકસેને ૧૧ વર્ષ, ૨ માસ, ૭ દિવસ, ૧૩ ઘડી રાજ કર્યું. મહ-મુદશાહે ૧૭ વર્ષ, ૮ માસ, ૧૧ દિવસ, ૫ ઘડી રાજ કર્યું. તેના પછી બે–ચાર પાદશાહ થયા; પણ તેજહીન હતા, તેથી તેમની હકીકત લખવામાં આવી નથી.

કછવાહો રાજા સવાઈ સિંધ જૈપુરવાળે કાશીના બ્રાહ્મણ કને યજ્ઞ કરાવ્યો અને પાદશાહી મળી. તે પછી સઘળા પાદશાહો હીણુકામ થયા. દિલ્હીની પાદશાહી ડૂબી ને દખણીએ રાજ્ય લીધું (પૂનાવાળે).

અનંગપાલ ગઢ રચ્યો, નામ સ્થિર થપ્યો દલી,
રં તુંઅર મતહીણુ, કરી ખીલી કર્યું ઢીલી.
ભણે જંગમ જગજોત, અગમ આગમ હું જાણું,
તુંઅરથી ચહુઆણુ, પિંછે ફિર તુરકાંણું.
તુરકા કંધ ચિતોડપતિ, વડૌ રાંણ વલસી વરૈ,
નવ સત્તા અંત મેવાડપતિ, દિલ્લી છત્ર સમંધરે.[1]

( અં. ૭. ઝ. )

---

## અલાઉદ્દીનની પેઢી.

દિલ્હીમાં પ્રથમ હિંદુ રાજાઓનું રાજ હતું. સંવત્ ૧૨૪૮ વર્ષે પ્રથમ પાદશાહ સુલ્તાન અલાઉદીન થયો, તેણે ૩૨ વર્ષ રાજ કર્યું. તે પછી સ્મસ્તદીન પાદશાહે વર્ષ ૧૫ રાજ કર્યું. તે પછી સુલ્તાનશાહે ૯ વર્ષ રાજ કર્યું. તે પછી ગ્યાદીલ બાહદાને વર્ષ ૩ રાજ કર્યું, તે પછી નસીરૂદીને વર્ષ ૧૨ રાજ કર્યું. તે પછી ચાસ-

૧. આ વિગતવારીમાં સંવત્ ૪૧૮ થી માંડી મોગલ રાજ્યના વિનાશ પર્યંતના રાજ્ય કર્તાઓ-હિંદુ તેમજ મુસલમાન-ની પાટપરંપરા વર્ષ, માસ, દિન અને ઘડી એ ક્રમે આપેલી છે. આમાં હિંદુ રાજાઓ પછી અનુક્રમે મુસલમાનો, મોગલ અને તુરકો રાજકર્તા થયા હોવાનું જણાવેલું છે, પણ પ્રચલિત ઇતિહાસ પ્રમાણે ઘોરી ગુલામ, ખીલજી, સૈયદ, લોદી અને મુગલ એ રાજ્યવંશો થઈ ગયાનું જણાય છે આ સાલવારી લગભગ ચોકસ આપેલી જણાય છે. પણ તે કેટલેક ઠેકાણે બેવડાઈ ગઈ છે.

દીને વર્ષ ૩૧ રાજ કર્યું. તે પછી મોજદીને વર્ષ ૩ રાજ કર્યું. તે પછી જલાલુદીને વર્ષ ૬ રાજ કર્યું.

અલાઉદ્દીનના વખતમાં માધવ તેને જઇને મળ્યો. અલાઉદ્દીન પછી પાદશાહ બદાન થયો, તેણે વર્ષ ૧ રાજ કર્યું. તે પછી પાદશાહ કુતુબદીને વર્ષ ૪ રાજ કર્યું. તે પછી ખુજીવવે ૨૬ વર્ષ રાજ કર્યું. તે પછી પોષદીને ૪ વર્ષ રાજ કર્યું. તે પછી પીરોજશાહે ૨૮ વર્ષ રાજ કર્યું.

સંવત્ ૧૪૫૦ માં પાદશાહ ગુલકમાવે ૧૧ વર્ષ રાજ કર્યું. તે પછી હુમાયુએ ૨૪ વર્ષ રાજ કર્યું. તે પછી ખાનમુહમદે ૧ દિવસ રાજ કર્યું. નસીરતે ૪ વર્ષ રાજ કર્યું.

એ સોલે પાટ (આ સોળ રાજાઓ) દિલ્હીની ગાદીએ બેઠા. ગુજરાતની પાદશાહી ભોગવી. એ પ્રમાણે દિલ્હીની ગાદીએ ૨૭ રાજા થયા. તે સત્તાવીશ રાજા જ્યારે ઉંબરાવ પાટણમાં હતા (?) ત્યારે તિતરખાન નામના પોતાના બેટાને ગાદીએ બેસાડયો. સંવત્ ૧૪૫૮માં પ્રથમ પાદશાહ ફેદફર થયો તેણે ૯ વર્ષ રાજ કર્યું. તે પછી અહમદશાહે ૩૨ વષ રાજ કર્યું. અહમદશાહ પાદશાહે અમદાવાદ વસાવ્યું. સંવત્ ૧૩૬૮ વર્ષે વૈશાખ સુદી ૭ રવિવારે પુષ્ય નક્ષત્રમાં પ્રથમ પ્રહરમાં વસાવ્યું. તે પછી મુહમદે ૫૬ વર્ષ રાજ કર્યું. સંવત્ ૧૫૫૭ માં પાદશાહ કુતુબદીને વર્ષ ૮ રાજ કર્યું. તે પછી મહિમદાએ ૫૨ વર્ષ રાજ રાજ કર્યું. તે પછી મદફરે ૧૪ વર્ષ રાજ કર્યું. તે પછી કુંદરે ૨ માસ રાજ કર્યું.

તે પછી બાબરે ૧૫ વર્ષ રાજ કર્યું. તે બાબર પાદશાહ ઉપર મુગલ ચઢી આવ્યા. હુમાયુએ તેની પાસેથી રાજ લીધું અને ૧૦ માસ રાજ કર્યું. બાબર ભાગ્યો. પછી મોરછોઈ (?) આવી કટક મેલી મુગલોને કાઢયા. પછી વર્ષ ૧ રાજ કર્યું. તે પછી ફીરંગી લોકો દીવ ઉપર ચઢી આવ્યા. ફીરંગીએ કુડ કરી દરિયામાં બોળ્યો. તે

પછી ૬ મહીના રાજ સુનું રહ્યું, સંવત્ ૧૫૮૫ માં મહમદ ગાદીએ બેઠો, તેણે ૧૬ વર્ષ રાજ કર્યું. સંવત્ ૧૬૧૦ સુધી મહિમદે રાજ્ય કર્યું. સંવત્ ૧૬૧૧ ના માગશર સુદિ ૧ ને દિને આગ્રાથી પાદશાહ અકબર આવ્યો, ફુડ કરી બાંધી ઝાલ્યો. અકબરે ગુજરાત લીધી. પાદશાહ જાહાંગીરનું રાજ્ય. જાંમ રાજ્ય. નવરંગશાહ રાજ્ય.

( અં. ૭. ઝ. )

---

## ભાવનગરના ઠાકોરની ઉત્પત્તિ.

---

ભાવનગરમાં જે ગોહેલ છે તેમના ધરડા હંસ તથા વછ હતા. એ બે ભાઇઓ નરવાહન કરીને ગોહેલના દીકરા હતા. આ નરવાહન કુણીઆપર પાટણના રાજાની દીકરી હંસાને પરણ્યો હતો, અને તેનાથી હંસ અને વછ બે પુત્ર થયા હતા. તેમાંથી હંસ મોટો હતો તે મારવાડમાં ખેડ કરીને ગઢ છે, ત્યાં આવીને વસ્યો ને ત્યાં રાજધાની કરી. નાનો ભાઇ વછ મુગીપર પાટણમાં વસી રાજગાદી કરી. તેમના વંશના વીરસેનજી તથા ભીમસેજી વરસડે તથા સારોદમાં આવ્યા તે છે. ને હંસનું રાજ્ય કેટલોક વખત ખેડમાં રહ્યું.

---

# ઈડરને લગતી સાલવાર હકીકત.

---

રાવ સોનંગજીએ સામળીયા સોઢને માર્યો. સંવત્ ૧૩૧૦. (સં. ૧૪૪૭) રાવ રણમલે ભાડેર પરગણું સોલંકીને આપ્યું સં. ૧૪૨૫.

રાવ જેમલે જવાસ પરગણું ચહુવાણને આપ્યું. રાવ જેઠી જેતકરણે ભડોલ પરગણું ચિતોડના રાણાને આપ્યું.

સં. ૧૭૧૦ રાવ જોનાથજી નાસીને પોળોમાં ગયા, અકબર પછેની વખતમાં.

રાવ પુંજાજીના વખતમાં પાદશાહ અહમદનગરનો કિલ્લો કરાવતા હતા. (તે નંબર ૧૫ મા)

સં. ૧૫૪૦ રાવ ભાણજી પતાઈ રાવળની વખતમાં હતા.

„ ૧૪૮૨ અહમદનગર વસાવ્યું.

„ ૧૪૯૯ મહમદશાહ ઈડરની કન્યા પરણ્યો.

„ ૧૬૩૦ રાવ નારણદાસજીના કુંવર વીરમદેજી થયા.

„ ૧૭૮૫ મહારાજ આણંદ સંઘજીએ ઈડર લીધું.

( અં. ૩૨. ખ. )

---

# પ્રકીર્ણ હકીકત અને સાલવારી.[1]

---

## વસ્તુપાલ તેજપાલે ધર્માદાનાં કાર્યો કરાવ્યાં તેની વિગત.

વસ્તુપાલ અને તેજપાલ નામના બે વાણીયા ભાઇઓ સંવત ૧૩૧૦ માં થયા છે. તે વૈરાટ નગરે (ધોળકા) દિલ્હીથી ગયા છે. ગ્યાસુદીને રાજ પરવશ કર્યું. તે વારે તેણે ૫૦ શિખરબંધ દહેરાં કરાવ્યાં, ૧૮ કરોડનાં પુસ્તક લખાવ્યાં, ૫૦૦ તપસ્વીઓના મઠ કરાવ્યા, તીકાલ કચાર(?) તોરણ કરતાં લાખ લાખ રૂપીઆ થયા. એક તોરણ કેદાર ચડાવ્યું, બીજું સોમનાથ ચડાવ્યું; ત્રીજું મદીને ચડાવ્યું, ચોથું શેત્રુંજયે ચડાવ્યું; બ્રાહ્મણોને ગૌદાન આપ્યાં. ૧૦૦૦ બ્રહ્મપુરી કરાવી, ૮૪ પથરબંધ તલાવ કરાવ્યાં; વણારક એક, પ્રયાગ બે, દ્વારકાં ત્રણ, ત્રિવેણી ચાર, એ ચાર જગ્યાએ લાખ લાખ ખરચ્યા. ૬૪ મસીદ પથરબંધ કરાવી.

બાપ આશો પોડવાલ માંહે સીમાલજ ખાતે દશા થઆ, ના જમો તે વીસા રહ્યા રાંડીરાંડના છોકરા થયા છે.

સંવત્ ૧૬૬૮ ના વર્ષે દેવતા ગુપ્ત થયા છે. મહમદ પેગમ્બર હક્ક થયા છે. વિક્રમાજીતે પૃથ્વી નકરજી (કરજ વગરની) કરીને સંવત્ બાંધ્યો.

સંવત્ ૧૦૩૫ માં ? (૧૩૫) શાલિવાહન થયા. સંવત્ ૬૨ માં જન્મ નબીનો થયો. સન (૬૬૫)માં મુસલમાનના નબી રસુલ થયા છે.

સંવત્ ૭૭૨ માં પારસીઓ ગૂજરાતમાં આવ્યા, ઈરાનથી.

---

૧. આ બધી સાલવારી અન્યત્ર આપેલી કેટલીક સાલવારી સાથે સરખાવતાં મળતી આવતી નથી, વત્તોઓછો ફેર પડે છે. એ ઉપરથી સમજાય છે કે લખનારની શરતચૂક અથવા બીજા કોઈ કારણથી ચોકસ તારીખો આપી શકાઇ નથી. કેટલીક તારીખો સાચી પણ છે.

સંવત્ ૮૦૨ માં પાટણનો કોટ રાજા ચાવડાએ કરાવ્યો છે. અણહિલપુર પાટણ વસાવ્યું છે.

સંવત્ ૮૨૯ માં દિલ્હીનો કોટ તુંવાર અનંગપાલે કરાવ્યો છે.

સંવત્ ૧૧૭૫ માં ભીમદેવ રાજાના સમયમાં વિમલ મંત્રી થયો, આબુનાં દહેરાં કરાવ્યાં છે. અગિયાર શલતાનજીનાં છે.

સંવત્ ૧૧૮૧ નુરસ્તાગોર–સતપંથના મુલ્લાં (નુરદીન) અલીનું પાટણમાં આગમન થયું.

સંવત્ ૧૧૯૧ માં તુંવર હાર્યા ને ચૌહાણ જીત્યા.

સંવત્ ૧૧૯૯ રાજ રાજેસંગ મુવા.

સંવત્ ૧૨૩૩ માં મુસલમાન દિલ્હી આવ્યા ને ગોરી સુલ્તાન અહમદ શાહબુદીને સંવત્ ૧૨૪૯ માં ભીમદેવને માર્યો.

સંવત્ ૧૩૧૫ માં ઝગડુશાહ થયા. દાહા મહુવાનો વાણીયો હેલારામાં.

સંવત્ ૧૩૧૦ માં વસ્તુપાલ તેજપાલ વૈરાટ નગરમાં થયા.

સંવત્ ૧૩૧૧ માં વીશલદેવે ડભોઇનો કોટ કરાવ્યો.

સંવત્ ૧૩૫૧ માં લઘુ કરણરાજા પાટણમાં થયા.

સંવત્ ૧૩૫૩ માં માધવ બ્રાહ્મ (?) કાશમીરથી લશ્કર લાવીને પાટણ જવંન (યવન) લાવ્યો.

સંવત્ ૧૪૫૮ માં અહમદશાહે અમદાવાદ વસાવ્યું.

સંવત્ ૧૪૭૫ માં વેરાગીનો માર્ગ થયો. ચાર (શંપરદા) સંપ્રદાય, બાવનદ્વાર થયાં છે.

સંવત્ ૧૫૦૭ માં કુતબુદીને અમદાવાદનું ભદ્ર કરાવ્યું.

સંવત્ ૧૫૦૮ લોકાગચ્છ તપમાંથી થયો છે.

સંવત્ ૧૫૧૨ માં ઇમામશાહ ગૂજરાતમાં આવ્યા છે.

સંવત્ ૧૫૨૬ માં નાનકનો પંથ થયો છે.

સંવત્ ૧૫૨૭ માં વૃજવાસી ઠાકોર થયા છે.

સંવત્ ૧૫૫૪ માં રાધાવલ્લભી થયા છે.

સંવત્ ૧૬૩૮ માં દેવમંદજી તારતંમીનો માર્ગ થયો છે.

સંવત્ ૧૫૮૧ માં બુરાનપુર બુરાનદીને વસાવ્યું.

સંવત્ ૧૫૮૨ માં ચાંપાનેર ભાંગ્યું છે.

સંવત્ ૧૬૨૭ માં કલ્યાણરાયે ખંભાતનો કોટ કરાવ્યો છે, પછી વરણ વરણનાં ઘર થયાં છે.

સંવત્ ૧૬૮૭ માં દુકાળ પડયો, ત્યારે પાદશાઇ બાગ અમદાવાદમાં થયો.

સંવત્ ૧૭૨૪ માં સુરત શહેરને કોટ થયો છે, વેપારીઓએ મળીને કરાવ્યો છે.

સંવત્ ૧૭૭૦ માં સુરતનાં પુરાંનો કોટ હૈદર કુલીખાને કરાવ્યો છે.

સંવત્ ૧૪૯૨ માં કબીરનો માર્ગ થયો છે.

સંવત્ ૧૫૦૫ માં સકંદરે સંવત્ ૧૫૨૯ માં ધરમદાસ સંવત ૧૫૭૫ માં મુવા. (?)

સંવત્ ૧૬૧૨ માં નરસિંહ મહેતાને સોરઠમાં જૂનાગઢમાં મંડળીક સાથે વિવાદ થયો છે.[1]

સંવત્ ૧૬૨૯ માં ગડામડલાનો વાણીઓ ધરમદાસને કબીરે ચેલો કરીને સોંપ્યું છે.

---

૧. રા' મંડળિક ઈ. સ. ૧૪૫૧ માં ગાદી ઉપર આવ્યો, તેના સમયમાં આ વાત બની છે.

સંવત્ ૧૬૪૫ ના શરાંબેચના (?) તાજી કેરી છે. ખંભાતની જુમામસ્જીદ કરાવી છે; સંવત્ ૧૭૩૨ સુધીમાં પૂરી થઈ છે.

સંવત્ ૧૩૭૮ સને ૭૬૨ કબર કરાવનારની છે.(?) તેમાં લખ્યું છે જે સાહેબ મુગટ થયા છે.

નગર મધે સંવત્ ૧૬૧૦ માં સુંદરદાસ દાદુનો મેળો થયો છે. જ્ઞાન સમુદ્ર કર્યો છે.

સંવત્ ૭૭૫ માં ગચ્છ જતીનો છે.

સંવત્ ૮૦૫ માં વખાણબારો (?) થયો છે. શામજી રખથી વડનગરમાં રાજા ધ્રુવસેનનો પુત્ર સેનાગ મૃત્યુ પામ્યો તેના શોક માટે સંવત્ ૧૫૨૮ મધે ખંભાત મધે પડવાની વાવ કરાવી છે. પંદર સકે કલબીએ (?) કરાવી છે.

સંવત્ ૧૬૬૪ શાકે ૧૫૦૯ ના વર્ષમાં ખંભાતમાં તરવાડીની વડવાડે શા ગોહા પાડા મધ્યે શ્રાવક લોકના પ્રભુજીનું દહેરૂં છે, તે એ વર્ષમાં બનાવ્યું છે, તેની મૂર્તિ ભોંયરામાં છે.

( અં. ૪૬–૧–૪૨. )

# હમીદખાં પીરની હકીકત.

બોટાદથી ભાભણગામના રસ્તા ઉપર ગાઉ ૧ જતાં જમણી બાજુએ હમીદખાં પીરની કબર છે તેની વાતઃ—

બોટાદથી ગાઉ ૨ ઉત્તરમાં ગામ અલાઉ છે, તેનો રાજા કાઠી લુણવીર ખાચર હતો અને જસદણ ગામના કાઠી ખુમાણની વહુ ઘોડે ચડીને અલાઉના કાઠીને ઘેર આવીને ઘરધણીયાણી થઇને રહી. તેથી જસદણના કાઠીઓ વાર લઇને આવ્યા. તે વખતે રાણપુરનો થાણદાર આજમખાં ઉધેઈ કહેવાતો હતો. તે અમદાવાદ ગયો હતો અને તેનો નાનોભાઇ હમીદખાં રાણપરમાં હતો તે પણ અમદાવાદ જતો હતો. તે ધંધુકે પહોંચ્યો તેટલામાં લુણવીર ખાચરે પોતાના દોસ્તદાર હમીદખાં ઉપર કાગળ લખી સ્વાર મોકલ્યા. એ બાઈડીને રાખવામાં અગાઉથી એની સલાહ પણ હતી. તેથી હમીદખાં પાછો વળ્યો અને જસદણના કાઠી અલાઉએ આવીને ફેરો કરીને માલ લઇને ચાલી નીકળ્યા તે પછવાડે હમીદખાં વગેરે ચડયા. તે બોટાદથી દક્ષિણમાં ૫ ગાઉ દૂર ઉગામેડી ગામને પાદર લડાઈ થઇ, તેમાં હમીદખાં મરાયો, તેની કબર ઉગામેડીએ છે; અને તેને ખાટલે ઘાલીને રાણપુર લઈ જઇને દફનાવ્યો. રસ્તામાં જે જે ઠેકાણે એનો ખાટલો ઉતાર્યો અને લોહી પડ્યું ત્યાં ત્યાં તેની કબર કરાવી. બોટાદથી ભાભણગામના રસ્તા ઉપર તથા અલાઉને પાદર તથા રાણપુર દફનાવ્યો છે ત્યાં—એટલે ઠેકાણે તેની કબર છે. પછી અલાઉના કાઠીઓએ જસદણ જઇને ફેરો કર્યો, તેમાં લડાઇ થઈ. તેમાં લુણવીર ખાચર અને તેનો માશીયાઇ ભાઇ સગાલ ખાચર બોટાદના તથા એક કાઠી એમ ૩ જણા મરાયા.

આજમખાંને અમદાવાદ જવાનું કારણ એ કે કોઇએ પાદશાહ પાસે ચાડી કરી કે આજમખાં મોટો કિલ્લો બાંધીને તમારો સમોવડીઓ થશે. પછી પાદશાહે તેને તેડાવી લીધો; અને રાણપુરનો કિલ્લો અધુરો રહ્યો. ( અં. ૪૬-૧-૬૩. )

# માંડલની હકીકત.[1]

**માંડલમાં** અસલ **મંડલીક** રાજાનું રાજ હતું. તે **મંડલીક** **સિદ્ધરાજ જયસિંહ** અથવા **પાટણવાળા** રાજાનો ભાયાત હતો અથવા પટાવત હતો. તે **સિદ્ધરાજની** તરફથી માંડ ફરત **મેવાસનો** બંદોબસ્ત રાખવા સારૂ થાણું લઇને ત્યાં રહ્યો હતો. તેણે **માંડલમાં** મોટું શિવનું દહેરૂં બનાવ્યું હતું. પછી જ્યારે મુસલમાનોએ તેની પાસેથી રાજ્ય લીધું ત્યારે એ **શિવના** મંદિરની મસજીદ બનાવી.

પછી જ્યારે **પૂનેથી રાઘોબા અમદાવાદ** ઉપર આવ્યો, ત્યારે ત્યાં **બાબી** કમાલદેખાનનું રાજ હતું, તેની સાથે ટંટો થયો અને ૧ વર્ષ લડાઈ ચાલી, પણ તે શહેર હાથ થયું નહોતું. ત્યારે **વીરમગામથી** પ્રથમ **જેહા પટેલને** તેડાવ્યા. તેણે કહ્યું કે અમારા ટીલાઅત **નથુભાઇને** પણ તેડાવો; એટલે એમને પણ તેડાવ્યા, અને **અમદાવાદ**

---

૧. આ **માંડલ** ક્યાં આવ્યું તે ચોપડામાં સ્પષ્ટ કર્યું નથી, પણ તે ગૂજરાતમાં વિરમગામની ઉત્તરે ૧૪ મૈલ દૂર આવેલું છે. ગૂજરાત સર્વસંગ્રહમાં લખ્યા પ્રમાણે સને ૧૩૪૭ માં જ્યારે મહમ્મદ તઘલખ બંડ બેસાડવાને ગૂજરાતમાં આવેલો ત્યારે માંડલ તથા પાટડીના રાણાઓએ તેને મદદ કરી હતી; ને બદલામાં પોશાક તથા બક્ષીસ મેળવ્યાં હતાં વળી ૧૩૯૫ માં મુઝફ્ફરખાને ઘેરો ઘાલ્યો હતો ને માંડલના કિલ્લાને બચાવનારાઓમાં મરકી ન ચાલી હોત તો તે લેવાત નહીં એવો તે જબરો હતો. થોડાં વરસ પછી ૧૪૧૪ માં સુલ્તાન અહમદ ૧ લાની સામા બંડ ઉઠેલું, તેમાં માંડલનો ઝાલા સતરસાલજી હતો. ૧૫૩૦ માં માંડલની જમીનો બાદશાહના હવાલામાં ગઈ હતી. ૧૭૪૧ માં તે ગામ પાછું આપવામાં આવ્યું ને વિરમગામના દેશાઇના ભાઇએ તેને મજબુત કીધું. તે સૈકાના પાછલા ભાગમાં તે મરેઠાના તાબામાં રહ્યું. તે પછી ૧૮૧૭ માં બ્રિટિશના હવાલામાં આવ્યું. થોડીક નાની પત્થરની મસીદ અને દેખાવડાં દહેરાં એટલુંજ માત્ર તેની અગત્યની નિશાનીમાં રહ્યું છે.

હાથ કર્યું. નથુભાઇને પાટડી વગેરે ગ:ો આપ્યાં અને જેઠા પટેલને માંડલ ગામ જીવાઇમાં આપ્યું.

પછી જેઠા પટેલે માંડલનો કિલ્લો સંવત્ ૧૮૧૨ ની સાલમાં કરાવ્યો. આ જેઠો પટેલ પાટડીવાળાનું કારભારૂં પણ કરતા હતા.

આ વખતે વીરમગામ વાળાને અને પાટડીવાળાને અદાવત ચાલતી હતી. તેવામાં ગામ ચરીઆલું વસાવવા સારૂ પનારના સીમાડા ઉપર જેઠો પટેલ પેશવાની તરફથી ગયા, ત્યારે વીરમગામ વાલા પ્રાણદાસે પનારવાલા માનાજીના બાપ સામતાજી–તેના બાપ કુંપાજીને રૂ. ૭૦૦ આપવાના કરીને જેઠા પટેલને સંવત્ ૧૮૨૭ માં ત્યાં મારી નંખાવ્યા.

તે પછી દેવીદાસ પટેલે પનારગામ માર્યું અને ત્યાં ગધેડા પાસે રાઈ મીઠું વવરાવ્યું, ત્યારે તેણે કુંપાજીએ દેવીદાસને ચરીયાલું ગામ માથામાં આપ્યું તથા ગામ વેકરિયાની વેલ હર વર્ષ રૂ. ૧૮ આપવા કર્યા ત્યારે ઠાકરડા સાથે કસુંબો પીધો.

પણ ભુખણદાસના ભાઈ પ્રાણદાસ દેશાઈ સાથે અદાવત રહી. પ્રાણદાસનું ગામ ત્રેંટ દેવીદાસ પટેલે માર્યું. તેથી પ્રાણદાસે જઇને ગાયકવાડની ફોજ લાવીને માંડલ માર્યું–સંવત્ ૧૮૩૫ ની સાલમાં.

એ બાબતની ફરિયાદ અંગેજી સરકારની ફોજ જામનગર ઉપર આવી હતી, તે વીરમગામ મુકામે હતી ત્યાં કરી; આથી અંગ્રેજ સરકારે માંડલ પાછું અપાવ્યું.

ફરી સંવત્ ૧૮૪૬ માં પ્રાણદાસ વિગેરેએ જઇને પેશવા સરકારને કહ્યું કે માંડલવાળા બહુ મેવાસી છે, અને ઘણો જુલમ કરે છે, તેથી તેને કબજે કરવા જોઇએ. આથી સરકારની ફોજ માંડલ આવી અને કહ્યું કે તમે જમાબંધી આપો. માંડલવાળાએ આ વાત કબુલ ન કરવાથી પેશ્વાએ માંડલ લૂંટી લીધું; ને કાગળ પત્ર સુદ્ધાં લઈ લીધું.

કારભારી રજપુત કરશન ભડકીઓ તથા વોહરો અસમાલ પટેલ હતા, તેણે ખુટીને દેવીદાસને નાસી જવાની સલાહ આપી તેથી તે ગામ બહાર નીસર્યા, એટલે ગામ લૂંટાવ્યું.

દેવીદાસજી કબીલો લઇને પાટડીએ આવ્યા, ત્યારે નથુભાઇએ કહ્યું કે તું મુલ્કમાં ફેલફીતુર કર નહીં તો તને જીવાઇમાં બામણવું ગામ આપું. દેવીદાસે તે વાત કબુલ કરી નહીં, અને કુટુંબ ત્યાં રાખીને દેવીદાસજી ( આ વખતે તેની ઉંમર ૪૫ વર્ષની હતી ), તેનો દીકરો ઉમોભાઈ (૨૫ વર્ષનો), ઘરનો સિંપાઈ બાલેખાં, કણબીનો છોકરો રસોયો તથા એક હજામ એટલા પૂને ફરિયાદ કરવા ગયા, તેની ૧૫ વર્ષ સુધી ખબર આવી, પછી આજ સુધી ખબર આવી નથી.

દેવીદાસનો બીજો દીકરો ફત્તેસિંહ ૪ વર્ષનો હતો તે ઘેર હતો.

અગાઉ જ્યારે માંડલ ગામ જીવાઇમાં મળ્યું હતું, ત્યારે પણ વીરમગામની પટેલાઇ તેજ (દેવીદાસજી) કરતા હતા, તથા પટેલાઇ બાબતનો ગરાસ પણ ખાતા હતા. તે જ્યારે પૂને ગયા ત્યારે પેશવાના મજમુદાર દિવાનજી રામાજી હરિ હતા, તે પટેલ પાસે કાંઇ લેણું બાકી કાઢીને ખાતા હતા.

પછી બાબા સાહેબ કાઠીયાવાડની મુલ્કગિરી કરવા આવ્યા, ત્યારે ભાવનગર મુકામે ફત્તેસિંહ પટેલે ફરિયાદ કરી, ત્યારે તેમણે તેનો પટેલાઇનો ગરાસ પાછો અપાવ્યો અને વીરમગામમાં રાખ્યા.

( અં. ૪૬. ૧. ૭૬ )

# વીરમગામની લડાઈનાં ગીત.

---

(૧)

તરાં પાખરાં સાઝીએં સોખ બાણાં તણાં,
દીન દારાં ધરાં બાંધ દાવા;
ઢીમ જોધાણરા નાંખીઆ ઢાઈરે,
ભાઈરે ભાઈ દેશાઈ ભાવા. ૧

ગૂડ ઉડંત નિશાણ ભાલાં ગજે,
શીશ ભાજે વજે રાગ સિંધુ;
બાપ હો બાપ ઝુઝાર ઉબારીઆ,
હાર બેસારીઆ માર હિંદુ. ૨

અદા રામદા તું સદા લેતો અયો,
ઢાણ મેંજ દારો જ દોઢા લો;
ખેદ કીધો રતો આડ તેં ખાલીઓ,
વાલીઓ ચોડ રાઠોડ વાલો. ૩

દો અજા ભાણ ધુંફાણ મેલે દલાં,
પાણ દેખાડીઆ બાણ પારે;
કે કવાઢે ગયા છેક છેકાં ગયા,
હેક માદુ ગયા ટેક હારે. ૪

---

(૨)

ગોળા ઉછળે ધમરોર મચે ગઢ, સોર પડે ધર સારી;
એ ગજરાજ કુવા મલ બાથે, **ભા**વોને **ભં**ડારી. ૧

આંતસ જાલભડાં ધડ ઉડે, સૂર રહા મગસાઇ;
વીશ હજાર દલા સું વઢીઆ, ડગીઆ નહિ **દે**શાઇ. ૨

વદે અદાવત રાવત વંકા, માંડે કંકણ મોટા;
કોટ બલોટ આપેરો કિઓ, કાઢ દીઓ નવકોટા. ૩

જણ જણ તણ તણ વાત **જો**ધાણે, કે મહારાજ કમાઓ,
**વી**રમગામ તણો ગઢ વંકો, નર વંકો વશનાઓ. ૪

( અં. ૩૫. ૨. )

---

# ક્ષત્રિયની ઉત્પત્તિ.

---

પહેલા ક્ષત્રી પંચ, અંગ ગહે આચારે;
નામે કામે ધામ કુલ, જેહેની સાખ વધી બોહોપારે,
પેહેલા ક્ષત્રી પરમાર, સાખ પાંત્રાસે જાણું,
બીજા થયા રાઠોડ, જેની સાખ તેર વખાણું.
ત્રીજા નામ જાદવ, વીસે કુલે કૃષ્ણે તારા,
ચોથું નામ ચૂહુવાણ, સાખ ચોવીસે પધારા;
પાંચમૂ નામ સોલંકીતણું, સાતે સાખે સુઝીએ,
નવાણુ સાખ સતજુગ તણી, બીજા અડીયલ બુઝીએ.

---

## પરમાર ક્ષત્રિયોની પાંત્રીસ શાખાનું કવિત્ત.

જકો વંસ ને જાલ, પગી ખેર રેહેવોર ને ખટાંણા,
કાલમા ગોહલ મોહલ સેંજવા, પીસ લોલા ને પલાણા;
ઉંમર જટ ને ચાવડા, વણહર ને વણહોલા,
ખરૂ ખરા ખેડીયા, વસંતાત ધૂને ટોલા;
રાજસીયા ને મંડૂરા, ઓડાણા મકુવણા,
ખોખર, ઢાંખર ને ખેર ખેરા, થયા તધડીયાને મકરાંણા;
હુંબોલા હડી ઉલા કોરંગ, રાવલ રાય ડુંગરપર ધણી,
કવી ગદ કહે સૂણો ટકરો, પાંત્રીસ સાખ પરમારાં તણી.

---

## રાઠોડ ક્ષત્રિયોની તેર શાખાનું કવિત્ત.

મેરવ સાંઢી ને મેઢીયા, સૂર સૂરમા અતલીક બલ,
ખલેલ નર રાઠોડ, ફૂંમેલીયા વાઢેલ વલ;
વલયાવલ ધઢીયા વાઘેલવલ, વાવંસવલ રાણવલ,
કવી ગદ કહે સૂણો ઠકરો, તેર સાખ રાઠોડમાં ઝલ.

( અં. ૨૩. ક. )

---

## જાદવ ક્ષત્રિયોની વીશ શાખાનું કવિત્ત.

અલકને ભઇયાંણી, અલસી બોલૂવા;
હુલદલ ને દાંના, જલ ને જેઠૂવા,
ડાંડેચા ને માંડેચા, જાડેચા ને ખુમડ;
સીઉરા ને સંપેલા, પઢારીયા ને ખાચડ,
માલકા ને મણુકા, બાબર વાધા જેકસીયા;
કવી ગત (દ) કહે સૂણો ઠકરો, વીસ સાખે જાદવ વસીયા.

---

## ચૂહુવાંણ ક્ષત્રિયોની ચોવીશ શાખાનું કવિત્ત.

ગોલ ગલેચા ને ડોટીયા ખીચી રાહોડ,
ઉડેયા ને દાંણુમા, કોઠારી ને ચાહોડ;
ટાક છડવી સીરવી, વીહોલ ને સધયણા,
બેવા કુંભાલ ને દેવડા, તુવર ને વધયણા;
ભંડારીને સીસોદીયા, ચંડોલ ચતુરાઈ રાખતા ઘણી,
કવી ગદ કહે સૂણો ઠકરો, ચોવીસ સાખ ચૂહવાંણુ તણી.

ઉપલાં પાંચ કવિત્તોમાં ક્ષત્રિયની મૂળ પાંચ જાત અને એમાંની પહેલી ચાર જાતની શાખાઓનાં નામ ગણાવેલાં છે.

---

## સોલંકી ક્ષત્રિયોની સાત શાખાનું કવિત્ત.

વીરપર વીર વસીયા, ગાજણે ગાજણા ને વીહોલા
મહીકાંઠે મહીડા, વાઘલ થલ વાઘરોલા
ઝાઝા (લા ?) ઝુલે કરે ઝકોલ, કાલરી રાજતે રાતે કરા
ભાદરવા સૂત ગૌતમ ભણે, સાત સાખે સોલંકી નરા.

આ કવિત્તમાં સોલંકીઓની માત્ર સાત શાખાઓનાં નામ, તેમજ તેમનાં રહેવાનાં મથક પણ આપેલાં છે.

(અં. ૨૩. ક.)

---

## રાવ બાડેના બેટાનું કવિત્ત.

તીડો રાયાં રાવ, બત્ર સંધાસણ સોહે;
ખોખર ખાંડા દાંન, એકલખાં કો જોહે,
વાંનર વરે સુગાલ, લખસી માલ સમપ્પૈ;
રૂદ્રપાલ ખીમસી, તાસ ભય અરીયણ કંપૈ,
કાંન્હડદે કવ ગોપ કહિ, તાસ ચરણત કવૈ ઘણા;
એક એકથી આગલા, સાત પૂત બાડે તણા.

---

## વીરમ પુત્રનું કવિત્ત.

ચૂંડો ચરૂ સુગાલ, રાજ રાજવે ભણી જૈ;
વિજ્જે વીર વીરાધ, લાખમેં હેક ગિણી જૈ,
ગોગાદે ગિરમેર, દાંનખગ અવર ન રાયા;
જેસિંઘો ઘણ જાંણ, તાસસું વિલસે માયા,
દેવરાજ જગ ઉપરા, તાસ સરણ (ત)કવૈ ઘણા;
કવિ ગોપ ભાટ પરગટ કહે પાંચ પૂત વીરમ તણા.

---

## ચુંડા પુત્રનું કવિત્ત.

**રિણમલ** રાયાં રાવ, સુતો **હરચંદ** પટંતર;
રાંયાં ગુરૂ **રણધીર**, ભુજાબલ **ભીમ** ભીમસર,
કાંન્હો અરડ કમાલ, પુવિ **પનૌ** અરિ ગંજણ,
**સિવરાજ રામદે ગોપ** કહિ, વીરત દાનસ મંગલા;
ચવદે નરિંદ ચૂંડૈતણા, એક એક હૂસ આગલા.

---

## રાઠોડ કુલ કવિત્ત.

પ્રથમ જાત **કમધજ**, દેસ **કનવજ** સુ આય,
સાખાં તેરે સરે, કુલહ **રાઠોડ** કહાય;
ગોતમ ગુરૂ શુક્ર, વેદ અરથ વરણુ તાનુ પ્રવર,
નાંગણેસી કુલ રાય, વહીવટ ગુરૂ ખરતર;
પ્રોહત **સિવડ** બાસ રોહડ, ભાટ **ચડેલ** કુંમ દેવડા,
**રાઠોડ** પહડૈ યે તલા, હરીય ગ્યાલોપીક વડા.

( અં. ૩૫. ૨. )

---

# રાઠોડની વંશાવળી.

---

## દોહા.

સરસતી સમતી દેઓ, મો મહમતી માય,
આખુ રાઠોડાં ઉતપતઃ વધ વધ કરી વખાય.

## છંદ પધરી.

જણુકલાં કત[1] જનમો સોજાંણુ, વાખાણુ કરૂં સોય કલ વખાંણુ;
કતરેં હુવો સકત[2] કાય, ઓપો અણુ ગાદી અસો આય.
સકત પાટ રાતગસ[3] ધીર, વાંધલો અતેં વીરા ધવીર,
રાતગરેં દેદ* તાગી[4] કરાંણુ, જણુ તાગી કરો રામ[5] જાંણુ.
જોપીઓ રાંમરે ચંડ[6] જેણુ, તણુ પાટ હુવો વેંકંદ્ર[7] તેંણુ,
વેંકંદ્રરેં ભેરવ[8] મહાવીર, અણુ ગાદી જનમો જોય *અધીર.
અધ ધર હરણા કંસ[10] હુઓ ઓય, જણુ તખત હુવો પ્રેંહલાદ[11] જોય;
જોય હુવો જનમ પ્રહલાદ જાંમ, નર નમખ ન ભુલો રાંમનાંમ.
સાચેં દલ ભગતી કરી સોય, હરી લીઓ જનમ નરસંધ હોય;
એ પ્રેંહલાદ તણે પાટે સો આંણુ, વે પાટે વીરોચન[12] તેં વખાંણુ.
સો વીરોચન જાઓ પુત્ર સનાથ, હરજીન મંડાઓ બલે[13] હાથ;
બલરે બાણુસુર[14] મહાવીર, જડ દીઓ અનીરૂધ જણુજંજીર.
તેં બાંણુસરરે કત[15] તાય, કતરે પાટ કપીલ[16] કહાય;
જેં પત્ર કપીલરેં ભદ્ર[18] જાંણુ, ભદ્રરે ભૂપત[19] કલભાંણુ.
ભૂપતરે પાટ મોંહપાલ[20] ભૂપ, રણુજીત કુંવર હોય ભદરૂપ[21];
ભદરે ભડ[22] વા કુમેં બીત, જણુકલાં હુવો જોય પ્રથીજીત.

---

* દેહનો વંશ નથી.

ભડરેં વડ[23] પાકુ કલંભાંણુ, વઢરે નખત્ર[24]જાતી વખાંણુ;
હેં નખત્ર જાતી ધર સંભ[25] હોએ, સંભરે ધરેં નસંભ[26] સોઅ.
ન સંભ સતજોગ[27] ન નામ, જોગંદાપીઠ [28]રાહુડ જાંમ;
રાહુડ તખત અજેચંદ્ર[29] રાયેં, તણુ પાટ હૂવો વજેંચંદ[30] રાતાય.
વજેંચંદ ધરે જેચંદ[31] વખાંણુ, અણુ કીયો રાજસૂ જગમાંણુ;
એવહો ધણી કનોજ આજ, સંખા સો તેર તોંબાસ કાજ.
જેચંદ ધરે સેત્રાંમ[32] જોય, અણુપાટ અંસ સિવસીઓ[33] હોય;
કે કે જસીએ અણુ અચડ કીધ, લાખા જણુ સરખા માર લીધ.
સીઆજ ધરે પ્રગટો સજોય*, હેદુ આંણુ ભાંણુ આસથાંન[34] હોય;
આસથાંન તખાત રાયપાલ[35] ઓઅ, જણુ જમી જમાઓ અમલ જોઅ.
રાયી પાલ સત વાખાંણુ રાએ, અણુ તખત ઓપીઓ દુહડ[36] આએ;
ઓપીઓ દુહડહો ટીકુ[37] સો આએં, ટીડાજ ધરે છાડો[38] સો તાઅ.
છાડા કલ સલખુ[39] સત્રાં સાલ, ધરપતી હૂવો હેંદુ વાંણુ ઢાલ;
સલખા ધર વીરમ[40] હૂવો સોઅ, હેંદુ વાંણુ ભાંણુ જમ પ્રગટ હોઅ.
વીરમ ધર ચુંડો[41] મહાવીર, અણુલીઓ મંડોવર જણુ અમીર;
ચઉદે ચુંડારેં પુત્ર ચાપાઓ, રાજવી ચઉદેં હૂવા રાવ.
ચઉદાં મેં રણમલ[42] તખત ચાઅ, ઓપેં ચોકલાં ભજ ભાર આઅ;
રણુમલરેં જોધુ[43] થેંઓ રાએં, જોધપર વાસીઓ જણી જાઅ.
જોધારેં પાટ સૂજો[44] જવાંણુ, ભૂપત અણુ ગાદી કલાં ભાંણુ;
સુજા ધર વાધુ[45] થોસ ધીર, વાધા ધર હુવો ગંગેવ[46] વીર.
સોહડાં જસવાતાં રખણુ સીર, × × × ×
દીપેં ગંગેવ ધર માલદેઅ[47]; તણુ તખત હૂવો અસડુજ તેઅ.

---

* સોનગજી અજજી.

ભૂપત માલરે અદેભાંણુ[૪૮] વંચાય પ્રથીસર તેં વખાંણુ.
કલરાવ પદમી મેટ કીધ, લોડ રાજા પદમી તે દંન લીધ.
સોહે ઉદલરેં પાટ સૂર[૪૯], નત નત કલાંજણુ મખનૂર;
સૂરરે તખત ગજસંઘ[૫૦] સોઅ, હેંદુ આણુ અસર નહવાદ હોઅ.
પતસાહ ખુટીઓ લડ પ્રમાંણુ, જાલુર ન આવી આંચ જાંણુ;
સોકલુ ચડાં ઘોડાં સકોઅ, જેલીઓ સોનગઢ ગજણુ જોઅ.
ગજસંગ પાટ જશવત[૫૧] ગરીઠ, રૂકડાંની કડાં દેં અણુ રીઠ;
દુઓ પતસાહે અટક દીધ, કમધે જાઅ કાબલ જેર કીધ,
એં જસા પાટ ઓપે અજીત[૫૨], જોયુ પતસાહાં જગજીત;
રેંચા પતસાહાં કરે રીહ, દવાઈ દલી વચ સાત દીહ.
ચરજાં અધરાતેં બાંગ થાએં, વાંદીઆ અજે જાલર વજાઅ;
અજીત તખત અણુદેસ[૫૩] ઓઅ, જો ધાંણુ લીઓ ઇડર જોઅ,
અણુદેસ પાટ સવસીહ[૫૪] આણુ, જગદીસ લીઓ તાસ જનમ જાંણુ;
હેંમર ગજ સાંસણુ પ્રવણુ હાથ, નેં પણાં નવા જો સવો નાથ,
જાઓ સવસી ઘર જગજીત, ઓપીઓ ભાંન[૫૫] બીજો અજીત,
ભાંનરે પાટ ગંભીર[૫૬] ભૂપ રાજાંન તલ કહેં દઆંણુ રૂપ;
આપ રાયવાડા કહા આંણુ, જલ પારલે અવો સમદ્ર જાંણુ,
તજાઅ જાય ગાપોલ આંણુ, પતસાહ લડા કેકે પ્રમાંણુ;
ઘુધરો પાતસા મહાવીર, આવીઓ પોલ લેવણુ અમીર,
કેકે લડાઇ પતસાહ કીધ, લાખા દલ નહકો પોલ લીધ;
એ પોલ ચડે ઘોડે સાંઆંણુ, જોધાંણુ લીધ સો જગત જાંણુ,
ખટ માસ પોલસર આપખીજ, લડાઇ કરી ઘરરાવ લીધ;
મેંહતાજ સંધિ વંકા વખેર, ગઢપત ગઢવાડા લીઆ ઘેર,

અગજીત કલુ તારંગ આંણ, ભાંનરાલીઓ હિંદુ આજ ભાંણુ,
ખલકીઆ ભોમી આસ એંખેસ, રાઠોડ દીઆ અરી આંણરેસ.
એવ કેપવાડે કીઓ આંક, સેંહકો અમાનગા ધણી સાંક,
વારો જાલંધર વેહા વીર, ગઢપત ધણી ઇડર ગંભીર;
આપરે કુંઆર અંમેદ આંણુ, જેહો દસરથરે રામ જાંણુ,
આપ બેઠા ઇજત બંધિએંણુ, જો ધાંણુ ગાદીએ ધરમ જેણુ.
ઈડર ધણી ગંભીર ઇસ. × × × ×
અલ રહો અરંજી કુંઅર આપ, માગણ તણ માલવ માબાપ;
ઇડર ધણી ગંભીર ઈસિ, આખે કવ અલુદે આસીસ.*

( અં. ૩૧. ક. )

* આ છંદની ભાષા મારવાડી-ચારણી છે અને તેમાં રાઠોડવંશની વંશાવલિ આપી છે. કેતજથી ગંભીરસિંહ સુધીના ૫૬ રાજાઓના નામ આપેલાં છે. તે સાથે તેમાંના કેટલ.કનાં ખાસ પરાક્રમો ટુંકમાં લખ્યાં છે તેમાં ૧૭ મા રાજાનું નામ આપ્યું નથી. અથવા તો અનુક્રમ ખોટો છે; કારણ કે ૧૬ મા રાજા કપીલ પછી ભદ્રનું ૧૮ મું નામ આવે છે. અલુદે કવિએ આસીસના રૂપમાં આ વંશાવલિ લખી છે. એ ૫૬ રાજાઓનો અનુક્રમ આ પ્રમાણે છે:

(૧) કેતજ (૨) સકત (૩) રાતગ (૪) દેદ (૫) રામ (૬) ચંદ્ર (૭) કંદ્ર (૮) ભેરવ (૯) અધીર (૧૦) હરણાકંસ (હિરણ્યકશ્યપુ) (૧૧) પ્રેંહલાદ (પ્રલ્હાદ) (૧૨) વારોચન (૧૩) બલે (બલિ) ૧૪ આણાસુર (૧૫) કત (૧૬) કપીલ [ (૧૭) આપ્યો નથી ] (૧૮) ભદ્ર (૧૯) ભૂપત (૨૦) મોહપાલ (૨૧) ભદ્રરૂપ (૨૨) ભાડ (૨૩) વડ (૨૪) નષત્ર (૨૫) સંભ (૨૬) નસંભ (૨૭) સતજોગંન (૨૮) રાહુંડજાંમ (૨૯) અજેચંદ્ર (૩૦) વજેચંદ્ર (૩૧) જેચંદ (૩૨) સેત્રાંમ (૩૩) વસીઓ (૩૪) આસથાંન (૩૫) રાયપાલ (૩૬) દુહડ (૩૭ ટાડુ (૩૮) છાડો (૩૯) સલખુ (૪૦) વીરમ (૪૧) ચુંડો (૪૨ રણમલ (૪૩) જોધુ (૪૪) સુજો (૪૫) વાઘુ (૪૬| અંગેવ (૪૭) પાલદેસ (વ?) (૪૮) આદેભાંણ (૪૯) સુર (૫૦ અગસંધ (૫૧) જશવંત (૫૨) અજીત (૫૩) અણદેસ (૫૪) સુવસીહ (૫૫) ભાંણ બીજો (૫૬) ગભીર.

# મોલેસલામ રજપૂતો કેમ થયા તેની વાત.

## વરહા અને જેતાની વાતનો સાર.

અમદાવાદના બીજા પાદશાહ અહમદશાહના સમયમાં (સને ૧૪૧૦–૧૪૪૨) "વાઘેલા વંશના બાહારવટે નીકળેલા બે રાજવંશીઓ વરહા અને જેતા" એ અમદાવાદ અને તેના પ્રદેશ ઉપર લુંટ ચલાવવાનો ધંધો આદર્યો. તેમને એક રજપૂત ભંડારી અખો મળ્યો. તેની શીખામણથી તેઓએ મકરબે ગયેલી પાદશાહની બીબીઓના રથ પકડયા; બીબીઓએ તેમનો ગરાસ પાછો અપાવવાની શરતે મુક્તિ મેળવી. પછી તેમણે પાદશાહને સમજાવી કોચરબ–પાલડી પાસેથી ઘોડીકુઈ આગળ રહેલા વરહા અને જેતાને ગરાસ આપવાનું કહી પોતાની પાસે લાવવા વાણીઆ મોતીચંદ અને માણેકચંદને મોકલ્યા. સાબરમતી નદીએ આવતાં તેમણે વાણીઅણોને શરમરહીત રીતે નાહતી જોઈ, એટલે મોતીચંદ અને માણેકચંદની બાંહેધરીમાંથી તેમનો વિશ્વાસ ઉઠી ગયો અને પાછા તેઓ પોતાને મુકામે જતા રહ્યા. તે પછી પાદશાહે એક ઉમરાવને મોકલ્યો. માર્ગમાં તેમની સાથે આવતાં કેટલીક બીબીઓ મોંઢે બુરખો નાંખી જતી જણાઇ. તે બીબીઓ આ લોકને જોઇ શરમાઇ ગઇ અને સંતાવાની જગ્યા ન મળતાં એક બે તો કુવામાં જઇ પડી. આથી વરહા જેતાને ઉમરાવની બાંહેધરીમાં વિશ્વાસ આવ્યો. પછી પાદશાહે કલોલ અને સાણંદનાં ગામો બંનેને વહેંચી આપ્યાં. મોટાએ કલોલ–મીઠોપાટ અને નાનાએ સાણંદ–ખારોપાટ રાખ્યો. તેમણે પોતાની બેન લાલાં પાદશાહને પરણાવી. આથી તેમનો બનેવી બીહોલાનો સામંતસિંહ તેમની સાથે ચીઢાયો, અને તેમને મેહેણું માર્યું. એથી તેમણે પાદશાહને સામંતસિંહની દીકરી પરણાવવાને ઉશ્કેર્યો. પાદશાહ ઘણો

લાગવગ જમાવી, શરમાવી દબાવીને સામંતસિંહને ગામ તેની દીકરીને પરણવા ગયો. ત્યાં સામંતસિંહે દગો કર્યો, પાદશાહના સૈન્યને માર્યું અને પોતે બાહારવટે નીકળ્યો. પછી પાદશાહે તેની સાથે સમાધાન કરી તેને ૮૪ ગામ આપ્યાં. બાદ ઉનું દૂધ પીતાં લાલાં મરી ગઇ. પાદશાહ તેના રૂપથી ઘેલો થયો હતો. તેથી તેની ગમગીની અને ઘેલછા શમાવવા ચરોતરના માતરના શત્રશાલજીની દીકરીને જોરાવરીથી પરણવા પાદશાહને કેટલાકે સમજાવ્યો; પાદશાહે શત્રશાલને દરબારમાં બોલાવ્યો. તે શત્રશાલની સ્ત્રીએ સહુના જીવ અને ગરાસ બચાવવા પોતાની દીકરી રાણીબાને તેના રણવાસમાં મોકલી આપી, એટલે શત્રશાલ કેદમાંથી છૂટયો. તેણે એ વાત જાણતાં પેટમાં કટાર મારી આત્મઘાત કર્યો. પછી રાણીબાએ પોતાના ભાઇઓને પોતાને રસોડે જમાડવા પાદશાહને કહ્યું, અને તે સાથે બીજા કેટલાક હિન્દુ રજપુત રાજાઓને પાદશાહે વટલાવ્યા. તેઓ મોલેસલામ કહેવાયા.

પછી જેટલા રજપુતો વટલાણા તેટલાની એક નાત બંધાણી. તેનું નામ મોલેસલામ કહેવાય છે. પણ આજ સુધી તેઓ હિંદુના જેવો પહેરવેશ રાખે છે; ધર્મ મુસલમાની પાળે છે. કેટલાક તો હિંદુનો ધર્મ પાળે છે; પણ તેમની નાતમાં મરે તેને તો જરૂર દાટે છે. તેમની સ્ત્રીઓ પણ હિંદુનો પહેરવેશ રાખે છે. પણ નાતે તેઓ મુસલમાન કહેવાય છે. તેની અગાઉની શાખો રહી છે, તથા તેના વહીવંચા ભાટ તેમની વંશાવળી વાંચે છે. વિવાહમાં કલમો પઢે છે, પણ હિંદુની રીત થોડીક રાખે છેઃ ગણપતિ પૂજન કરે છે.

તે સમયે પાદશાહના ત્રાસથી રાજા માત્ર નાસી ગયા, તેમાં

(૧) જે પકડાયા ને વટલાણા તેની નાત મોલેસલામ કહેવાઇ.

(૨) જે કરગરીને ગરીબપણેથી હિંદુ રહ્યા તે કારડીઆ રજપૂત કહેવાયા.

(૩) જે વિષ્ટિ કરાવીને કર ભરીને રહ્યા તે રાજા રહ્યા.

(૪) અને જે નરવા રહ્યા એટલે રાજનો ખપ ન રાખીને ફક્ત પાદશાહની જમીન ખેડીને ગુજરાન કરતા રહ્યા તે જાતે નાડોધા કહેવાયા.

જે રાજા રહ્યા તેને જીકારની પદવી મળી.

આ વખતે પર ગામના રાજાને વટલાવ્યાઃ તેનાં નામો અને બીજી વિગતઃ

| ગામ | રજપૂતની જાત | ઠેકાણું | તેની પછવાડે (નીચે)નાં ગામો |
|---|---|---|---|
| ૧ વડહડા | બારૈઆ | ખંભાત પાસે | ૩૬ |
| ૨ નેપાડ | રાઠોડ | ચડોતર | ૨૪ જીબાવા વીરાભાઇના વંશના |
| ૩ બીઓલ | બીઓલા | દેહગામ પાસે | ૮૪ |
| ૪ વડગામ-પાનડ | ચાવડા | ખંભાત „ | ૧૨ |
| ૫ માંડવા | મકવાણા | આતરસુંબા „ | ૧૨૫ |
| ૬ કોંણા | રાણા | પેટલાદ „ | ૧૨ |
| ૭ ચેખલા | વાઘેલા | ગોધાવી „ | ૭ |
| ૮ જખવાડું | ટાંક | વીરમગામ „ | ૫ |
| ૯ લોલાડા | રાઠોડ | પાટણ „ | ૨૪ |
| ૧૦ લીઆ | ઝાલા | વીરમગામ „ | ૨ |
| ૧૧ રાણપર | પરમાર | ઝાલાવાડમાં | ૨૪ |
| ૧૨ ધોલકું | „ | ગૂજરાતમાં | ૮૪ |
| ૧૩ બાપોદરું | રાઠોડ | વઢવાણ પાસે | ૭ |
| ૧૪ અણીયરું | „ | „ „ | |
| ૧૫ વણોદ | „ | દસાડા „ | ૨૪ |
| ૧૬ ટાકોદી | સોલંકી | પાટણ „ | ૧૨ |
| ૧૭ કાલાવાડું | ડોડીઆ | રાંધણપુર „ | ૧૨ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૮ | રાણાવાડું | સોલંકી | પાટણ પાસે | ૭ |
| ૧૯ | મુંઝપર | ડાભી | ,, ,, | ૧૨ |
| ૨૦ | વીરમગામ | રાઠોડ | ગુજરાતમાં | ૧૨ |
| ૨૧ | બાલશાશણ | ચહુવાંણ | કડી પાસે | ૭ |
| ૨૨ | પાડલા | ભટી | વઢીઆરમાં | ૭ |
| ૨૩ | ફેણાવ | ,, | પેટલાદ પાસે | ૩ |
| ૨૪ | આમોદ | જાદવ તથા સોલંકી | મહીકાંઠામાં | ૩૬ |
| ૨૫ | મઈઆ | બારૈઆ | ભરૂચ પાસે | ૨૪ |

પર ગામમાંથી માત્ર ૨૫ ગામોની જ વિગત આપી છે; બીજાની આપી નથી.

(અં. ૪૬. ૧. ૪૪.)

# ક્ષત્રપવંશ.[1]




---

૧ આ વંશાવળી ઓમ્બે ગેઝેટીયરના ગુજરાતના ઇતિહાસ વિભાગ ઉપરથી ઉતારેલી છે.

૮ [રૂદ્રસેન ૧ લો]

- ૯ પૃથિવીસેન
  રાજા ક્ષત્રપ
  (ઇ. સ. ૨૨૨)
- ૧૨ દામાજડશ્રી ૨ જો
  રાજા ક્ષત્રપ
  (ઇ. સ. ૨૩૨)

૧૧ [દામસેન]

- ૧૩ વીરદામા
  રાજા ક્ષત્રપ
  (ઇ. સ. ૨૩૬–૨૩૮)
  - ૧૭ રૂદ્રસેન ૨ જો
    રાજા મહાક્ષત્રપ
    (ઇ. સ. ૨૫૬–૨૭૨)
    - ૧૮ વિશ્વસિંહ
      રાજા ક્ષત્રપ
      (ઈ. સ. ૨૭૨–૨૭૮)
    - ૧૯ ભર્તૃદામા
      રાજા ક્ષત્રપ અને મહાક્ષત્રપ
      (ઇ. સ. ૨૭૮–૨૯૪)
      - ૨૦ વિશ્વસિંહ
        રાજા ક્ષત્રપ
        (ઇ. સ. ૨૯૪–૩૦૦)
- ૧૪ યશદામા ૧ લો
  રાજા ક્ષત્રપ
  (ઇ. સ. ૨૩૮–૨૩૯)
- ૧૫ વિજયસેન
  રાજા ક્ષત્રપ અને મહાક્ષત્રપ
  (ઇ. સ. ૨૩૮–૨૪૯)
- ૧૬ દામાજડશ્રી ૩ જો
  રાજા મહાક્ષત્રપ
  (ઇ. સ. ૨૫૧–૨૫૫)

૨૧ રૂદ્રસિંહ ૨ જો સ્વામી જીવદામાનો પુત્ર
રાજા ક્ષત્રપ (ઇ. સ. ૩૦૮, ૩૦૯, ૩૧૮)

૨૨ યશદામા ૨ જો
રાજા ક્ષત્રપ (ઇ. સ. ૩૧૮)

૨૩ દામસિરિ
રાજા મહાક્ષત્રપ (ઇ. સ. ૩૨૦)

---

૨૪ સ્વામી રૂદ્રસેન ૩ જો. રાજા મહાક્ષત્રપ
રાજામહાક્ષત્રપ સ્વામી રૂદ્રદામનો પુત્ર
(ઇ. સ. ૩૪૮, ૩૬૬, ૩૭૬)

---

૨૫ સ્વામી રૂદ્રસેન ૩ જો. રાજા મહાક્ષત્રપ
રાજા મહાક્ષત્રપ સ્વામી સત્યસેનનો પુત્ર
(ઈ. સ. ૩૭૮–૩૮૮)

---

૨૬ સ્વામી સિંહસેન રાજા મહાક્ષત્રપ
રાજા મહાક્ષત્રપ સ્વામી રૂદ્રસેન (૨૫) ની બેનનો પુત્ર

૨૭ સ્કન્દ–૧

---

# ગુપ્ત રાજાઓનો સમય.[૧]

૧ ગુપ્ત—વિ. સં. ૩૩૨–૩૫૭ (ઇ. સ. ૨૭૫–૩૦૦)
૨ ઘટોત્કચ—વિ. સં ૩૫૭–૩૭૭ (ઇ. સ. ૩૦૦–૩૨૦)
૩ ચન્દ્રગુપ્ત (પ્રથમ)—વિ. સં. ૩૭૭–૩૯૨ (ઇ. સ. ૩૨૦–૩૩૫)
૪ સમુદ્રગુપ્ત—વિ. સં. ૩૯૨–૪૩૭ (ઇ. સ. ૩૩૫–૩૮૦)
૫ ચન્દ્રગુપ્ત દ્વિતીય (વિક્રમાદિત્ય) વિ. સં. ૪૩૭–૪૭૦ (ઇ. સ. ૩૮૦–૪૧૩)
૬ કુમારગુપ્ત પ્રથમ (મહેન્દ્રાદિત્ય) વિ. સં. ૪૭૦–૫૧૨ (ઇ. સ. ૪૧૩–૪૫૫)
૭ સ્કન્દગુપ્ત (ક્રમાદિત્ય) વિ. સં. ૫૧૨–૫૨૬ (ઈ. સ. ૪૫૫–૪૬૯)
૮ કુમારગુપ્ત દ્વિતીય (ક્રમાદિત્ય)—વિ. સં. ૫૨૬–૫૩૨ (ઇ. સ. ૪૬૯–૪૭૬)
૯ બુધગુપ્ત—વિ. સં. ૫૩૨–૫૬૨ (ઇ. સ. ૪૭૬–૫૦૫)
૧૦ ભાનુગુપ્ત—વિ. સં. ૫૬૨–૫૯૦ (ઇ. સ. ૫૦૫–૬૩૩)

---

૧. ઉપલી હકીકત તથા આ પછી આપેલું ગુપ્ત રાજાઓનું વંશવૃક્ષ સાહિત્યાચાર્ય પંડિત વિશ્વેશ્વરનાથ રેઉ લિખિત भारतके प्राचीन राजवंश નામક હિન્દી ગ્રન્થના દ્વિતીય વિભાગમાં આપેલા ગુપ્તવંશના વિસ્તૃત લેખમાંથી ઉદ્ધૃત કરી છે. એ લેખમાં ગુપ્તવંશના રાજાઓ વિષે ઘણી જાણવા યોગ્ય અને વિશ્વસનીય માહિતી આપેલી છે.

# ગુપ્ત રાજાઓનું વંશવૃક્ષ.



# વલભી રાજાઓ.[1]

વિ. સં. ૫૨૭ થી ૮૨૭ (ઈ. સ. ૪૭૦ થી ૭૭૦)

---




જુઓ આગળ પાને

---

૧ આ હકીકત સાહિત્યાચાર્ય પંડિત વિશ્વેશ્વરનાથ રેઉ લિખિત भारतके प्राचीन राजवंश नामक હિન્દી ગ્રંથના દ્વિતીય વિભાગમાં આપેલા વલભીનો રાજવંશ નામના પ્રકરણમાંથી સંગૃહીત કરી છે. આ લેખમાં

૧૭ શીલાદિત્ય (પાંચમો)

૧૮ શીલાદિત્ય (છઠ્ઠો)

૧૯ શીલાદિત્ય (સાતમો) (ધ્રુભટ–ધ્રુવભટ)

---

વલભી રાજાઓની હકીકત કાંઈક વિસ્તારથી દર્શાવી છે તે ઈતિહાસના અભ્યાસીઓએ વાંચી જવા જેવી છે.

વલભી રાજાઓનો વિસ્તાર મહી નદી સુધી હતો. તેમનો ધર્મ શૈવ હતો. કલા, કૌશલ અને વિદ્યામાં આગળ વધ્યા હતા અને વલભીનગર બૌદ્ધ વિદ્વાનો માટે પ્રસિદ્ધ હતું.

વલભી વંશના છેલ્લા રાજા શીલાદિત્ય સાતમાના વખતમાં અમરૂ બિન જમાલે આ રાજ્યની સમાપ્તિ કરી. આ અમરૂ બિન જમાલ ખલીફા અલમન્સૂરે નીમેલા સિંધના આરબ શાસક હશામ ઈબ્ન અમરૂ અલ તઘલબીનો સેનાપતિ હતો અને તેની આજ્ઞાથી ઈ. સ. ૭૫૭ માં આ અમરૂ બિન જમાલે કાઠિયાવાડ ઉપર ચડાઈ કરી હતી.

# ચાલુકય વંશ.

---

પુલકેશિ વલ્લભ સત્યાશ્રય
હર્ષવર્ધનને જીતનાર (ઇ. સ. ૬૧૦–૬૪૦)

- દક્ષિણમાં રાજ્ય કરતી મુખ્ય શાખા.
  - વિક્રમાદિત્ય સત્યાશ્રય (ઇ. સ. ૬૬૯–૬૮૦)
    - વિનયાદિત્ય
- ગૂજરાતમાં રાજ્ય કરતી શાખા
  - જયસિંહવર્મા ધારાશ્રય (ઇ. સ. ૬૬૯–૬૯૧)
    - (નવસારી) શિલાદિત્ય શ્રયાશ્રય યુવરાજ (ઇ. સ. ૬૬૯–૬૭૦) (૬૯૧–૬૯૨)
    - (નવસારી) મંગળરાજ ઇ. સ. ૭૩૧
    - (ખેડા) બુદ્ધવર્મા વિજયરાજ ઈ. સ. ૭૧૩
    - (નાશીક) નાગવર્ધન
    - (નવસારી) પુલકેશી જનાશ્રય (ઇ. સ. ૭૩૮-૩૯)

---

# ગુર્જર વંશ.

| | |
|---|---|
| દદ્દ ૧ લો | ઇ. સ. ૫૮૦ |
| \| | |
| જયભટ ૧ લો | „ ૬૦૫ |
| \| | |
| દદ્દ ૨ જો | „ ૬૩૩ |
| \| | |
| જયભટ ૨ જો | „ ૬૫૫ |
| \| | |
| દદ્દ ૩ જો | „ ૬૮૦ |
| \| | |
| જયભટ ૩ જો | „ ૭૦૬–૭૩૪ |

# રાષ્ટ્રકૂટ રાજાઓની વંશાવળી.[1]




---

૧ આ વંશાવળી બોમ્બે ગેઝેટીયરના ગૂજરાતના ઇતિહાસ વિભાગ-માંથી ઉતારેલી છે.


૯ [ધ્રુવ]
૧૦ ગોવિંદ ત્રીજો પ્રભૂતવર્ષ
વલ્લભ નરેંદ્ર, જગતુંગ
પૃથિવી વલ્લભ
(ઇ.સ. ૮૦૩,૮૦૬,૮૦૭)
૧ ઇંદ્ર
(ગુજરાતની શાખા સ્થાપનાર)
૨ કર્ક
(ઇ. સ. ૮૧૨,૮૧૬,૮૨૧)
૩ ગોવિંદ
પ્રભૂતવર્ષ
(ઇ. સ. ૮૨૭)
૧૧ અમોઘવર્ષ
સર્વ, દુર્લભ શ્રીવલ્લભ
લક્ષ્મીવલ્લભ
વલ્લભ સ્કંદ
(ઇ. સ. ૮૫૧–૮૭૭)
દંતિવર્મા (?)
૭ અકાલવર્ષ
કૃષ્ણ
(ઇ. સ. ૮૮૮)
૪ ધ્રુવ ૧ લો
ધારાવર્ષ
નિરૂપમ
(ઇ. સ. ૮૩૫)
૧૨ અકાલવર્ષ
કૃષ્ણ બીજો; કન્નર
(ઇ. સ. ૮૮૦-૯૧૧)
૫ અકાલવર્ષ
શુભતુંગ
(ઇ. સ. ૮૬૭)
જગત્તુંગ
(ગાદીએ બેઠો નથી)
૬ ધ્રુવ બીજો
(ઇ. સ. ૮૫૭,૮૭૧)
૧૩ ઇંદ્ર ૩ જો
પૃથિવીવલ્લભ
રટ્ટ, કંદર્પ, કીર્તિનારાયણ
(ઇ. સ. ૯૧૪)
૧૬ બદ્દીગ
૧૭ કૃષ્ણ
(ઇ. સ. ૯૪૫-૯૫૬)
૧૮ કોટ્ટિગ
નિરૂપમ
કક્કલ
અથવા કર્કરાજ
(ઇ. સ. ૯૭૨)
૧૪ અમોઘવર્ષ
૧૫ ગોવિંદરાજ
સુવર્ણ વર્ષ

## પરિશિષ્ટ ૧ લું.

## ગૂજરાતના ચૌલુક્ય રાજાઓનો કાળક્રમ.[1]

ગૂજરાતના ચૌલુક્ય રાજાઓનો કાળક્રમ ઠરાવવા માટે મુખ્ય સાધનો પ્રબંધ ચિંતામણી, વિચારશ્રેણી વગેરે પ્રબંધો અને જૈન પટ્ટાવલીઓ, ઉત્કીર્ણ લેખો અને હસ્તલિખિત ગ્રંથોમાં આવેલ તે રાજાઓ વિશેના ઉલ્લેખો છે. ખેદની વાત છે કે બહુધા પ્રત્યેક રાજાના રાજ્યરોહણ કાળ અને અંતકાળ વિશે જુદા જુદા પ્રબંધોમાં જુદા જુદા સંવતો આપેલા હોવાથી કયો સંવત્ ખરો એ જાણવાનું કામ વિના કારણ કઠીન થયું છે. કેટલાક પ્રસંગે એક જ પ્રબંધની અનેક નકલોમાં નકલ કરનારના દૃષ્ટિદોષથી એકજ પ્રસંગ વિશે ભિન્ન ભિન્ન સંવતો આપેલા દેખાય છે. કેટલીક વખતે પ્રબંધકારે ખોટોજ સંવત્, મહિનો, પક્ષ, તિથિ અને પ્રત્યક્ષ પ્રહર વગેરે સવિસ્તર રીતે વિશ્વાસયોગ્ય થાય એવી રીતે આપેલાં જોવામાં આવે છે. પરંતુ અન્ય સાધનોના આધારથી તે તદન ખોટાં માલુમ પડે છે. આવી વસ્તુસ્થિતિમાં જે ઘોટાળો થાય છે, તે કમી કરવા માટે તત્કાલીન ચૌલુક્ય રાજાઓના કે તેઓના સમકાલીન રાજાઓના ઉત્કીર્ણ લેખો તેમજ હસ્તલિખિત ગ્રંથોમાં આવેલા તેમના વિશેના સંવતો બહુ ઉપયોગી થાય છે.

ચૌલુક્ય વંશના પ્રસ્થાપક મૂળરાજે અણહિલ પાટણના ચાવડા વંશના છેલ્લા રાજાને મારી તેની ગાદી બરાબર કયા વરસમાં કબજે કરી એ બહુ મહત્ત્વની વાત વિશે પ્રબંધકારોમાં એકવાક્યતા નથી. વિચારશ્રેણિમાં મૂળરાજે સં. ૧૦૧૭ ના વૈશાખ માસમાં

[1] આ સવિસ્તર નોંધ 'બુદ્ધિપ્રકાશ'ના ૧૯૨૬ ના જુલાઈના અંકમાં રા. દત્તાત્રેય બાલકૃષ્ણ દિસકળકરે લખી છે.

ચાવડાઓનું રાજ્ય નષ્ટ કરી પોતાના વંશની પ્રસ્થાપના કરી એમ લખ્યું છે. પરંતુ સુકૃત સંકીર્તન અને પ્રબંધ ચિંતામણીમાં અને બે ત્રણ પટ્ટાવલીઓમાં મૂળરાજ સં. ૯૯૮ માં ગાદી ઉપર આવ્યો એમ લખ્યું છે. આ બે સંવતોમાંથી કયો સંવત ખરો તે વિશે વિદ્વાનોમાં ઘણા વરસ સુધી ભિન્ન મત હતો. મેં પોતે એક વખતે સં. ૧૦૧૭ ખરો છે, એમ પ્રતિપાદન કર્યું હતું. પરંતુ થોડા દિવસ પહેલાં રાજપુતાનામાં જોધપુર સંસ્થાનમાં સાબર ગામમાંથી એક શિલાલેખ *(જોધપુર મ્યુઝીઅમનો વાર્ષિક રિપોર્ટ સને ૧૯૨૪–૨૫) મળ્યો છે, તેમાં ભીમદેવ (૧) ના વખતનો લેખ છે. તેમાં મૂળરાજે સં. ૯૯૮ માં પાટણમાં ચૌલુક્યોની ગાદી સ્થાપી આવો સ્પષ્ટ ઉલ્લેખ હોવાથી હવે આ વાદ બંધ થશે. સં. ૯૯૮ એજ સંવત્ બરોબર છે એમ મને લાગે છે. મૂળરાજનો સૌથી પહેલો ઉત્કીર્ણ લેખ સં. ૧૦૩૦ નો અને છેલ્લો સં. ૧૦૫૧ નો છે. મૂળરાજના મૃત્યુ વિશે જુદા જુદા પ્રબંધોમાં અને પટ્ટાવલીઓમાં ભિન્ન ભિન્ન સંવતો આપેલા છે. એકમાં સં. ૧૦૫૦ શ્રાવણ સુદ ૧૧ ને શુક્રવારે મરણ પામ્યો એમ લખ્યું છે. એ સંવત્ તદ્દન ખોટો છે. કેમકે મૂળરાજનો સં. ૧૦૫૧ વાળો તામ્રલેખ મળ્યો છે. કેટલાક પ્રબંધોમાં મૂળરાજે ૫૫ વરસ સુધી રાજ્ય કર્યું, એમ લખ્યું છે. આ ઉપરથી આપણને એમ સમજવામાં વાંધો નથી કે મૂળરાજ સં. ૯૯૮ માં ગાદી ઉપર આવ્યો અને તેનો અંત સં. ૧૦૫૩ માં થયો.

મૂળરાજ પછી તેનો પુત્ર ચામુંડરાજ ગાદી ઉપર આવ્યો. તેના વિશે પ્રબંધ ચિંતામણીમાં એમ લખ્યું છે કે, તેણે સં. ૧૦૫૩ થી ૧૦૬૬ સુધી એમ ૧૩ વરસ રાજ્ય કર્યું. આ સંવતો ખોટા માનવાને કારણ નથી.

ચામુંડરાજ પછી તેનો પુત્ર વલ્લભ ગાદી ઉપર બેઠો. વિચારશ્રેણીમાં ચામુંડરાજ પછી વલ્લભ રાજાનું નામ જ આપેલું નથી.

* જુવો જોધપુર મ્યુઝીઅમનો વાર્ષિક રિપોર્ટ......૧૯૨૪–૨૫.

દ્વયાશ્રય કાવ્યમાં એમ લખ્યું છે કે વલ્લભરાજ પોતાના બાપની હયાતિમાંજ મરણ પામ્યો. પ્રબંધ ચિંતામણીમાં વલ્લભરાજે ફક્ત ૬ મહિના સુધીજ રાજ્ય કર્યું એમ લખ્યું છે. તેણે બહુજ થોડા કાળ સુધી રાજ્ય કરેલું હોવાથી તેનું નામ કેટલીક વંશાવળીમાંથી કાઢી નાંખેલું દેખાય છે. તથાપિ તેણે ૬ મહિના સુધી રાજ્ય કર્યું હતું એમ માનવામાં કાંઈ વાંધો નથી.

વલ્લભરાજ પછી તેનો નાનો ભાઇ દુર્લભરાજ ગાદી ઉપર બેઠો. પ્રબંધ ચિંતામણીમાં તેણે સં. ૧૦૬૬ થી ૧૧ વરસ અને ૬ મહિના સુધી રાજ્ય કર્યું એમ લખ્યું છે. વિચારશ્રેણીમાં તેણે ૧૨ વરસ સુધી રાજ્ય કર્યું એમ લખ્યું છે. તેનો રાજ્યકાળ સં. ૧૦૬૬ થી સં. ૧૦૭૮ સુધીનો હતો એમ આપણે માની શકીએ.

દુર્લભરાજ પછી તેનો ભત્રીજો **ભીમ** (૧) ગાદી ઉપર આવ્યો. પ્રબંધ ચિંતામણીમાં તેણે પર વરસ સુધી એટલે સં. ૧૦૭૮ થી ૧૧૩૦ સુધી રાજ્ય કર્યું એમ લખ્યું છે; અને વિચારશ્રેણીમાં ૪૨ વરસ સુધી એટલે સં. ૧૦૭૮ થી ૧૧૨૦ સુધી રાજય કર્યું એમ લખ્યું છે. **ભીમ**નો પહેલો લેખ સં. ૧૦૮૬ નો છે અને છેલ્લો સં. ૧૧૧૯ નો છે. **ભીમ**ના ઉત્તરાધિકારી કર્ણનો સૌથી પહેલો લેખ સં. ૧૧૩૧ નો છે. ઉપર બતાવેલા બે સંવતો ૧૧૩૦ અને ૧૧૨૦ માંથી કયો સંવત્ **ભીમ**ના મૃત્યુનો છે, તે જાણવાને આ ઉત્કીર્ણ લેખો, કોઈ રીતે ઉપયોગી થતા નથી. તથાપિ **ભીમે** ૪૨ વરસ સુધી રાજ્ય કર્યું, એમ માની તેનો રાજ્યકાળ સં. ૧૦૭૮ થી ૧૧૨૦ સુધીનો આપણે ગણીશું.

**ભીમ** પછી તેનો પુત્ર **કર્ણ** ગાદી ઉપર બેઠો. પ્રબંધ ચિંતામણી, વિચારશ્રેણી, સુકૃત સંકીર્તન વિગેરે ઘણાખરા પ્રબંધોમાં કર્ણ સં. ૧૧૫૦ માં મરણ પામ્યો, એવી નોંધ છે. હમીર કાવ્યમાં લખ્યું છે કે શાકંભરીના રાજા દુસ્સલે ગૂજરાતના કર્ણરાજાને લડાઇમાં

માર્યો. યદ્યપિ આ વાત ગૂજરાતના પ્રબંધોમાં લખેલ નથી, તથાપિ સં. ૧૧૫૦ માં કર્ણનો લડાઈમાં અંત થયો એમ માની શકાય. કર્ણનો સૌથી પહેલો ઉત્કીર્ણ લેખ સં. ૧૧૩૧ નો છે, અને છેલ્લો ૧૧૪૮ નો છે. પ્રબંધ ચિંતામણીમાં કર્ણ સં. ૧૧૨૦ ચૈત્ર સુદ ૩ ને શનિવારે ગાદી ઉપર આવ્યો એમ લખ્યું છે. તે ઉપરથી આપણે એમ માની શકીએ કે કર્ણે સં. ૧૧૨૦ થી ૧૧૫૦ સુધી રાજ્ય કર્યું.

કર્ણ પછી તેનો પુત્ર જયસિંહ ગાદી ઉપર બેઠો. પ્રબંધ ચિંતામણીમાં તેનો સં. ૧૧૫૦, પોષ કૃષ્ણ ૩ ને શનિવારે રાજ્યાભિષેક થયો એમ લખ્યું છે. તેજ પ્રબંધમાં કુમારપાળ સં. ૧૧૯૯ કાર્તિક કૃષ્ણ ૨ ને રવિવારે ગાદી ઉપર આવ્યો એમ લખ્યું છે. એટલે તે પહેલાં થોડાજ કાળમાં જયસિંહ મરણ પામ્યો એમ આ ઉપરથી સિદ્ધ થાય છે. પરંતુ એ સંવત્ ખોટો છે; કેમકે જયસિંહના વખતનો એક સં. ૧૨૦૦ નો શિલાલેખ ડૉ. દેવદત્ત ભાંડારકરને રાજપુતાનાના ગામ બાલીમાંથી મળ્યો છે. તે ઉપરથી ઓછામાં ઓછા સં. ૧૨૦૦ સુધી જયસિંહે રાજ્ય કર્યું, એમ આપણને માનવું પડે છે. જયસિંહનો સૌથી પહેલો ઉત્કીર્ણ લેખ સં. ૧૧૮૬ નો મળ્યો છે. વર્ધમાનસૂરીના આદિનાથ ચરિત્રમાંથી તેના વિશે સં. ૧૧૬૦ નો સૌથી પહેલો સંવત્ મળે છે. તેનો છેલ્લામાં છેલ્લો લેખ ઉપર બતાવેલો સં. ૧૨૦૦ નો છે. આ ઉપરથી એમ દેખાય છે કે જયસિંહે સં. ૧૧૫૦ થી સં. ૧૨૦૦ સુધી રાજ્ય કર્યું.

જયસિંહ પછી તેના પિતા કર્ણના ભાઇ ક્ષેમરાજનો પ્રપૌત્ર કુમારપાળ ગાદી ઉપર આવ્યો. તેનો સૌથી પહેલો ઉત્કીર્ણ લેખ સં. ૧૨૦૨ નો અને સૌથી છેલ્લો સં. ૧૨૨૮ નો મળ્યો છે. કુમારપાળ પ્રબંધમાં તેણે ૩૦ વર્ષ, ૮ મહિના અને ૨૭ દિવસ સુધી રાજ્ય કર્યું, એમ લખ્યું છે. પ્રબંધ ચિંતામણીમાં તેણે ૩૧ વરસ

સુધી રાજ્ય કર્યું અને તે સં. ૧૨૩૦ માં મરણ પામ્યો એમ લખ્યું છે. પરંતુ કુમારપાળનો ઉત્તરાધિકારી અજયપાળનો સં. ૧૨૨૯ વૈશાખ શુ. ૩ નો એક શિલાલેખ માળવામાં ઉદયપુરમાંથી મળેલો હોવાથી આપણને એમજ માનવું પડે છે કે કુમારપાળનો અંત સં. ૧૨૨૯ ના વૈશાખ માસ પહેલાં થયો હતો. તે સંવત્ ૧૨૨૮ માંજ થયો હશે એમ માનવું વધારે યોગ્ય છે. આ ઉપરથી આપણે એમ માની શકીએ કે કુમારપાળે સં. ૧૨૦૦ થી ૧૨૨૮ સુધી રાજ્ય કર્યું.

કુમારપાળ પછી તેનો ભત્રીજો **અજયપાળ** ( કુમારપાળના ભાઇ મહીપાલનો પુત્ર ) ગાદી ઉપર બેઠો. અજયપાળનો સૌથી પહેલો લેખ ઉપર કહ્યા પ્રમાણે સં. ૧૨૨૯ નો છે, અને છેલ્લો લેખ સં. ૧૨૩૧ નો છે. પરંતુ એક હસ્તલિખિત પુસ્તકમાં તેના વિશે ૧૨૩૨ ચૈત્ર સુ. ૧ ભૌમ એમ લખેલું છે. કેટલાક પ્રબંધોમાં તેણે ત્રણ વરસ સુધી રાજ્ય કર્યું એમ લખ્યું છે. આ ઉપરથી એમ જણાય છે કે અજયપાળે સં. ૧૨૨૮ થી ૧૨૩૨ સુધી રાજ્ય કર્યું હતું.

અજયપાળ પછી તેનો પુત્ર **મૂળરાજ** ( બીજો ) બાળ વયમાં ગાદી ઉપર આવ્યો, તેના વખતનો એક પણ ઉત્કીર્ણ લેખ કે હસ્ત-લિખિત ગ્રંથમાં નોંધાયેલો સંવત્ મળતો નથી. કેટલાક પ્રબંધોમાં મૂળરાજનો ઉત્તરાધિકારી **ભીમ** સં. ૧૨૩૫ માં ગાદી ઉપર આવ્યો એમ લખ્યું છે. તેમજ **ભીમ**નો સં. ૧૨૩૫ નો એક શિલાલેખ પણ મળ્યો છે. તે ઉપરથી એમ દેખાય છે કે તે પહેલાં એટલે લગભગ સં. ૧૨૩૪ માં મૂળરાજના રાજ્યનો અંત થયો એટલે મૂળરાજે સં. ૧૨૩૨ થી ૧૨૩૪ સુધીજ રાજ્ય કર્યું.

મૂળરાજ પછી **ભીમ** ( બીજો ) જે ઘણું કરીને મૂળરાજનો નાનો ભાઇ હશે તે ગાદી ઉપર આવ્યો. પ્રબંધોમાં તેણે સં. ૧૨૩૫ થી ૧૨૯૯ સુધી રાજ્ય કર્યું એમ લખ્યું છે. **ભીમ**નો સૌથી પહેલો લેખ મારવાડમાં કિરાડુ ગામમાં સં. ૧૨૩૫ કાર્તિક સુ. ૧૩ ને

ગુરૂવારનો મળેલો હોવાથી તે ગાદી ઉપર સં. ૧૨૩૪ માં આવ્યો હશે એમ માનવું વાજબી છે. **ભીમનો*** છેલ્લો ઉત્કીર્ણ લેખ સં. ૧૨૯૬ નો છે અને **ભીમના** ઉત્તરાધિકારી ત્રિભુવનપાળનો એક લેખ સં. ૧૨૯૯ નો મળ્યો છે. આ ઉપરથી અને પ્રબંધો તથા પટ્ટાવળીઓનાં પ્રમાણ ઉપરથી આપણે એમ માની શકીએ કે **ભીમે** (બીજો) સં. ૧૨૩૪ થી ૧૨૯૮ સુધી રાજ્ય કર્યું.

જયન્તસિંહ નામના એક **ચૌલુક્ય** રાજાનો સં. ૧૨૮૦ નો **તામ્રલેખ** કડીમાંથી મળ્યો છે. તેમાં તે અન્ય **ચૌલુક્ય** રાજાઓ પ્રમાણે પોતાના નામ સાથે બિરૂદો લગાડે છે. કડીમાંથી **ચૌલુક્ય** રાજાઓના ઘણા **તામ્રલેખો** મળ્યા છે. તેજ **તામ્રપત્રોમાં** જયન્ત-સિંહનું પણ **તામ્રપત્ર** મળ્યું છે. આ ઉપરથી એટલું ચોક્કસ થાય છે કે સં. ૧૨૮૦ ના અરસામાં જયન્તસિંહે **ભીમદેવની** સત્તા ન માની પોતે તેની ગાદી પડાવી લીધી હતી. તથાપિ એમ દેખાય છે કે વાઘેલા વંશના માંડલિક રાજા **લવણપ્રસાદે** અને તેના પુત્ર **વીર-ધવળે** જયન્તસિંહને ગાદી ઉપરથી ખસેડી **ભીમને** પૂર્વવત્ ગાદી ઉપર બેસાડ્યો.

**ભીમદેવ** પછી ત્રિભુવનપાળ નામનો રાજા **ચૌલુક્યની** ગાદી ઉપર આવ્યો એમ તેના સં. ૧૨૯૯ વાળા કડીમાંથી મળેલા **તામ્ર-લેખ** ઉપરથી સ્પષ્ટ થાય છે. આ રાજાએ સં. ૧૨૯૮ થી ૧૩૦૦ સુધી લગભગ બે વરસ રાજ્ય કર્યું હશે. કેમકે **વીસળદેવનો** પહેલામાં

---

* Baroda delegate at the VIII International Congress of Orientalists નામના ડૉ હરિલાલ હર્ષદરાય ધ્રુવના પુસ્તકમાં (પા. ૧૨૬ ઉપર) એમ લખ્યું છે કે ભીમનો સં. ૧૨૩૪ ફાગણ સુ. ૨ શનિવારનો એક લેખ પાટણમાં મળ્યો છે. મેં ઘણો શ્રમ કર્યો પણ આ લેખનો પત્તો લાગતો નથી એટલે તે વિષે ખાત્રીથી કાંઇ પણ કહી શકાતું નથી.

પહેલો સં. ૧૩૦૨ નો એક શિલાલેખ માંગરોલમાંથી મળ્યો છે. વીસળદેવ પાટણના ચૌલુક્ય વંશનો સીધો વારસ ન હતો. તે ચૌલુક્યોની એક ઉપશાખાનો વંશજ હતો અને તે ધોળકામાં લગભગ સં. ૧૨૯૪ થી ચૌલુક્યોના માંડલિક તરીકે રાજ્ય કરતો હતો. વીસળદેવનો અમલ સારી રીતે પ્રસ્થાપિત થઇ તેનું નામ શિલાલેખોમાં આવવા માટે એક બે વરસનો અવધિ જોઇએ. વીસળદેવ સં. ૧૩૦૦ ના અરસામાં પાટણની ગાદી ઉપર આવ્યો હશે એમ આપણે માનીએ તો ત્રિભુવનપાળ સં. ૧૨૯૮ થી ૧૩૦૦ સુધી ગાદી ઉપર હતો એમ માનવામાં વાંધો નથી.

---

# परिशिष्ट २ जुं.

## ગૂજરાતના વાઘેલા રાજાઓનો કાળક્રમ.[1]

ત્રિભુવનપાળ પાસેથી અણહિલપાટણની સોલંકીઓની ગાદી તેજ વંશની એક શાખાના વીસળદેવ રાજાએ, જે ધોળકામાં રાજ્ય કરતો હતો તેણે, સં. ૧૩૦૦ ના અરસામાં તાબે કરી એમ ઉપર કરેલા વિવેચન ઉપરથી જણાઈ આવે છે. આ પહેલાં વીસળદેવ પોતાના પિતા વીરધવળનું સં. ૧૨૯૪ માં મૃત્યુ થયા પછી ધોળકાની ગાદી ઉપર બેઠો હતો. પાટણના એક ભંડારમાં યોગશાસ્ત્રની પ્રતિ ઉપર 'સં. ૧૨૯૫ વર્ષે ભાદ્રપદ સુદિ ૧૧ રવૌ સ્તમ્ભતીર્થે મહામંડળેશ્વર શ્રી વીસળદેવ રાજ્યે' એમ લખ્યું છે. તેનો સૌથી પહેલો ઉત્કીર્ણ લેખ સં. ૧૩૦૮ નો છે. પરંતુ આચારાંગ સૂત્ર નામની એક પ્રતિમાં સં. ૧૩૦૩ માર્ગશીર્ષ વદિ ૧૨ ગુરૂવારના દિવસે વીસળદેવ પાટણમાં રાજ્ય કરતો હતો એમ લખ્યું છે. તેનો સૌથી છેલ્લો લેખ સં. ૧૩૧૭ નો કડીમાં મળેલા તામ્રપત્ર ઉપરનો છે. આ ઉપરથી એમ દેખાય છે કે વીસળદેવે પાટણની ગાદી ઉપર સં. ૧૩૦૦ થી સં. ૧૩૧૮ સુધી રાજ્ય કર્યું.

વીસળદેવ પછી તેનો ભત્રીજો (વીસળદેવના નાના ભાઈ પ્રતાપમલ્લનો પુત્ર) અર્જુનદેવ ગાદી ઉપર આવ્યો. તેણે ૧૩ વરસ સુધી રાજ્ય કર્યું એમ એક પટ્ટાવળી ઉપરથી દેખાય છે. કેટલાક પ્રબંધોમાં તેણે સં. ૧૩૨૦ થી ૧૩૨૨ સુધી રાજ્ય કર્યું એમ લખ્યું છે. અર્જુનદેવનો પહેલો લેખ કાંટેલામાં મળેલો સં. ૧૩૨૦ જ્યેષ્ઠ સુદિ ૪ નો છે અને છેલ્લો ગિરનારમાં મળેલો સં. ૧૩૩૦

---

૧ આ સવિસ્તર નોંધ 'બુદ્ધિપ્રકાશ' ના ૧૯૨૧ ના જુલાઈના અંકમાં રા. દત્તાત્રેય બાલકૃષ્ણ ડિસકળકરે લખી છે.

વૈશાખ સુદિ ૧૫ નો છે. આ ઉપરથી આપણે એમ માની શકીએ કે તેણે સં. ૧૩૧૮ થી સં. ૧૩૩૧ સુધી રાજ્ય કર્યું હતું.

અર્જુનદેવ પછી તેનો મોટો પુત્ર રામદેવ બાપની હયાતિમાં મરણ પામ્યો એમ દેખાય છે. તેથી નાનો પુત્ર સારંગદેવ ગાદી ઉપર આવ્યો. તેનો પહેલો ઉત્કીર્ણ લેખ કચ્છમાં ખોખર ગામમાં સં. ૧૩૩૨ માર્ગ. સુદિ ૧૧ શનૌનો મળ્યો છે અને તેનો છેલ્લો લેખ ખંભાતમાં ચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાં સં. ૧૩૫૨ નો મળેલો છે. પરંતુ નૈષધ કાવ્યની એક ટીકાની આખરે પ્રશસ્તિમાં સં. ૧૩૫૩ ભાદ્રપદ સુ. ૧૩, એમ લખેલું છે. સારંગદેવના ઉત્તરાધિકારી કર્ણ બીજાનો પહેલો લેખ સં. ૧૩૫૪ નો મળ્યો છે. આ ઉપરથી એટલું ચોક્કસ થાય છે કે સારંગદેવે સં. ૧૩૩૨ થી સં. ૧૩૫૩ સુધી રાજ્ય કર્યું. વિચારશ્રેણીમાં પણ એમજ કહ્યું છે.

સારંગદેવ પછી કર્ણ (બીજો) ગાદી ઉપર બેઠો. તે કદાચ સારંગદેવનો પુત્ર હશે. તેના બે શિલાલેખો મળ્યા છે. પરંતુ એકમાં —માંગરોળમાં મળેલા લેખમાં—સંવત્ પુરો વંચાતો નથી; ૧૩૫* એટલાજ અક્ષરો વંચાય છે. બીજો લેખ ઉપર કહેલો સં. ૧૩૫૪નો ભુવનેશ્વરમાંથી મળેલો છે. પરંતુ કર્ણ વિષે એક બહુ ઉપયોગી સંવત્ ૧૩૬૦ એક જૈન પટ્ટાવલી× માંથી મળ્યો છે. તે ઉપરથી સં. ૧૩૫૪ થી ૧૩૬૦ સુધી કર્ણે રાજ્ય કર્યું એમ દેખાય છે. સં. ૧૩૬૦ પછી ગૂજરાતનું રાજ્ય મુસલમાનોએ નષ્ટ કર્યું, એમ અનેક ગ્રંથો ઉપરથી દેખાય છે. અહિંયાં મને એટલું કહેવું પડે છે કે કેટલાક મુસલમાન ઇતિહાસકારો એમ લખે છે કે ઇ. સ. ૧૨૯૭માં (એટલે લગભગ સં. ૧૩૫૪ માં) અલ્લાઉદીન ખીલજીના સેનાપતિ ઉલુગખાને અણહિલવાડ ઉપર સ્વારી કરી, કરણ રાજાનો પરાભવ

* જુઓ પુરાતત્ત્વ પુસ્તક ૧ લું, પા. ૬૩.

× જુઓ બોમ્બે ગેઝેટીયર પુસ્તક ૧. ભાગ ૧ લો. ગૂજરાતનો ઇતિહાસ પા. ૨૨૯.

કર્યો; જેના પરિણામે તે દક્ષિણના યાદવરાજા રામદેવ તરફ આશ્રયાર્થે નાસી ગયો. ઉલુગખાને અણહિલવાડ તાબે કરી ત્યાં મસિદ બંધાવી. પરંતુ તેજ વખતનો ભુવનેશ્વરમાં જે લેખ મળ્યો છે તેમાં કર્ણની સારી રીતે સ્તુતિ કરેલી છે. વળી સં. ૧૩૬૦ માં એક જૈન પટ્ટાવળી જે કર્ણ રાજાના વખતમાં લખવામાં આવી હતી તેમાં તેના વિશે સ્પષ્ટ ઉલ્લેખ છે. ત્રીજું માંગરોળનો જે ખંડિત લેખ ઉપલબ્ધ થયો છે તેનો સંવત્ ૧૩૫૩ થી ૧૩૬૦ સુધીનો ગમે તે એક હોવાનો સંભવ છે. દાખલા તરીકે ૧૩૫૫ કે ૧૩૫૬ હોય તો તે મુસલમાન ગ્રંથકારોના લખાણની વિરૂદ્ધમાં જાય છે. સં. ૧૩૫૪ થી સં. ૧૩૬૦ સુધી કરણ પાટણની ગાદી ઉપર રાજ્ય કરતો હતો. મુસલમાનોના લખાણમાં થોડું ઘણું સત્ય હોય તો તે એટલુંજ હોવાનો સંભવ છે કે સં. ૧૩૫૪ ના અરસામાં ઉલુગખાંને પાટણ ઉપર સ્વારી કરી હોય, અને કદાચ થોડી ઘણી ખંડણી ઉઘરાવી તે પાછો ગયો હોય.

---

# પરિશિષ્ટ ૩ જું.

## વલભીના મૈત્રક રાજાઓનો કાળક્રમ.[1]

---

વલભીના મૈત્રક રાજાઓનો કાળક્રમ ઠરાવવાનું કામ બહુજ કઠણ છે. કેમકે તે માટે સાધનો ફક્ત તેઓનાં તામ્રશાસનોજ છે. બીજા રાજાઓના લેખોમાં કે બીજા ગ્રંથોમાં મૈત્રક રાજાઓ વિષે ક્યાંય વિશ્વાસલાયક ઉલ્લેખ મળતો નથી. ચાલીસ વર્ષ પહેલાં ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજીએ-ઓએ ગેઝીટીયરમાં આ વંશના રાજાઓનો અનુક્રમ આપ્યો હતો. અને તેઓના જે જે તામ્રલેખો તે વખતે ઉપલબ્ધ થયા હતા તેમની નોંધ કરી હતી. છેલ્લાં ચાલીસ વર્ષનાં સંશોધનના પરિણામે ઘણા તામ્રલેખો ઉપલબ્ધ થયા છે. પરંતુ મૈત્રક રાજાઓનો અનુક્રમ ડૉ. ભગવાનલાલે જે આપ્યો હતો તેજ કાયમ રહે છે. અને તેઓના કાળક્રમમાં બહુ સંતોષકારક ઉમેરો થયો નથી. આ વંશના આરંભકાળ અને અંતકાળ વિષે અત્યારે પણ કાંઈ સ્પષ્ટ કહી શકાતું નથી.

આ વંશનો પ્રસ્થાપક ભટાર્ક નામનો રાજા હતો એ વાત નિર્વિવાદ છે. તેના બીજા પુત્ર દ્રોણસિંહનું ગુપ્ત વલભી સંવત્ ૧૮૩ નું જે તામ્રશાસન મળ્યું છે તે આ વંશના આરંભકાળ માટે માર્ગદર્શક થાય છે. તે ઉપરથી એમ સમજવામાં વાંધો નથી કે ભટાર્ક લગભગ ૨૦ વર્ષ પહેલાં થઇ ગયો હશે. મને એમ લાગે છે કે ગુપ્ત સમ્રાટ સ્કન્દગુપ્તના મરણ પછી સામ્રાજ્યમાં જે અસ્તવ્યસ્ત સ્થિતિ થઇ હતી તેનો ફાયદો લઇ ભટાર્કે મૈત્રક વંશની સ્થાપના કાઠિયાવાડમાં કરી. સ્કન્દગુપ્ત પછીનો ગુપ્ત સમ્રાટોનો એક પણ ઉત્કીર્ણ

---

[1] આ સવિસ્તર નોંધ 'બુદ્ધિપ્રકાશ' ના ૧૯૨૬ ના ઓગસ્ટના અંકમાં રા. દત્તાત્રેય બાલકૃષ્ણ ડિસ્કળકરે લખી છે.

લેખ પશ્ચિમ હિંદુસ્થાનમાંથી મળ્યો નથી. એટલુંજ નહિ પણ સ્કન્દ ગુપ્ત પછીના ગુપ્ત સમ્રાટોના શિક્કાઓ પણ ગુજરાત કે કાઠીઆવાડમાં મળતા નથી. સ્કન્દગુપ્ત પછી કુમારગુપ્ત અને બુધગુપ્ત એ બે પરાક્રમી રાજાઓ થઇ ગયા, પરંતુ તેઓની સત્તા પશ્ચિમ હિંદુસ્તાનમાં ન હોતી એટલું ચોક્કસ છે. પોતાનાં સામ્રાજ્યનો પશ્ચિમનો ભાગ સુરક્ષિત રાખવા માટે સ્કન્દગુપ્ત બહુ કાળજી લેતો હતો એમ તેના જુનાગઢના લેખ ઉપરથી દેખાય છે. તેની કાળજી ખરીજ નીવડી અને તેના મરણ પછી ગૂજરાત કાઠીયાવાડનો ભાગ ગુપ્તોના સામ્રાજ્યમાંથી તદ્દન જૂદો પડયો. સ્કન્દગુપ્તનો છેલ્લામાં છેલ્લો લેખ ગુપ્ત સં. ૧૪૮ નો તેના શિક્કાઓમાંથી મળી આવે છે. એટલે તે કાળ પછી થોડાંજ વરસમાં—લગભગ ગુપ્ત સંવત્ ૧૫૦–૧૫૫માં તે મરણ પામ્યો હશે એમ માનવાને વાંધો નથી. વલભીના મૈત્રક રાજાઓએ ગુપ્તોનોજ સંવત્ ચલાવ્યો હતો એમ પ્રસિદ્ધ છે. તેમનાંજ નામ પરથી વલભી સંવત્ નામ પડયું. દ્રોણસિંહના તામ્રશાસનમાં સં. ૧૮૩ છે એમ ઉપર કહ્યુંજ છે અને તેનો પિતા ભટાર્ક તે પહેલાં લગભગ ૨૦ વર્ષ પર થઈ ગયો હશે એમ પણ ઉપર બતાવ્યુંજ છે. એટલે ભટાર્ક લગભગ ગુપ્ત સંવત્ ૧૬૦ માં થએલો હશે. એ કાળ અને સ્કન્દ ગુપ્તના મૃત્યુનો કાળ લગભગ એકજ છે એમ કહેવાની જરૂર નથી. સ્કન્દગુપ્તના મરણ પછી બે ચાર વર્ષમાં દેશની અસ્તવ્યસ્ત સ્થિતિ જોઇ ભટાર્કે સ્વતંત્ર રાજ્ય લગભગ ગુપ્ત સંવત્ ૧૬૦ માં સ્થાપ્યું એમ હવે સ્પષ્ટ થશે. તેણે લગભગ ૧૫ વર્ષ રાજ્ય કર્યું એમ માનવાથી તેનો રાજ્યકાળ ગુપ્ત સંવત્ ૧૬૦ થી ૧૭૫ સુધીનો આવે છે.

ભટાર્ક પછી તેનો મોટો પુત્ર ધરસેન પહેલો ગાદી ઉપર આવ્યો એમ આ વંશનાં તામ્રપત્રો ઉપરથી દેખાય છે. તેના વખતનો એક પણ તામ્રલેખ અત્યારસુધી ઉપલબ્ધ થયો નથી. આપણે એમ માની શકીએ કે તેણે ગુપ્ત સંવત્ ૧૭૫ થી ૧૮૦ સુધી રાજ્ય કર્યું.

ધરસિંહ પછી તેનો નાનો ભાઇ દ્રોણસિંહ ગાદી ઉપર આવ્યો. તેના વખતનો એકજ તામ્રલેખ ઉપર દર્શાવેલો સં. ૧૮૩ નો મળ્યો છે; એ જોતાં ઉપર પ્રમાણે ભટાર્કનો અને ધરસેન પહેલાનો જે રાજ્યકાળ મેં આપ્યો છે તે યોગ્યજ દેખાય છે. દ્રોણસિંહનો ઉત્તરાધિકારી ધ્રુવસેન પહેલાનો સં. ૨૦૬ નો પહેલામાં પહેલો તામ્રલેખ મળ્યો છે. આ ઉપરથી એમ માની શકીએ કે દ્રોણસિંહે સં. ૧૮૦ થી સં. ૨૦૦ સુધી રાજ્ય કર્યું.

દ્રોણસિંહ પછી તેનો નાનો ભાઇ ધ્રુવસેન ગાદી ઉપર બેઠો. ઉપર કહ્યા પ્રમાણે તેનો સૌથી પહેલો લેખ સં. ૨૦૬ નો મળ્યો છે અને છેલ્લામાં છેલ્લો સં. ૨૨૮ નો છે. ધ્રુવસેનના ઉત્તરાધિકારી ધરપટ્ટનો એક પણ લેખ મળ્યો નથી અને ધરપટ્ટના ઉત્તરાધિકારી ગુહસેનનો પહેલામાં પહેલો લેખ સં. ૨૪૦ નો છે. આ ઉપરથી આપણે એમ માની શકીએ કે ધ્રુવસેન પહેલો લગભગ સં. ૨૦૦થી ૨૩૦ સુધી રાજ્ય કરતો હતો.

ધ્રુવસેન પછી તેનો નાનો ભાઇ ધરપટ્ટ ગાદી ઉપર બેઠો. તેનો એક પણ લેખ મળ્યો નથી. અને તેના ઉત્તરાધિકારી ગુહસેનનો પહેલો લેખ સં. ૨૪૦ નો મળ્યો છે. એટલે ધરપટ્ટ લગભગ સં. ૨૩૦ થી ૨૩૫ સુધીજ રાજ્ય કરતો હતો એમ માનવાને વાંધો નથી.

ધરપટ્ટ પછી તેનો પુત્ર ગુહસેન ગાદી ઉપર આવ્યો. તેનો ઉપર કહ્યા પ્રમાણે પહેલામાં પહેલો લેખ સં. ૨૪૦ નો અને છેલ્લો સં. ૨૪૮ નો મળ્યો છે. તેના ઉત્તરાધિકારી ધરસેન બીજાનો પહેલો લેખ સં. ૨૫૨ નો છે. આ ઉપરથી આપણે એમ માની શકીએ કે ગુહસેનનો રાજ્યકાળ સંવત્ ૨૩૫ થી ૨૫૦ સુધીનો હતો.

ગુહસેન પછી તેનો પુત્ર ધરસેન ગાદી ઉપર બેઠો. તેનો પહેલો લેખ સં. ૨૫૨ નો અને છેલ્લો સં. ૨૭૦ નો છે અને તેના ઉત્તરાધિકારીનો

પહેલો લેખ ૨૮૬ નો છે. ધરસેન ૨૫૦ થી ૨૮૦ સુધી રાજ્ય કરતો હતો એમ દેખાય છે.

ધરસેનનો ઉત્તરાધિકારી તેનો મોટો પુત્ર **શીલાદિત્ય** પહેલો ઉર્ફે ધર્માદિત્ય હતો. તેનો પહેલો લેખ ૨૮૬ નો છે અને છેલ્લો ૨૯૨ નો છે. તેના પછી થયેલા બે રાજાઓના લેખો બિલકુલ મળ્યાજ નથી. કદાચ તેઓએ થોડા કાળ સુધી રાજ્ય કર્યું હશે. ધરસેને સં. ૨૮૦ થી ૨૯૫ સુધી રાજ્ય કર્યું હશે. **શીલાદિત્ય** પછી તેનો નાનો ભાઇ ખરગ્રહ ગાદી ઉપર બેઠો. તેનો એક પણ શિલાલેખ મળ્યો નથી. તેણે કદાચ સં. ૨૯૫ થી ૩૦૦ સુધી રાજ્ય કર્યું હશે.

તેના પછી તેનો મોટો પુત્ર ધરસેન (૩) ગાદી ઉપર આવ્યો. તેનો પણ લેખ મળ્યો નથી. તેણે કદાચ સં. ૩૦૦ થી સં. ૨૩૮ સુધી રાજ્ય કર્યું હશે, કેમકે તેના ઉત્તરાધિકારી ધ્રુવસેનનો પહેલો લેખ સં. ૩૧૦ નો છે.

ધરસેન પછી તેનો નાનો ભાઇ ધ્રુવસેન બીજો ઉર્ફે **શીલાદિત્ય** ગાદી ઉપર બેઠો. ઉપર કહ્યા પ્રમાણે તેનો પહેલો લેખ સં. ૩૧૦નો છે અને છેલ્લો સં. ૩૨૧ છે. તેના ઉત્તરાધિકારી ધરસેન ચોથાનો પહેલો લેખ સં. ૩૨૬ નો છે. આ ઉપરથી એમ માની શકાય કે; ધ્રુવસેને સં. ૩૦૮ થી સં. ૩૨૩ સુધી રાજ્ય કર્યું.

ધ્રુવસેન પછી તેનો પુત્ર ધરસેન ચોથો ગાદી ઉપર આવ્યો. તેનો પહેલો લેખ સં. ૩૨૬ નો અને છેલ્લો સં. ૩૩૦ નો છે. તેના ઉત્તરાધિકારી ધ્રુવસેન ત્રીજાનો પહેલો લેખ સં. ૩૩૨ નો હોવાથી ધરસેને સં. ૩૨૩ થી સં. ૩૩૧ સુધી રાજ્ય કર્યું એમ માનવાને વાંધો નથી.

ધરસેન પછી **શીલાદિત્ય** પહેલા ઉર્ફે ધર્માદિત્યના પુત્ર દેરભટનો પુત્ર ધ્રુવસેન ત્રીજો એ નામનો રાજા ગાદી ઉપર આવ્યો. તેના બે તામ્રલેખો મળ્યા છે. એક સં. ૩૩૨ નો અને બીજો

સં. ૩૩૪ નો. ધ્રુવસેનના ઉત્તરાધિકારી ખરગ્રહ બીજાનો એકજ લેખ સં. ૩૩૭ નો મળ્યો છે. પરંતુ તે ઉપરથી એમ દેખાય છે કે ધ્રુવસેને લગભગ સં. ૩૩૧ થી સં. ૩૩૫ સુધી રાજ્ય કર્યું.

ધ્રુવસેન પછી તેનો નાનો ભાઇ ખરગ્રહ ગાદી ઉપર આવ્યો. તેનો એકજ તામ્રલેખ સંવત્ ૩૩૭ નો મળ્યો છે. તેના ઉત્તરાધિકારી શીલાદિત્યનું સં. ૩૪૩ વાળું તામ્રશાસન મળેલું હોવાથી આપણે એમ માની શકીએ કે ખરગ્રહે સં. ૩૩૫ થી સં. ૩૪૦ સુધી રાજ્ય કર્યું.

ખરગ્રહ પછી તેના નાના ભાઇ શીલાદિત્ય બીજાનો દીકરો શીલાદિત્ય ત્રીજો ગાદી ઉપર આવ્યો. તેના ઘણા તામ્રલેખો મળ્યા છે. પહેલામાં પહેલો સં. ૩૪૩ નો અને છેલ્લામાં છેલ્લો સં. ૩૬૫ નો છે. તેના ઉત્તરાધિકારી શીલાદિત્ય ચોથાનો પહેલો લેખ સં. ૩૭૨ નો છે એટલે શીલાદિત્ય ત્રીજાનો રાજ્યકાળ સં. ૩૪૦ થી ૩૭૦ નો માની શકાય.

શીલાદિત્ય ત્રીજા પછી તેનો પુત્ર શીલાદિત્ય ૪ થો ગાદી ઉપર બેઠો. ઉપર કહ્યા પ્રમાણે તેનો પહેલો લેખ સં. ૩૭૨ નો છે અને છેલ્લો સં ૩૮૭ નો છે. તેના ઉત્તરાધિકારી શીલાદિત્ય ચોથાનો લેખ સં. ૪૦૩ નો મળ્યો છે. આપણે એમ માની શકીએ કે શીલાદિત્ય ચોથો સં. ૩૭૦ થી સં. ૩૯૦ સુધી રાજ્ય કરતો હતો.

શીલાદિત્ય ચોથાનો પુત્ર શીલાદિત્ય પાંચમો ગાદી ઉપર બેઠો. તેનાં બે તામ્રપત્રો એકજ સાલનાં એટલે સં. ૪૦૩ નાં મળેલાં છે. તેના ઉત્તરાધિકારી શીલાદિત્ય છઠ્ઠાનો એકજ તામ્રલેખ સં. ૪૪૧ નો મળ્યો છે. શીલાદિત્ય પાંચમો સં. ૩૯૦ થી સં. ૪૦૧ સુધી રાજ્ય કરતો હતો એમ કલ્પના કરી શકાય.

શીલાદિત્ય પાંચમા પછી તેનો પુત્ર શીલાદિત્ય છઠ્ઠો ગાદી ઉપર બેઠો. તેનો એકજ તામ્રલેખ સં. ૪૪૧ નો મળ્યો છે અને

તેના ઉત્તરાધિકારીનો પણ એકજ તામ્રલેખ સં. ૪૪૭ નો મળ્યો છે. આ ઉપરથી એમ દેખાય છે કે **શીલાદિત્ય** છઠ્ઠાએ લગભગ સં. ૪૨૦ થી સં. ૪૪૫ સુધી રાજ્ય કર્યું.

**શીલાદિત્ય** છઠ્ઠા પછી તેનો પુત્ર **શીલાદિત્ય** સાતમો ગાદી ઉપર બેઠો. તેનો ઉપર કહ્યા પ્રમાણે એકજ તામ્રલેખ સં. ૪૪૭ નો ઉપલબ્ધ થયો છે. મૈત્રક વંશનો આજ છેલ્લો લેખ છે. એમ દેખાય છે કે **શીલાદિત્ય** સાતમો આ વંશનો છેલ્લો રાજા હતો. તે લગભગ સં. ૪૪૫ માં ગાદી ઉપર બેઠો હતો, પરંતુ તેની આખર ક્યારે થઇ એ કહી શકાતું નથી. એમ કહેવાય છે કે તેના વખતમાં અરબોએ સિંધમાં વલભી ઉપર સ્વારી કરી તે શહેરનો સર્વ રીતે નાશ કર્યો અને મૈત્રક રાજ્યવંશ તે વખતથી કાયમને માટે નષ્ટ થયો. અરબોની આ સ્વારી ચોક્કસ ક્યારે થઇ તે જાણવાને કાંઈ પણ સાધન નથી, અત્યારે એટલુંજ કહી શકાય કે સં. ૪૪૭ પછી થોડાજ વરસમાં લગભગ સં. ૪૫૦ માં **શીલાદિત્ય** સાતમાની ગાદી ખાલસા થઈ અને લગભગ ૩૦૦ વરસ સુધી રાજ્ય કરનાર મૈત્રક વંશનો અને વલભી શહેરનો પણ નાશ થયો.

---

# પરિશિષ્ટ ૪ થું.

## ગુર્જર રાજ્યનો વૃત્તાંત.[1]

ગુર્જર રાજ્ય વિષે અત્યાર સુધી એટલું બધું અજ્ઞાન હતું કે ગુર્જરો કોણ હતા? તેઓ ક્યાંથી આવ્યા? તેમનો રાજ્ય–વિસ્તાર કેટલો હતો? અને આધુનિક ગૂજરાત પ્રાંતને પ્રસ્તુત નામ કયે સમયે પ્રાપ્ત થયું? એ બધા પ્રશ્નોની માહિતી ગૂજરાતી બોલતી પ્રજામાંથી ભાગ્યેજ થોડાક વિદ્વાનોને પૂરી માલૂમ હશે.

પ્રચલિત ગૂજરાતના ઇતિહાસનાં પાઠય પુસ્તકોમાં પણ ગુર્જર રાજવંશ અને ગુર્જર જાતિ વિષે કોઈ પ્રકારનો નામ નિર્દેશ મળી આવશે નહિ.

છેક વીસમી સદીના આરંભકાળ સુધી ગૂજરાતના પ્રાચીન ઇતિહાસનું એક મહત્વનું પ્રકરણ આમ તદ્દન વિસરાયલું પડયું હતું. પણ પાછળથી હિંદી ઇતિહાસના સંશોધકો અને પૂરાતત્ત્વવિદોના સતત્ પ્રયાસ અને ખંતપૂર્વક અભ્યાસના પરિણામે હવે એટલાં સાધનો ઉપલબ્ધ થયાં છે કે ગુર્જરો વિષે પૂર્વે આપણે કશું નહોતા જાણતા, જેમના નામ માત્રનો ઉલ્લેખ થતો, તે ભિન્નમાળ–કનોજ મહોદયના ગુર્જર રાજ્ય વિષે થોડી ઘણી પ્રમાણભૂત હકીકત જાણવા-મેળવવાને નસીબદાર થયા છીએ.

વળી એ ગુર્જરોનો ઇતિહાસ બીજી રીતે પણ વિચારણીય છે. એ વિદેશી પ્રજા અત્રે આવી વસી અને હિન્દુ જાતિમાં કેવી રીતે ભળી જઈ, એકમેક થઈ ગઈ, એ ગુંચ પણ ઉકેલવા જેવી છે.

---

[1] પ્રસ્તુત હકીકત રા. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખે 'બુદ્ધિ-પ્રકાશ' ના ડીસેંબર ૧૯૨૭ ના અંકમાં લખી છે.

હિન્દુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ આપણે અવલોકીશું તો છેક ઇસ્વીસન પૂર્વેથી, અને ખાસ કરીને એલેકઝાન્ડરની ચઢાઈ પછી, બહારથી વિદેશી ટોળાંઓ એક પછી એક હિન્દ પર ધસી આવતાં માલુમ પડશે; અને તેનું કારણ ઇતિહાસના અભ્યાસીઓએ એવું બતાવ્યું છે કે તે સમયે મધ્ય એશિયામાં ભટકતી હુણોની ટોળીઓ એકાએક ધસારો કરી આગળ વધી, જેથી નજદિકમાં વસતી બીજી જાતિઓને પશ્ચિમ તરફ ઘાસચારાની શોધમાં નીકળવા અને વાસ કરવા જરૂર પડી. જેમકે યુઇચી જાતિની ટોળીને યુસન નામની બીજી ટોળી સાથે અથડાઅથડી થઈ. તેથી તેણે જક્ષાર્ટીઝ નદીના ઉત્તર ભાગમાં પહોંચી ત્યાંની શક જાતિને હાંકી કાઢી અને શક જાતિએ બીજી ભટકતી જાતિઓને હઠાવી કાઢી તેમની જગા પોતે લીધી. આમ એ વિદેશી ટોળાંઓ રફતે રફતે હિન્દુસ્તાન સમીપ આવી લાગ્યાં. તેમનો ધસારો એક સામટો નહોતો, પણ છૂટાં છવાયા અને વિખરાયલા નીકળી, બરફનો દડો આગળ ગબડતાં ગબડતાં બીજા બરફના ટુકડાઓ સાથે જોડાઈ મોટો થાય તેમ, રસ્તામાં તેમની સંખ્યામાં વિશેષ ભરતી થતી રહી અને ખેતરમાં તીડોનું ટોળું ઉતરી આવી જેમ પુષ્કળ નુકશાન કરે તેમ એ વિદેશી ટોળાંઓએ હિન્દનો ઉત્તર પ્રદેશ ખેરાનવેરાન અને ઉજ્જડ કરી મૂક્યો હતો. અને ઇસ્વીસનની શરૂઆતનો અને તે પહેલાંનો પ્રાચીન ઇતિહાસ આપણે તપાસીશું તો આવી અનેક વિદેશી ટોળીઓ હિન્દ ઉપર ઉતરી આવી, અહિં સ્થાયી થવા અને વસવા માટે ઉધામા કરતી અને લડતી માલુમ પડશે. ગ્રીકો—બાકટ્રીઅન, પાર્થીઅન, કુશન, શક, હુણ, ગુર્જર વગેરે જાતિઓનો ઉત્તર હિન્દમાં વસવાટ અને રાજ્ય—અમલ, ઉપરના કથનનું સમર્થન કરશે.

આ પ્રમાણે ગુર્જરો ચોથા—પાંચમા સૈકામાં હિન્દ પ્રતિ વળ્યા એવી સામાન્ય માન્યતા છે. મુંબાઈ ગેઝીટીઅરના વિદ્વાન સંપાદક સ્વ. કેમ્પબેલ ગુર્જર વિષે એક સમર્થ નોંધ લખતાં જણાવે છે કે

એ જાતિનું મૂળ નિવાસસ્થાન મધ્ય એશિયામાં હતું અને જ્યોર્જીઆની ખીઝર જાતિ, જેનું ફારસી નામ ગુર્જરીસ્તાન છે, એજ ગુર્જર જાતિ હતી; અને અન્ય પૂરાવા અને સાધનો પરથી મી. જેકસને–જેમનું નાશિકમાં ખુન થયું હતું–બતાવ્યું છે કે તેઓએ પ્રથમ પંજાબમાં વસી, પાછળથી રાજપૂતાનામાં ઉતરી ત્યાં પોતાની સત્તા જમાવી, જેની હદ ઈશાનમાં છેક કનોજ સુધી પહોંચી હતી. પંજાબમાં ગુર્જર વસવાટનાં અનેક નામો મળી આવે છે અને છઠ્ઠા સૈકામાં એમનું રાજ્ય રાજપુતાનામાં હતું એવું બીજા પૂરાવાઓ પરથી સિદ્ધ થાય છે.

ઉપર જણાવ્યા મુજબ ગુર્જર જાતિ વિદેશી હતી એ વિષે અસરકારક વિવેચન ડૉ. દેવદત્ત ભાંડારકરે એમના "ગુર્જર" વિષેના નિબંધમાં કર્યું છે અને આપણે જોઇને આશ્ચર્ય પામીએ છીએ કે હિન્દુ ધર્મ વિદેશી અને વિરોધી તત્ત્વોને પોતામાં આમેજ કરી દેવાની કેવી અદ્‌ભુત શક્તિ ધરાવે છે. છતાં રા. બ. ચિંતામણ વૈદ્યે એમના 'મધ્યકાલીન ભારતવર્ષના ઇતિહાસ'માં તેમજ રા. બા. ગૌરીશંકર ઓઝાએ તેમના 'રાજપુતાનાના ઇતિહાસ' માં તેઓ ગુર્જર–આર્ય અને ક્ષત્રિય હતા એવું સિદ્ધ કરવા સારો પરિશ્રમ ઉઠાવ્યો છે. પરંતુ એમની એ દલીલો સર્વમાન્ય થાય એવી નથી, અને એટલી ખાત્રી લાયક નથી જેમાં આપણી શ્રદ્ધા ચોંટે; ખાસ કરીને આપણે જ્યારે સિંધમાં આવેલા મ્હોંજેડેરો અને પંજાબના હેરપ્પાના ખોદકામમાંથી મળી આવેલા જુના કાળના અવશેષો પરથી હિન્દ અને એસિરિયા વચ્ચેના પ્રાચીન વ્યવહારનો વિચાર કરીએ છીએ; તેમજ મેસોપોટેમિઆમાં મળી આવેલા લેખોમાં વૈદિક દેવતાઓનાં નામો દર્શાવેલાં જોઇએ છીએ; અને વિશેષમાં સ્વ. નંદલાલ ડેના "રસાતલ" નામક ભૌગોલિક પુસ્તકમાં મધ્ય એશિયાના પ્રદેશમાં જૂદાં જૂદાં સ્થાનોનાં નામોનું મળતાપણું આપણાં પુરાણોમાંનાં બીજાં એવાં નામો સાથે તે મળી આવે છે, ત્યારે એ બધો

પૂરાવો વિચારતાં, ચકિત થઇએ છીએ; અને છેક જૂના સમયથી પરદેશી પ્રજાઓ હિંદમાં ઉતરી આવતી રહી છે, એ લક્ષમાં લેતાં આર્ય પ્રજામાં–સેળભેળ–વિદેશી નવા અંશોનું મિશ્રણ થયું ન હોય અને વિદેશી પ્રજાઓએ અહિં વસી હિન્દુ ધર્મ સ્વીકારી, આર્ય નામ ધારણ કર્યું ન હોય, એ માનવામાં આવતું નથી. તેથીજ રા. બા. વૈદ્ય અને રા. બા. ઓઝાના અભિપ્રાય માની લેતાં મન સંકોચ પામે છે; અને એ લાંબી ચર્ચામાં અહિં ઉતરવું, ખરે, કંટાળાભરેલું થઈ પડે, એ બીતિથી એનો માત્ર ઉલ્લેખ કરી સંતોષ માન્યો છે.

આપણે અગાડી જોઈ ગયા કે ઘણા જૂના કાળથી મધ્ય એશિયામાંથી વિદેશી જાતિઓનાં ટોળેટોળાં હિન્દ પ્રતિ આવતાં રહ્યાં હતાં, અને હિન્દુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ જોતાં માલુમ પડે છે કે જ્યારે અહિં મજબુત રાજ્ય–સત્તા પ્રવર્તતી ત્યારે તેમનું જોર નરમ પડતું. એ પ્રમાણે મૌર્ય સામ્રાજ્યની પડતી પછી ઇસ્વીસનના પહેલાં બે ત્રણ સૈકાં ઉત્તર હિન્દમાં એ વિદેશી પ્રજાઓના રાજ્ય અમલનાં મળી આવે છે, પણ પાછળથી ગુપ્ત રાજ્ય–સત્તા જોરાવર નિવડતાં તેઓ શાન્ત પડી જાય છે. એજ રીતે ગુપ્ત સામ્રાજ્ય નબળું પડતાં હૂણ, ગુર્જર વગેરે જોરાવર જાતિઓએ અત્રે દરોડો કર્યો. સામાન્ય માન્યતા એવી છે કે ગુર્જરો ચોથા–પાંચમા સૈકામાં અહિં આવ્યા, અને તેના સમર્થનમાં આરબ લેખકોએ જ્યોર્જીઆની ખીઝર–ગુર્જર જાતિની એક દંતકથા નોંધી છે. એ દંતકથા એવી છે કે એ જાતિનો વખ્રંગ નામે રાજા પાંચમા સૈકામાં હિન્દુસ્તાન તરફ લશ્કર સાથે કુચ કરી ગયો હતો. પ્રસ્તુત દંતકથામાં કેટલું તથ્ય રહેલું છે તેનો નિર્ણય કરવાનાં સાધનો આપણી પાસે નથી; પણ આસપાસના બીજા પૂરાવા પરથી એમ પ્રતીતિ થાય છે કે પાંચમા સૈકામાં હૂણો સાથે તેઓ પણ અહિં આવેલા અને પ્રથમ પંજાબમાં સ્થિર થયેલા; જ્યાં તેમના વસવાટનાં પુષ્કળ નામનિશાન અદ્યાપિ મળી આવે છે. પણ જ્યારે માળવાના યશોવર્માએ હુણ હાકેમો મિહિરકુલ અને

તોરમાણને હરાવી છેક કાશ્મીરની હદ સુધી હાંકી કાઢ્યા અને પાછળથી પ્રભાકરવર્ધને તેમનો કચ્ચરઘાણ કાઢ્યો, ત્યારે ગુર્જર, હૂણો અને મધ્ય એશિયામાંથી ઉતરી આવેલી અન્ય જાતિઓ જે નાસભાગમાં પડી તેમાંનો કેટલોક ભાગ રાજપૂતાનાના રેતાળ પ્રદેશ તરફ ઉતરી પડ્યો; બીજો એક વિભાગ નર્મદા ઓળંગી દક્ષિણમાં જઈ વસ્યો અને ત્રીજો સમૂહ ભરૂચ રહી વલ્લભીપૂર ગયો, જેમાંના પછાત પડી ગએલા ટોળાએ મહી અને નર્મદા વચ્ચેના રાજપીપળાની ઝાડીવાળા મૂલકમાં આશ્રય લીધો, અને ત્યાં ગુર્જર રાજ્ય સ્થાપ્યું, જે લગભગ દોઢસો વર્ષ ચાલ્યું. તે રાજ્ય કદી મ્હોટા વિસ્તારને પામ્યું નહોતું, માત્ર એક સામંત રાજ્ય તરીકે ટકી રહ્યું હતું. દક્ષિણમાં જઈ વસેલા ચૌલુક્યોનો ઇતિહાસ અગત્યનો અને ધ્યાન ખેંચે એવો છે; પણ તેની વિગતમાં નહિ ઉતરીએ; તે માટે જિજ્ઞાસુને રા. બ. ગૌરિશંકર ઓઝા રચિત 'દક્ષિણના ચૌલુક્યોનો ઇતિહાસ' જોઇ જવા વિનંતિ કરીશું.

આપણે હવે જે ટોળું રાજપુતાનામાં જઈ રહ્યું અને પાછળથી ત્યાં પોતાનું રાજ્ય સ્થાપવા શક્તિમાન નિવડ્યું તેનો ઇતિહાસ તપાસીએ. એ રાજ્યનું અસ્તિત્વ ક્યાં સુધી તો નામના સરખાપણાથી ઇતિહાસકારોના લક્ષમાં આવેલું નહિ અને ગુર્જર રાજ્ય વિષે જે કોઈ લેખ, શિલાલેખ, તામ્રપત્ર કે પ્રવાસનોંધમાં ઉલ્લેખ મળી આવે તે અર્વાચીન ગુજરાત દેશ વિષે છે એવી સમજ રહેતી. પણ જેમ પ્રાચીન ઇતિહાસનો અભ્યાસ વધતો ચાલ્યો અને નવાં નવાં સાધનો મળતાં ગયાં તેમ એ ગેરસમજ—ભ્રમ—ભુંસાતો ગયો અને એવી ચોક્કસ પ્રતીતિ થઇ કે પંજાબમાંથી ઉતરી આવેલું ટોળું, જે એમના ત્યાંના વસવાટનાં નામો પરથી ગુર્જર જાતિનું હતું, તે રાજપુતાનામાં આશ્રય લઈ રહેતાં, એ ભાગ ગુર્જર પ્રદેશ તરીકે જાણીતો થયો અને તેમનું રાજ્ય ગુર્જર રાષ્ટ્ર તરીકે ઓળખાયું. ખરી રીતે પાંચમા સૈકા પૂર્વે ગુર્જરો વિષે કોઈ નોંધ ઉપલબ્ધ થતી નથી. પ્રથમ ઉલ્લેખ

બાણના હર્ષચરિતમાંથી મળે છે અને અને તે ગુર્જર રાજ્ય વિષે છે. તેમાં એવું લખ્યું છે કે પ્રભાકરવર્ધન, મૃગરૂપ હુણોની સરખામણીમાં સિંહ જેવો; સિંધના રાજાને માનસિક વ્યાધિરૂપ; ગુર્જર રાજવીને બેચેની ઉપજાવનાર; ગાંધાર રાજાને જ્વર જેવો; લાટદેશના રાજાને બુદ્ધિ હણનાર સમાન; અને માળવાની સમૃદ્ધિરૂપી વેલીને છેદન કરનાર કુહાડારૂપ હતો.

આપણે જાણીએ છીએ કે પ્રભાકરવર્ધનનું રાજ્ય સ્થાનેશ્વરમાં હતું અને ઉપરના વર્ણન પરથી, તેની ચોતરફ ફરતાં રાજ્યોનાં નામ નિશાન ચોક્કસ જાણી શકીએ છીએ; માત્ર ગુર્જર રાજ્ય કયું તે સમજફેરથી નક્કી થતું નહોતું. કારણ કે હાલનો ગુજરાત તે વખતે લાટ દેશને નામે પ્રસિદ્ધ હતો અને રાષ્ટ્રકુટોનાં નામનાં તામ્રપત્રો પરથી આપણે જોઈ શકીએ છીએ કે કેટલીક વાર લાટ દેશની હદ છેક ખેડા અને વડનગર સુધી લંબાતી હતી. અને તે વિચારતાં, ગુર્જર રાજ્ય તે લાટ વા આધુનિક ગુજરાત પ્રદેશમાં નહિ પણ અન્ય કોઈ સ્થળે હોવું જોઇએ; અને ભૌગોલિક દૃષ્ટિએ જોતાં, શ્રીકંઠ–સ્થાણેશ્વરની આસપાસના મૂલકોમાં, ગાંધાર, સિંધ, માલવા, લાટ વગેરે બાદ કરતાં રાજપૂતાનાનો પ્રદેશ માત્ર બાકી રહે છે. તે પરથી અને અન્ય પૂરાવા પરથી પ્રાચીન સંશોધકો એવા અનુમાન–નિર્ણય–પર આવ્યા છે કે હર્ષચરિતમાં નિર્દેશેલું ગુર્જર રાજ્ય તે રાજપૂતાનામાં હોવું જોઇએ.

વળી એજ નિર્ણયના સમર્થનમાં ચીની પ્રવાસી હુએનસંગે કિચલો વા ગુર્જર દેશની હકીકત નોંધી છે, તે રજુ કરવામાં આવે છે. તેમાં જણાવ્યું છે કે એ–ગુર્જર–દેશની આસપાસ ફરતા સૌરાષ્ટ્ર, આનંદપુર, ઉજ્જન, સિંધ અને મુલતાનના ભાગો–જે ઉપરના વર્ણનને બરોબર બંધ બેસતા છે તે આવેલા છે.

એ સિવાય પ્રતિહાર રાજા કક્કનો ઘટિયાલનો લેખ અને

ભોજદેવનું દૌલતપુરનું તામ્રપત્ર સ્પષ્ટ રીતે જણાવે છે કે રાજ-પુતાનાના એક વિભાગનું નામ ગુજરાત હતું અને ત્યાં ગુર્જર પ્રજા વસતી.

વળી આપણે ગુજરાતી અને પશ્ચિમ રાજસ્થાની ભાષાનું મૂળ તપાસીશું તો એ બે વચ્ચે ઘણી સામ્યતા માલુમ પડશે, અને તે વિષે જાણીતા ભાષાશાસ્ત્રીઓ ડૉ. ગ્રીઅરસન અને ડૉ. ટેસેટોરીએ દર્શાવેલા અભિપ્રાય વજનદાર લેખાશે.

આથી સ્પષ્ટ થાય છે કે યશોવર્માએ હુણોને હરાવી હાંકી કાઢયા તે સમયે, ઉત્તર પ્રદેશમાં વસતી પ્રજાઓ નાસભાગમાં પડી જૂદી જૂદી દિશામાં વહેંચાઇ વિખરાઈ ગઇ અને તેમાંનુંજ એક ટોળું રાજપુતાનામાં પહોંચી જઇ, ત્યાંજ પોતાનો પગદંડો જમાવ્યો; અને જેમ પ્રજાનાં નામોપરથી દેશોનાં નામ પડે છે, શક પરથી શકસ્તાન, અભીર પરથી અહીરવાડ, તેમ ત્યારથી એ વિદેશી ગુર્જર ટોળાના વસવાટ પરથી એ પ્રદેશનું ગૂજરાત નામ પડયું અને એમનું રાજ્ય ગુર્જર રાજ્ય તરીકે ઓળખવામાં આવ્યું.

શરૂઆતમાં પ્રભાકરવર્ધને એવી શેહ આપેલી કે ક્યાંય સુધી એ વિદેશી જાતિઓએ ફરી માથું ઉંચું કરવા હિંમત કરેલી નહિ અને તે પછી ઉત્તરમાં સમ્રાટ હર્ષ અને દક્ષિણમાં ચૌલુક્ય પુલ-કેશિની સત્તા એટલી જોરાવર હતી કે જે કોઈ રાજ્ય તેમની સત્તા સ્વીકારી, સમ્રાટ તરીકે તેમને નમતું આપતું. પણ પાછળથી એ બન્ને સત્તા પડી ભાગતાં, જ્યાં ત્યાં અંધાધુની અને અરાજકતા વ્યાપી રહ્યાં, અને ન્હાનાં રાજ્યોએ સ્વતંત્ર થવા અને પોતાનું રાજ્ય વધારવા પ્રયત્ન કરવા માંડયા. ચૌલુક્ય સત્તા નાશ પામતાં દક્ષિણમાં રાષ્ટ્રકુટોનું પ્રાબલ્ય જામ્યું. અને ઉત્તરમાં સમ્રાટ હર્ષનું સ્થાન લેનાર કોઈ સમર્થ રાજ્ય નહિ હોવાથી રાજપુતાનામાં ગુર્જરોએ

ઇ. સ. ૭૮૩ ના અરસામાં વત્સરાજની સરદારી નીચે છેક ગૌડ અને બંગાળા સુધી પહોંચી જઈ વિજય પ્રાપ્ત કર્યો. પણ એમની એ ફત્તેહ લાંબો સમય ટકી નહિ; કેમકે રાષ્ટ્રકુટ રાજા ધ્રુવે તેમને હરાવી તેમના મૂળ નિવાસસ્થાન રાજપુતાનામા ભરાઇ જવા ફરજ પાડી.

આ રીતે સખ્ત હાર મળવાથી કેટલોક વખત તેમની લડાયક હિલચાલ શાન્ત પડી ગઇ, પણ યોગ્ય સંધિ મળતાં વત્સરાજના પુત્ર નાગભટ્ટે ફરી પાછો વિજયી વાવટો હર્ષની રાજધાનીમાં ઉરાડયો, અને ભિન્નમાળમાંથી રાજધાની ખસેડી કનોજમાં આણી. અને ઈ. સ. ૮૪૩ પછી તો ગુર્જર વંશના રાજાઓ કનોજ–મહોદયમાં રાજ્ય કરતા અને વારંવાર દક્ષિણના રાષ્ટ્રકૂટો સાથે વિગ્રહ ચલાવતા આપણા જોવામાં આવે છે.

એજ નાગભટ્ટને રાષ્ટ્રકુટ ગોવિંદ ત્રીજાએ યુદ્ધમાં હરાવ્યાનું કહેવામાં આવે છે, પણ તેથી તેને ઉત્તરમાં પોતાની સત્તા જમાવવામાં હરકત આવેલી નહિ. તેના પુત્ર રામભદ્ર વિષે કશી જાણવા જેવી માહિતી મળતી નથી; જો કે તેણે ઇ. સ. ૮૨૫ થી ૮૪૦ સુધી રાજ્ય કર્યું હતું. તેના પછી ગાદીએ આવનાર ભોજ બાણાવલી હતો. તેણે લાંબો સમય રાજ્ય કર્યું હતું એટલુંજ નહિ, પણ એ ગુર્જર–પ્રતિહાર રાજ્યને એક સામ્રાજ્યની પેઠે પ્રતાપી બનાવ્યું. પણ એ મજબૂત થતી સત્તાને આગળ વધતી અટકાવવા ચેદી, પાલ અને રાષ્ટ્રકુટ રાજાઓ–કોકલ, દેવપાલ અને કૃષ્ણ બીજા; એઓએ એકસંપ કરી ભોજના અવસાન પછી તેના પુત્ર મહેન્દ્રપાલની રાજ્ય વધારવાની મહેચ્છાઓ મૂળમાંથી દાબી; છતાં તેને છુંદી નાખવા તેઓ શક્તિવાન થએલા નહિ; બેલાલના સ્તંભલેખ પરથી જણાય છે કે દેવપાલે, પાલ રાજ્ય જીતવા જતાં ગુર્જર મહારાજા મહેન્દ્રપાલનું અભિમાન મોડયું હતું. રાષ્ટ્રકુટોના દાનપત્રોમાં ગુર્જર નરેન્દ્રને ભય-

જીત કર્યાનું નોંધેલું છે. ચેદી વંશના કોકલ પહેલાએ મહેન્દ્રપાલને નીચો પાડવામાં આગળ પડતો ભાગ લીધો હતો, એવી હકીકત મળી આવે છે.

આ મહેન્દ્રપાલને બે પુત્રો હતા. બીજો ભોજદેવ અને મહીપાલ. પણ તે બન્ને સાવકા ભાઇઓ થતા હતા તેથી મહેન્દ્રપાલના મૃત્યુ પછી રાજગાદી માટે વાંધો પડયો. તેમાં કોકલ પહેલાએ ભોજદેવ બીજાનો પક્ષ લઈ તેને ગાદીએ બેસાડયો પણ તેનો અમલ ઝાઝો સમય રહ્યો નહી; કારણ કે ચંદેલવંશીય યશોવર્મને ભોજદેવ બીજાના સહાયક ચેદી રાજા કોકલને હરાવી મહીપાલને મહેન્દપાલની ગાદીએ બેસવામાં મદદ કરી. તેમ છતાં નસીબે તેને યારી આપી નહિં. ટુંકાજ સમયમાં રાષ્ટ્રકુટ રાજા ઇંદ્ર ત્રીજાએ એને એવો સખ્ત ફટકો માર્યો કે ત્યારથી ગુર્જર સામ્રાજ્ય નબળું પડી ગયું અને તેના પરિણામે આસપાસના ચંદેલ અને પરમાર રાજાઓ જૂદાં અને સ્વતંત્ર રાજ્યો સ્થાપી બેઠા. ખરી રીતે ત્યારથી ગુર્જર સામ્રાજ્યની પડતી દશા શરૂ થઇ.

મહીપાલ પછી દેવપાલ અને તેનો ભાઇ વિજયપાલ ગુર્જર રાજગાદીએ બેસે છે ખરા, પણ સત્તા વિનાના. આ વખતે ગુજરાતમાં ચાવડા સત્તા નાશ પામી, તેનું રાજ્ય–સ્થાન ગુર્જરોની એક શાખ સોલંકીઓ લે છે; માળવા અને બુંદેલખંડ આગળ છૂટાં થયાં હતાં. બીજી તરફ કચ્છવાહનો રાજા ગ્વાલીઅરનો કબજો કરે છે. આમ ગુર્જર સામ્રાજ્યની હદ તદ્દન સંકુચિત બની જાય છે.

વિજયપાલ પછી ગુર્જર ગાદીએ કોણ બેઠું તેની માહિતી મળતી નથી. માત્ર વિજયપાલ બીજાનું નામ મળી આવે છે. તેની પછી રાજપાલ ગાદીએ આવે છે અને એમ કહેવાય છે કે ઇ. સ. ૧૦૧૮ માં મહમદ ગીઝનવીએ એ રાજપાલને હરાવ્યો હતો. એ વંશનો છેલ્લો રાજા ત્રિલોચનપાલ કહી શકાય; કેમકે ગહરવાર

વંશના ચંદનદેવે કનોજ સર કરતાં રાજગાદી દિલ્હી ખસેડવામાં આવે છે.

એ બનાવ સંબંધમાં લખતાં મી. હુર્નલે જણાવે છે કે ત્રિલોચનપાલ પછીનો ગુર્જર વંશનો ઇતિહાસ અંધકારમાં રહેલો છે. દિલ્હી જઇ વસ્યા પછી તેઓ તોમાર-તુંવાર નામ ધારણ કરે છે અને એ નામથી લગભગ એકસો વર્ષ ગાદી ટકાવી રાખે છે, પણ છેલ્લા રાજા અનંગપાલને પુત્ર નહિ હોવાથી એ દિલ્હીની ગાદી પૃથ્વીરાજ ચૌહાણને મળે છે.

આ પ્રમાણે ભિન્નમાલ-કનોજ-દિલ્હીના ગુર્જર-પ્રતિહાર-તુંવાર રાજાઓનો સંક્ષેપમાં વૃત્તાંત છે.

છેવટમાં એક વસ્તુ નોંધી આ લેખ સમાપ્ત કરીશું. આપણે અગાડી જોઈ ગયા કે, અર્વાચીન ગુજરાત છેક આઠમા સૈકા સુધી 'લાટ' દેશ નામે ઓળખતો; અને રાષ્ટ્રકુટોનાં તામ્રપત્રો પરથી જોઈ શકીએ છીએ કે તેની હદ ખેડા, વડનગર સુધી પહોંચતી. પણ સોલંકીઓના રાજ્ય અમલમાં આ દેશ ગુજરાત નામથી પ્રસિદ્ધિમાં આવે છે અને તે અરસાના અને પછીના જે કેટલાક લેખો મળી આવ્યા છે તેમાં પ્રથમજ આ પ્રદેશનો ગુર્જર દેશ નામે ઉલ્લેખ કરેલો મળે છે. ગુજરાતમાં સોલંકીઓનો અમલ એટલે ગુજરાતના ઇતિહાસનું એક અતિ ઉજ્જવળ, ગૌરવભર્યું અને મહત્ત્વનું પ્રકરણ, જે સમયે સોલંકીઓની આણ ચારે દિશામાં ફરતી, અને એવી એક દંતકથા છે કે પૂર્વે ઋષિઓ આબુ પર્વતપર વસિષ્ઠ મુનીની આગેવાની હેઠળ યજ્ઞ કરતા હતા તેમાં દૈત્યો વિક્ષેપ કરવા લાગ્યા; તેથી રક્ષણ અર્થે એઓએ શિવની સ્તુતિ કરતાં, અગ્નિકુંડમાંથી ચારે જૂદા જૂદા વીર પુરૂષો ઉત્પન્ન થયા જે પ્રતિહાર, ચૌલુક્ય, પરમાર અને ચૌહાણ નામ પામ્યા અને તેમના વંશજો પણ એજ નામથી ઓળખાયા; એટલુંજ નહિ પણ મૂળ પુરૂષો એકજ અગ્નિકુંડમાંથી

ઉત્પન્ન થયા હતા તેથી એ ચારે રજપૂત વંશો—ગુર્જરો, સોલંકી, ચોહાણ અને પરમાર વગેરે—મૂળે એક જાતિના હતા; એવી માન્યતા બંધાઈ છે, અને તેથી સંભવિત છે કે સોલંકી જેઓ ગુર્જરોની એક શાખા હતી, તેમના નામ પરથી આ દેશનું નામ, તેમના રાજ્ય અમલની પૂર જાહોજલાલી અને વૈભવના સમયમાં ગુજરાત તરીકે જાણીતું થયેલું.



# ગુજરાતનાં ઐતિહાસિક સાધનો.

## વિભાગ ૨ જો.

## ગઢો અને પ્રાચીન શહેરોની વિગત.

# ગઢો અને પ્રાચીન શહેરોની વિગત.

## ગઢોને લગતી વિગત.

સંવત્ ૪૨૮ માં દિલ્હી સ્થપાણી.

સંવત્ ૮૦૨ માં ચાવડે વનરાજે પાટણ વસાવ્યું.

સંવત્ ૮૦૮ માં દેવડે હમીરે હમીરપુર વસાવ્યું. હમીરને ઘેર દેવી આવી, તેથી દેવડા કહેવાણા.

સંવત્ ૭૧૧ માં ઇડર વસ્યું—રાવ ઇંદ્રસિંહ ઇડરીયે વસાવ્યું.

પાલચી ચહુઆણે સંવત્ ૧૦૧૧ માં રાણપુર વસાવ્યું.

સંવત્ ૧૧૧૨ માં સિદ્ધરાજ જયસિંહે સિદ્ધપુર વસાવ્યું, રૂદ્રમાળ બંધાવ્યો.[1]

સંવત્ ૧૧૧૩ માં સાતલપાતલ ચહુઆણે સાચોર વસાવ્યું.

સંવત્ ૧૦૭૭ માં વીરનારાયણ રાજા ભોજને બેટે સિવાણૌ વસાવ્યું.

આગે કુંભટીયો ભાખર હતૌ.

સંવત્ ૧૫૧૫ માં પૃથીરાજ ચહુઆણે વૈશાખ શુદ ૨ શનિવારે નાગોર વસાવ્યું.

સંવત્ ૧૫૧૫ માં બાહડદેએ બાહડમેર વસાવ્યું.

સંવત્ ૧૪૮૪ માં જૈતારણ વસાવ્યું.

સંવત્ ૧૪૫૨ માં દેવડે સૈમલે શિરોહી વસાવ્યું.

સંવત્ ૧૫૪૫ માં ફલોધી વસાઈ, અને હમીરે કોટ કરાવ્યો.

---

૧ સિદ્ધપુર પ્રાચીન શહેર છે. સિદ્ધરાજે તેની સ્થાપના કરી નથી, પણ તેણે તો મૂળરાજ સોલંકીએ બાંધેલા રૂદ્રમાળની મરામત કરાવી હતી.

સંવત્ ૧૫૧૫ માં જેઠ શુદિ ૩ ને શનિવારે રાવ જોધે જોધપુર વસાવ્યું.

સંવત્ ૧૫૨૩ માં જગડુ જોધપુરમાં થઓ.

સંવત્ ૧૩૦૦ માં સોનીંગ કાનડદેએ ઝાલોરનો ગઢ કરાવ્યો. સોવનગિર હતો.

સંવત્ ૧૪૬૮ માં અહમદશાહ પાદશાહે અમદાવાદ વસાવ્યું.[1]

સંવત્ ૧૫૧૦ માં વીકે જોધાવતે વીકાનેર વસાવ્યું.

સંવત્ ૧૫૧૫ ચૈત્ર શુદિ ૬ ને રવિએ પુષ્પે મેડતો વસાવ્યું. રાવ હૂદૈવર સિંધો તે માનધાતાર મેડતો.

સંવત્ ૧૫૯૬ માં રાવળ જામે નવાનગર વસાવ્યું.

સંવત્ ૧૫૮૬ માં રાવ વીદે પહેવૌ વસાયો ભાટીયે.

સંવત્ ૧૫૮૨ માં રાણે સંગે ચિત્તોડ વસાવ્યું. આગે આહૂ વસતૌ.

સંવત્ ૧૬૧૧માં રાવ માલદેએ મેડતાનો કોટ કરાવ્યો.

સંવત્ ૧૬૦૦ માં રાણે ઉદેસિંહે ઉદેપુર વસાવ્યું, સાંગાવતી તળાવ કરાવ્યું.

સંવત્ ૧૭૦૦ માં પડીહાર નાહડ રાવે મંડોવર વસાવ્યું.

સંવત્ ૧૭૨૨ માં સોલંકી થિરે થિરાદ વસાવ્યું.

સંવત્ ૧૬૧૨ ના શ્રાવણ શુદિ ૨ રાવ જેસલજીએ જેસલમેર વસાવ્યું.

સંવત્ ૧૬૬૮ માં રાવ કિસનસિંહ ઉદયસિંહે કિસનગઢ વસાવ્યું.

સંવત્ ૧૬૧૮ માં પરમાર માલદેએ માલપુર વસાવ્યું.

---

૧ 'ગુજરાત સર્વસંગ્રહ'માં અમદાવાદ વસ્યાની તારીખ ઇ. સ. ૧૪૧૧ ના માર્ચની ૪ થી જણાવી છે. તેમાં અને આમાં નહિ જેવોજ ફેર પડે છે.

સંવત્ ૧૫૮૧ માં રાવ માલદેએ નાગોર લીધી. મુદૈ જેતસિંધ ઉદાવત.

સંવત્ ૧૭૧૮ માં મહારાજા જસવંતસિંહજી ઉડોણ ઉરંગશાહ આગે ભાગ્યા. રત્નસિંહ મહેદાસોત કામ આવ્યો.

સંવત્ ૧૫૮૮ માં રાવ માલદેએ વીકાનેર લીધું.

સંવત્ ૧૬૧૮ કાર્તિક શુદિ ૧૨ રાવ માલદે દેવલોક થયા.

સંવત્ ૧૬૪૨ માં અકબર પાદશાહે આગ્રા વસાવ્યું.

સંવત્ ૧૫૮૨ માં સાંગે રાણે ચિતોડમાં યુદ્ધ કીધું—બાબર પાદશાહ સાથે.

સંવત્ ૧૬૦૦ માં પાદશાહ સૂર મારવાડ ઉપર આવ્યો—જૈતો કુંપો કામ આવ્યા.

સંવત્ ૧૬૩૧ માં પોહ કરણ ભાટી ભીમે લીધી. નરોમી લીધો.

સંવત્ ૧૫૮૪ માં સાંગો રાણો ખવાસ ખાન આગે ભાગ્યો.

સંવત્ ૧૬૨૩ માં સોજત ભાંગી, તે વરસ ૨૧ પછી વસી.

સંવત્ ૧૬૨૨ માં જોધપુરમાં તુરકાણું થયું. રાવ ચંદ્રસેન ભાગ્યો. સંવત્ ૧૬૩૫ માં જોધપુર રાયસિંહ ભુરટીયાને મળ્યું—વરસ રહ્યું.

સંવત્ ૧૩૫૩ માં પાદશાહ અલ્લાઉદીને રૂદ્રમાલ તોડી પાડયો.

સંવત્ ૭૦૭ (?)માં પાદશાહ ઔરંગઝેબે ઔરંગાબાદ વસાવ્યું.

રાવ ખડીએ જગે ડુંગરે ગઢ કરાવ્યો, સંવત્ ૧૬૩૨ માં.

સંવત્ ૧૩૧૩ રાવ કાનડદેએ ભિનમાલ વસાવ્યું[1]. પિણુ આહુ.

---

૧. ભિનમાલ મૂળ વસ્યાની તારીખ તો ઈ. સ. ૨૦૯ થી પણ આગળ છે. પણ તેના ઉપર મુસલમાનોના હુમલા થતા અને તેમાંથી સંવત્ ૧૩૧૩ માં કાન્હડદેએ ફરીથી વસાવ્યું હતું.

સંવત્ ૧૩૩૭ માં પાદશાહે ઝાલોર લીધી, કાનડદે અલોપ થયા. કુંવર વીરમદે કામ આવ્યો.

સંવત્ ૧૧૮૧ માં ફલોધી મૈસાભાને શ્રી પાર્શ્વનાથજીનું દહેરૂં બંધાવ્યું. ફલોધી પછી વસાવ્યું.

સંવત્ ૧૨૨૮ માં વસ્તુપાળ તેજપાળે આબુ ઉપર દેહરાં કરાવ્યાં.

સંવત્ ૧૪૮૬ માં સાધ રણે રાણપુરાજીનું દહેરૂં કરાવ્યું. નવાણું લાખ રૂપિયા ખર્ચ્યા.

સંવત્ ૧૩૭૧ માં રાવ ડુંગરે ડુંગરપુર વસાવ્યું.

સંવત્ ૧૯૧૬ માં બાધરસિંહ હાડે બુંદીગઢ વસાવ્યું.

સંવત્ ૧૪૮૧ માં રાડધરો વસ્યું.

સંવત્ ૧૩૩૭ માં સોજત વસી.

સંવત્ ૧૨૨૦ માં ગઢ પુગલ ઢોલોજી પરણ્યા.

સંવત્ ૬૭૩ માં અનંગપાલ તુંવારે દિલ્હીનો ગઢ કરાવ્યો.

સંવત્ ૧૨૮૧ માં રાઠોડ માધવસિંહે મહેવો ગઢ વસાવ્યો.

સંવત્ ૧૬૩૨ માં રાવ ચંદ્રસેને તુરકાણી કીધી. હાસમ કાસમ સિંધથી આવ્યા.

સંવત્ ૧૬૨૪ માં ચિતોડ પાલટીયો જૈમલ પતોસાકો કીયો.

સંવત્ ૧૬૭૫ માં કાપ્રેડે દેહરૂં થયું.

સંવત્ ૭૩૧ રાજા ભોજ ધારાનગરીમાં હુઓ.

સંવત્ ૧૬૪૦ માં મોટા રાજાનું સોજત ખોઈ. આગે ત્રંબાવતી હતી, જોધપુર પાયો.

સંવત્ ૧૪૮૦ માં રાવ હિડમલને કુંભે રાણે ચિતોડમાં મારીયો.

સંવત્ ૧૭૦૧ માં રાવ અમરસિંહે સલાબતખાનને માર્યો ને કામ આવ્યો.

સંવત ૧૭૦૭ માં રાજા જસવંતજીએ પોકરણ લીધી.

સંવત્ ૧૧૧૩ માં ગઢ દેવ લીધો, રાવ દેવે વસાવ્યો.

સંવત્ ૧૪૩૧ માં રાવ વરહલે વંશવાલો વસાવ્યો.

સંવત્ ૧૧૧૭ માં રામસિંહ સિસોદીયે ગઢ રામપુર વસાવ્યું.

સંવત્ ૬૯૮ માં માંડલુહારે માંડવગઢ વસાવ્યું.

સંવત્ ૭૨૭ માં પારસ પ્રતાપે પારક વસાવ્યું.

સંવત્ ૧૫૮૩ માં રૂપનગર વસ્યું.

સંવત્ ૧૪૬૭ માં કુંભે રાણે કુંભલમેર વસાવ્યું.

સંવત્ ૧૧૧૪ માં આંબેકલવાહે આંબેર વસાવ્યું.

સંવત્ ૧૪૦૭ માં દ્રાણપુર વસાવ્યું.

સંવત્ ૮૨૭ માં વીજાપુર વસાવ્યું.

સંવત્ ૧૦૧૬ માં ભાવનગર વસાવ્યું.[1]

સંવત્ ૧૦૧૦ જૈસીયો કૈસીયો થયા.

સંવત્ ૧૧૨૫ માં સુરત વસ્યું.

સંવત ૧૫૭૩ માં સાંગાનેર વસ્યું.

સંવત્ ૭૮૧ માં સેંભર વસ્યું.

સંવત ૮૩૪ માં આલમાલ પરમારે ગઢ અરબુદ બંધાવ્યો. આટ ૭ રાજ્ય કર્યું.

સંવત્ ૧૩૧૯ સુધે ગીર ચામુંડાની થાપના સોલંકીએ કીધી.

સંવત્ ૧૦૬૪ માં ભુજનગર વસ્યું.[2]

સંવત્ ૧૦૦૭ માં વિક્રમાદિત્ય થયા.

સંવત્ ૮૧૨ માં મુલતાન વસ્યું.

સંવત્ ૬૦૧૫ (?) માં થટો શહિર વસ્યું.

---

૧. 'ગુજરાત સર્વસંગ્રહ'માં ભાવસિંહજીએ ઈ. સ. ૧૭૨૩ માં સિહોરની ખાડી ઉપર ભાવનગર વસાવ્યું એમ લખ્યું છે.

૨. આ શહેરનો કોટ રાવ ગોડજીએ ઈ. સ. ૧૭૨૩ માં બાંધ્યો હતો અને રાવ ખેંગારજીએ ઈ. સ. ૧૫૪૮ માં પોતાની રાજધાની ભુજમાં કરી હતી.

સંવત્ ૧૩૮૩ માં પાદશાહ મહમદખાને સારણેસરજીનું દેવળ કરાવ્યું.

સંવત્ ૧૨૪૩ માં લાખો ફુલાણી થયો.

સંવત્ ૧૨૧૨ શ્રાવણ સુદિ ૧૨ જેસલમેર વસ્યું. રાવ જેસળ ઘડસી રાવલગઢ કરાવ્યો.

સંવત્ ૧૨૭૫ માં થાપ ઉથાપ થયા.

સંવત્ ૧૪૩૪ માં સરૈ કાંણોજી પ્રગટયા.

સંવત્ ૧૪૫૫ માં ધનાશાહે શત્રુંજયનો સંઘ કહાડયો.

રાણે કુંભે રાણપુરે પશ્ચિમ પોળમાં થાંભા ૪ કરાવ્યા, તેમાં ૨ રાજથંભા, તેમાં ૧ લાખ ૨૪ હજાર ફદીયાં લાગ્યાં.

સંવત્ ૧૫૭૧ માં તાંઇ દહેરે કામ થયું. રાણા મોકલનો કુંભો થયો.

સંવત્ ૧૬૩૩ માં કુંભલમેર ભાંગ્યું.

સંવત્ ૧૬૨૪ માં ઉદેપુર વસાવ્યું ને ચિતોડ ભાંગ્યું.

ગઢ અજમેરરો મેડો આહૂ. પાલી, ઉજેણ, દિલ્હી, નાડોલ, નડુલાઇ, ભિન્નમાલ ઇત્યાદિ કેટલાક ખેડાતો કહ્યા છે. કોઇ તો પાંડવના વખતમાં વસાવેલાં છે. કોઈ નારદ રૂષિનાં વસાવેલાં છે. કેટલાંક શ્રી રૂષભદેવ તથા ભરત ચક્રવર્તીનાં વસાવેલાં છે. કેટલાંક તો જુનાં છે.

નાણાંનું દેવળ, નાંદીયાનું દેવળ, દયાણાનું દેવળ, બાંભણવાડજીનું દેવળ એ જીવતસાંમ (કહીજૈ) રાજાશ્રી નંદીવર્ધને કરાવ્યાં છે. શ્રી મહાવીર સ્વામીએ જીવતાં કરાવ્યાં; તેથી જીવતસાંમ કહેવાય છે.

રાજા સંપ્રતે સવાલાખ પ્રાસાદ કરાવ્યા છે.

રાજા કુમારપાલે ૩૨ મોટા પ્રાસાદ કરાવ્યા છે, અને નાના તો ઘણા કરાવ્યા છે.

વિક્રમાદિત્યે ૧૦૮ પ્રાસાદ કરાવ્યા છે.

ગર્દભીલ રાજાએ પર પ્રાસાદ કરાવ્યા છે. ગંધર્વસેન રાજાએ ૨૪ પ્રાસાદ કરાવ્યા છે. સગરપુત્રે અનેક પ્રાસાદ કરાવ્યા છે.

એમ આગળ તો સમ્યકવંતે અનેક પ્રાસાદ કરાવ્યા છે. તે તો કેવલીગમ્ય છે.

અકબ્બર પાદશાહે આગ્રામાં ચિંતામણિ પાર્શ્વનાથજીનો પ્રાસાદ કરાવ્યો; ૮ પ્રાસાદ દિલ્હીમાં કરાવ્યા, ૧૦૮ દેશમાં કરાવ્યા, ૧૧૭ સમૈલે કરાવ્યા.

સંવત્ ૧૮૧૨ માં મારવાડમાં દખ્ખણી આવ્યા. મહારાજા વખતસિંહજી રામસિંહજીને વાદ થયો. સંવત ૧૮૨૪ માં મેવાડમાં દ્રિખો થયો.

સંવત્ ૧૮૨૮ માં ગોઢવાડ જોધાંના તાબામાં ગઇ.

સંવત્ ૧૮૪૭ માં મારવાડમાં વિખો થયો.

સંવત્ ૧૮૫૦ પોષ વદ ૭ વાર શુક્રે કુંભલમેર મેડતીયે અરજણસિંહે લીધું.

સંવત્ ૧૮૫૬ માં માં નદીયા અપરબલ આઇ.

સંવત્ ૧૮૬૦ માં જાલોર શહેર ભળ્યું. મહારાજા ભીમસિંહજીએ ભેળ્યું.

સંવત્ ૧૮૬૧ આસો સુદિ ૫ રવિએ શીરોહી ભેળી—મહારાજા માનસિંહજીએ—રાવ વૈરીસાલજી ભાગ્યા.

સંવત્ ૧૮૬૧ ભાદરવા શુદ ૧૦ મે નદી લુણી અપ્રબલ આઇ, ગામ તણાંણાં, માણસ મુઆં, ઘણો બગાડ થયો.

સંવત ૧૮૩૩ માં લાલજી પટણીએ ઘાંણેરામાં દહેરૂં કરાવ્યું.

સંવત્ ૧૮૩૬ માં હિંગડ ચુતરે ઘાંણેરામાં દહેરૂં કરાવ્યું.

સંવત્ ૧૮૩૭ માં સાંગ મેઉટે વાલીમાં દહેરૂં કરાવ્યું.

સંવત્ ૧૮૫૩ માં ગામ ખીમાંણદી મધ્યે ૧૩ પ્રતિમા પ્રકટી.

સંવત્ ૧૮૫૪ માં સાધુ ગજવિમલજીએ દેવલની પ્રતિષ્ઠા કરી.

સંવત્ ૧૮૫૮ માં ઉત્તમચંદ ફુલોધીએ પાલીમાં દેવલ કરાવ્યું.

સંવત્ ૧૮૫૫ માં જગાઉતે રાંણીગામમાં દેહરૂં બંધાવ્યું, સાકુશલેહેમે સંવત્ ૧૮૫૬ માં પ્રતિષ્ઠા કરી.

શ્રી વિજેજીનેંદ્ર સુરનૈવારે ફોફલીયા ગાંમે સાકુશલેહિમો છે. રાણીગામ મધ્યે, મેડતીયા રાજ્યમાં.

સંવત ૧૮૬૨ ના વૈશાખ ૩ મહારાજા માનસિંહજી જાલોર ગઢથી જોધપુર ગઢ બેઠા. સંવત્ ૧૮૬૪ દેવનાથ થયા.

સંવત્ ૧૮૭૩ વર્ષે શ્રીધવા ઇંદ્રાજી દેવનાથનું ચુક કીનો. જોધપુર ગઢ ઉપર સીપાઇ મીરખાંને ખાલકાંકે મહેલમેં.[1]

(અં. ૭. ૮.)

---

૧. આ વિભાગનું મથાળું મૂળ હસ્તલિખિત પુસ્તકમાં "શ્રી નગર-વંશાવલી" એમ લખ્યું છે. આમાં મુખ્યત્વે ઉત્તરહિંદના ગઢો અને શહેરો તેમજ થોડાંક ગૂજરાતનાં શહેરો કોણે અને ક્યારે સ્થાપ્યાં તેની વિગત આપી છે. ઘણીખરી વિગત ખરી છે, પણ કેટલીક તારીખો ભૂલ-ભરેલી છે, એટલે તે સર્વાંશે વિશ્વસનીય તો નથીજ. ભાષા મારવાડી અને ગુજરાતી સેળભેળ છે અને ઘણે સ્થળે અશુદ્ધ છે, તેમજ કેટલેક ઠેકાણે તો અર્થ સ્પષ્ટ સમજાતો નથી.

# છત્રીસ ગઢની વિગત.[1]

---

આદ્ય ૐકાર, ૐકારથી ઉતપત,
ચૂંહૂં દેસે ચ્યાર, પ્રથમ આદ્ય પરમાર.
પ્રથવી તો પરમારાં તણી, ધરા ઉજ્જવલ (ઉજ્જન ?) ને ધાર,
ઘઢ આબુ બેસણું અર્બુતઘઢ એકાંણ.
સોનઘઢ ઉતપત, નાગોરઘઢ ચૂહૂવાણ;
આસઘઢ ઘેહેલોતર, બ્રહ્માઘઢ બાહેરોડ.
(બુંદીઘઢ)–બોડઘઢ બોડાણા, ચાંદઘઢ ચાલા, આસઘઢ હાક;
કરસનઘઢ ડોડીયા, જેતલપરઘઢ ડોડા.
(સાંઢારીએ)–સૂઢેઘઢ પઢારીયા, બાકરોલીએ મહીડા;
બરશટગઢ રોહીલા દીલીગઢ તુંવર
રોહડીઘઢ કછવા, વાડીઘઢ પડચડ.
ખોડાણઘઢ ગોહલ, પાટડીઘઢ ઝાલા;
પાટણઘઢ ચાવડા, પાટઘઢ સીસોદીયા.
ભ(ભૂ)જઘઢ જાડેચા(જા), રાંણઘઢ સંખલા;
છેલ–સેલેઘઢ કાબા, રાડઘઢ મોટ્ટી.
માંડવઘઢ લકુમ, દલીઘઢ તુઉ(વ)ર;
જેસલઘઢ ભાટી, પાવરઘઢ (કચ્છ) કાઠી.
ખાનઘઢ મકવાણા ધૂમલીઘઢ જેઠુવા, વેજલપર વેજા;
તારંગઘઢ રેહેવોર, કપડવજ ડાભી.
મોરગઢ મોરી ભુજ કછવાહા, શીરોદએ દેવડા;
મધુ(થુ)રામાં જાદવ, ભાલઘઢ સોલંકી;

---

[1] આમાં રાજપુતાના અને ગુજરાતના મુખ્ય મુખ્ય ગઢ અને તેનાં રાજકુલનાં નામ આપેલાં છે; ગઢોનાં નામ કવિતમાં કાળા મોટા અક્ષરે મૂકેલાં છે. ભાષા બારોટશાહી હોઇ અશુદ્ધ છે.

કામધજ રાઠોડ, બૂંદિધઢ હાડા.
ડભાંણધઢ વાધરોલા, અગ્રધઢ વાસોદા;
વાયસધઢ મકુવાંણા, ડુંગરપર રાવોલ.
ધઢ અજમેર રેઢી સાખે વાઘેલા, ધનધન ક્ષત્રિયાં વારવલી;
કવિ ગદ કહે સૂણો ઠકરો, ધ્રઢ છત્રીસે રાજકલી.

---

મનોરધઢ સામત હુવો, હુવો અજમેર સમસૂર
પોગલગઢ ગજમાલ હુવો, હુવો ભોજસો જાલંધર
આલ્ય પાલ્ય અરખત હુવો, હુવો હાં સુપારકર
નવે કોટ કરડા થકી થર પરમારે લહી થપીએ
ભાઇઓ ધર ઉપરેં ગઢ જુજવા વેંચી કીએ.

( અં. ૨૩. ગ. )

# અણહિલપાટણ.

હાલનું પાટણ કે પટ્ટણ એજ અગાઉનું અણહિલપુર પાટણ છે તે વિષે શંકા રહી નથી. તે અમદાવાદની ઉત્તરે ૬૬ માઇલ દૂર આવેલું છે. અણહિલવાડ, અણહિલપુર અને અણહિલપાઠક આદિ જૂદાં જૂદાં નામે તેનો શિલાલેખો કે તામ્રપત્રોમાં ઉલ્લેખ કરેલો છે. મુસ્લીમ ગ્રંથકર્તાઓ તેને નહરવાલાના નામથી ઓળખાવે છે.

દંતકથા પ્રમાણે આ શહેરની સ્થાપના વિ. સં. ૮૦૨ માં ચાપોત્કટ (ચાવડા) વંશના સ્થાપક વનરાજે કરી હતી. 'પ્રબોધ ચિંતામણિ'માં મેરૂ-તુંગે પણ આજ સંવત્ નોંધેલો છે; પરંતુ 'વિચારશ્રેણી' માં તેની તિથિ વિ. સં. ૮૨૧ ની લખેલી છે. ગમે તેમ પણ આઠમા સૈકાના મધ્ય ભાગમાં એ શહેર સ્થપાયું છે.[૧] દંતકથા પ્રમાણે અણહિલ નામના ભરવાડે આ સ્થાન નવું રાજ-ધાનીનું શહેર બાંધવા માટે ઉત્તમ છે એવું વનરાજને કહ્યું હતું અને તેથી વનરાજે તેના નામ ઉપરથી તેનું નામ અણહિલવાડ રાખ્યું હતું.

ચાવડા, સોલંકી, વાઘેલા અને મુસલમાન રાજકર્તાઓના સમયમાં અણહિલપટ્ટણ ગૂજરાતનું પાટનગર હતું. સ્થાપના પછી તેનું મહત્ત્વ વધતું ગયું; એક પછી એક હિંદુ રાજકર્તાએ તેને સમૃદ્ધ બનાવ્યું અને મંદિરો, મહેલો, વિહારો અને ઉદ્યાનો બાંધી તેની શોભા વધારી. પણ કમનસીબે મુસ્લીમોના અતિક્રમણે આ સર્વનાં ચિન્હો લુપ્ત કર્યાં છે. કહેવાય છે કે વનરાજે ત્યાં પંચાસર પાર્શ્વનાથનું ચૈત્ય અને મૂલેશ્વર અને ત્રિપુરેશ્વરનાં મંદિરો બંધાવ્યાં

---

૧. રા. રામલાલ ચુનીલાલ મોદીએ 'કાન્ત સ્મારકમાળા'માં 'પાટ-ણની સ્થાપના' વિષે લઘુ લેખ લખી સંવત્ ૮૦૨ ની સાલને પુષ્ટિ આપી છે. આ હકીકત રા. રામલાલ મોદી કૃત પાટણને લગતી લઘુ પુસ્તિકા ઉપરથી લીધી છે.

હતાં, પણ હાલ તેની કાંઇ નિશાની રહી નથી. રાજા દુર્લભે ખોદાવેલા દુર્લભ સરોવરની પણ એજ સ્થિતિ થઇ છે.

રાણીની વાવ અને **સહસ્રલિંગ** તળાવનાં ભગ્ન અવશેષો તો અદ્યાપિ મોજુદ છે. હાલ તે સપાટ ખેતર જેવું છે. **રાણીવાવ** પહેલા **ભીમ**દેવની રાણી ઉદયમતીએ બંધાવી હતી અને તે સમયમાં તે વાવ ગૂજરાતમાં સૌથી મોટી, ભવ્ય અને સુંદર ગણાતી હતી. **મેરુતુંગ**ના કહેવા પ્રમાણે આ વાવ **સહસ્રલિંગ** કરતાં પણ શ્રેષ્ઠ હતી. હાલનાં ખંડિયરો ઉપલી વાત સિદ્ધ કરે છે.

**સહસ્રલિંગ** તળાવ **સિદ્ધરાજ જયસિંહે** બંધાવ્યું હતું. તેનું ખોદાણકામ ચાલતું હતું ત્યારે **સિદ્ધરાજ માલવા** સાથે યુદ્ધમાં રોકાયો હતો અને તેથી આ કામ પ્રધાનો અને કારીગરોની એક કમીટીને સોંપવામાં આવ્યું હતું અને એક શાહુકારે ૩ લાખ ટંકાની સમયસર બક્ષીસ કરી તેથીજ તે પૂરૂં થયું હતું. આ સરોવરને કિનારે **શિવ**નાં ઘણાં દહેરાં હોવાથી તેનું નામ **સહસ્રલિંગ** પાડયું હતું. તેની મધ્યમાં એક નાનો ટાપુ હતો, તેના ઉપર રૂદ્રેશ્વરનું મંદિર બંધાવ્યું હતું. હાલ તે મંદિર **મસ્જીદ**ના રૂપમાં ફેરવાઇ ગયું છે. એ સિવાય એક કૃષ્ણનું મંદિર છે. કમળથી આચ્છાદિત અને હંસો જેમાં વિહાર કરે છે એવા આ સરોવરની શોભા શુભ્ર અને ઉન્નત કીર્તિસ્તંભથી અધિકતર થતી હતી, પણ એ કીર્તિસ્તંભની નિશાની હાલ છેજ નહિ. આ સરોવરનું પાણી શહેરના લોકોના પીવામાં આવતું હોવું જોઇએ.

'કુમારપાલચરિત' નો કર્તા જીનહર્ષગણી કહે છે કે 'જો સમુદ્રના પાણીનું માપ કાઢી શકો તો, તમે **પટ્ટણ**ના મનુષ્યોની સંખ્યા ગણી શકો.' આ ઉપરથી જણાય છે કે શહેરમાં વસતી ઘણી હોવી જોઇએ. **મુસ્લીમ** લેખકો પણ શહેર ઘણું મોટું હતું એ વાત માન્ય રાખે છે. શહેરનાં ખંડિયરો જોતાં જણાય છે કે શહેરની લંબાઈ પહોળાઇ ૬ અને ૨ માઇલની હોવી જોઇએ. 'કુમારપાલચરિત' નો

કર્તા તેનો ઘેરાવો ૧૮ માઈલનો હતો એમ લખે છે. ગમે તેમ પણ તેની જનસંખ્યા ૫ લાખની તો અવશ્ય હશેજ.

અને એમાં કાંઇ નવાઇ નથી. ' કુમારપાલચરિત 'માં જણાવ્યું છે કે શહેરમાં ૮૪ ચૌટાં–બજારો હતાં; દરેક ધંધા માટે જૂદી બજાર રાખી હતી. દરરોજની આયાતજકાતનો વેરો ૧ લાખ ટંકા એટલે રૂા. ૫,૦૦૦ નો થતો હતો. ઘણા મુસલમાન વેપારીઓ ત્યાં ઘરબાર કરી વસ્યા હતા અને રાજા અને તેના અમાત્યો તેમનો આદરભાવથી સત્કાર કરતા. તેઓ સુરક્ષિત અને સલામત હતા. પરદેશીઓને પણ જાનમાલની ધાસ્તી નહોતી, તે ઉપરથી સમજાય છે કે પોલીસની વ્યવસ્થા સંતોષકારક હોવી જોઇએ.

શહેરની આસપાસ મજબુત કોટ હતો અને તેમાં સુંદર કોતરણી અને શિલ્પકામવાળાં ઘણાં મહેલો અને મંદિરો હતાં. વળી ત્યાં મોજશોખને માટે ઉદ્યાનો હતા અને શહેરના લોકો તેનો છુટથી ઉપયોગ કરતા હતા.

પાછળના સોલંકી રાજાઓના વખતમાં શહેર જૈન ચળવળનું કેન્દ્ર થઈ પડયું હતું. ખંડિયેરોમાંથી જૂદી જૂદી અનેક જૈન–મૂર્તિઓ મળી આવી છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે એકવાર શહેરમાં ઘણાં જૈન મંદિરો હોવાં જોઇએ. કુમારપાલ પોતે પોતાના પાછલા સમયમાં જૈનધર્મમાં દાખલ થયો હતો. તેના ઘણાખરા અમાત્યો અને તે પછીના અમાત્યો એજ ધર્મ પાળતા હતા અને હેમચંદ્ર જે કુમારપાલના સમયમાં થઈ ગયા તે તેના ધર્મગુરૂ તરીકે હતા. આ સર્વ અંશોને લીધે સ્વાભાવિક રીતે જૈન ધર્મની ઘણી ઉન્નતિ થઈ.

આ શહેર ઉપર પહેલવહેલું આક્રમણ કરનાર ગઝનીનો મહમુદ હતો. સોમનાથ જતાં માર્ગમાં તે આ શહેર ઉપર ચડયો અને ત્યાંનો રાજા ભીમ તેની સામે થવા તૈયાર ન હોવાથી શહેર છોડી

નાસી ગયો અને મહમુદે તેને લૂંટયું અને પાયમાલ કર્યું. પણ મુસલમાનો સિંધુ નદી સુધી પહોંચ્યા કે તુર્તજ ભીમદેવ ફરીથી પોતાની રાજધાનીમાં આવ્યો અને તેનો પુનરૂદ્ધાર કર્યો. આ રાજા અને તેની પછીના બે રાજાઓના સમયમાં આ શહેર આબાદ અને ગૌરવાન્વિત થયું.

૧૧૭૮ માં ગઝનીના મુઝુલદીને શહેર ઉપર હુમલો કર્યો; પણ ભીમદેવ બીજો જે તે વખતે તુર્તમાંજ ગાદી ઉપર આવ્યો હતો તેણે તેને સજ્જડ હરાવ્યો. પણ ૧૧૯૫ માં મહમુદ ગોરીના સરદાર કુત્બુદ્દીનના હાથે તેનો પરાજય થયો. ગૂજરાતનું લશ્કર હાર્યું અને ફરીથી મુસલમાનોએ અણહિલપટ્ટણ લૂંટયું, તોપણ મુસલમાનો થોડોજ વખત આ શહેરનો કબજો રાખી શક્યા, કારણ કે તુર્તજ ભીમદેવે તે પાછું લીધું. કુત્બુદ્દીન ૧૧૯૭ માં ફરીથી ગૂજરાત ઉપર ચઢી આવ્યો, ફરીથી ગૂજરાતના લશ્કરને હરાવ્યું અને પાટનગરનો કબજો લીધો, પણ તે તુર્તજ દિલ્હી પાછો ફરવાથી ભીમદેવે ફરીથી પાટણનો કબજો લીધો.

પરંતુ માત્ર સૈકા સુધીજ શાંતિ રહી. કારણ કે કરણદેવ બીજાના રાજ્યકાળમાં અલ્લાઉદીન ખીલજીના ભાઇ ઉલુઘખાને તેના ઉપર આક્રમણ કર્યું. તેણે પાટણ જીત્યું અને આખા દેશમાં રંજાડ કરી. કરણદેવ દેવગિરિના રામદેવરાવ પાસે નાસી ગયો અને તેની સર્વ દોલત શત્રુના હાથમાં ગઈ. દિલ્હીમાંથી નીમાયલા શાહી સુબાએ સઘળાં મંદિરોનો નાશ કર્યો, તેમની મિલ્કત જપ્ત કરી, અને મંદિરનો સરસામાન મસ્જીદો બાંધવામાં વાપર્યો. ૧૪ મા સૈકા દરમ્યાન મુસ્લીમ શાસનકર્તાઓ નીચે પાટણ ગૂજરાતની રાજધાની રહ્યું હતું; માત્ર ૧૪૧૧ માં તે છોડી અમદાવાદને પાટનગર બનાવવામાં આવ્યું.

આ પ્રમાણે એક સૈકાથી વધારે સમય સુધી ત્યાં રહેલા મુસ્લીમ સુબાઓના વ્યવસ્થિત, ચાલુ અને ખંતીલા આક્રમણ અને

રંજાડથી પાયમાલ થયલું આ શહેર પોતાના પૂર્વકાળની ઘણીજ ઓછી જાહોજલાલી આજે ધરાવે છે, તેની પૂર્વની મહત્તા અને વૈભવનાં શેષ ચિન્હો પણ અલ્પજ રહેલાં છે.

## પાટણનું વસતીપત્રક.

પાટણનું વસતીપત્રક સં. ૧૮૮૭ માં દીવાનજીએ કર્યું હતું, તે દહાડે ૧૦,૦૦૦ ઘર હતાં; હાલ ઘણાં તૂટી ગયાં છે. શહેર ઉત્તર દક્ષિણ કાંઇક લાંબુ છે. જૂનું પાટણ શહેરથી પશ્ચિમમાં છે, તેમાં થોડી વસતી નવા પાટણને લગતી છે.

ગામથી પૂર્વમાં માઇલ ૧ સૂધી પાયા નીકળે છે. દક્ષિણમાં તો ગામની હદ છે ત્યાં સૂધી અને ઉત્તરમાં થોડી જમીન છે ત્યાં સૂધી નીકળે છે.

હાલ શહેરના દરવાજા ૧૧, બારી ૧ છે. ૧ બગવાડાનો દરવાજો, પૂર્વમાં, ૨ ધુંધડીનો પૂર્વમાં, ૩ મકલીપરનો દરવાજો દક્ષિણાદે મોઢે, ૪ ભઠીવાડનો દરવાજો, દક્ષિણમાં પૂર્વમૂખે, ૫ ખાન॰ સરોવરનો, દક્ષિણમાં, ૬ શામોતીનો દરવાજો, નૈરૂત્યમાં, ૭ કણસડો દરવાજો, પશ્ચિમે, બૂરેલી ગણેશબારી, ૮ ફાટીપોળનો દરવાજો, ઉત્તરમાં, ૯ દિલ્હી દરવાજો અથવા આગ્રાઇ ઉત્તરમાં, ૧૦ કોઠીકૂઇનો દરવાજો ઇશાનમાં, ૧૧ છીંડીઓ દરવાજો ઉત્તર મુખે—ભાટ ઉદેપુરની બાઇને છીંકુ પાડી લઈ ગયો તે માટે તેનું નામ છીંડીઓ દરવાજો પડયું છે.

૧,૦૦૦ શ્રાવકનાં ઘર હાલ છે; ૧૦૮ દેરાં શ્રાવકનાં છે. શંકર સ્વામીના સ્થાપેલા શિવ ૪ છે. (૧) ત્રિપુરેશ્વર શાલીવાડામાં, (૨) માદમેશ્વર હજામવાડામાં, (૩) કરૂણેશ્વર અથવા ગુપ્તેશ્વર વસાવડાના પાડામાં, (૪) સિધ્ધેશ્વર ગામથી પૂર્વમાં સિંધબાઈ માતા પાસે. હાલના ગામ વચ્ચે લાખુખાણુ કહેવાય છે. શંકર॰ સ્વામીના શિષ્યે હેમાચાર્યના લાખ જતી દાટ્યા છે.

## પાટણનાં જોવાલાયક પ્રાચીન સ્થાનો.

૧. ગંધર્પવાડાના મોહોલામાં ગણપતીની બેસણીએ અક્ષર છે. ૨. આંહીથી પશ્ચિમમાં મોજે વડલી ગામ છે, ત્યાં જૂના પાટણનો ચીકાંટો હતો. ૩. સહસ્ત્રલિંગ તળાવ પાસે કાલિકા માતા પાસે રાણકી વાવ છે. તે રાજા કરણની રાણીની બંધાવેલી છે. દામોદર નામના વાણીયા હસ્તક વાવ બંધાવી; તેણે પોતાના નામનો કુવો બંધાવ્યો. ૪. ગામથી પશ્ચિમમાં કણસડા દરવાજા બહાર અદીના મસ્જીદ છે, તે જગદેવનો ઉતારો હતો, પછી હેમાચાર્યની પોશાલ થઇ. ૫. પંચાસર પારસનાથ પાસે વનરાજની મૂર્તિમાં અક્ષર છે. ૬. ખાનસરોવર. ૭. સિદ્ધરાજ જેસંગને વટલાવીને માર્યો[1] (તે) પીર મલાંણા સાહેબ, બાવા હાજી, શેખ ફરીદ, મોશબદર.

વનરાજની મૂર્તિની કોટમાં જનોઈની માફક સાંકળ છે, કુંડલ કડાં એ દાગીના છે, માથે છત્ર છે, દાઢી છે, ડાબા હાથમાં શંખ છે, કમરે તરવાર છે.

કારભારીની કોટમાં પણ સાંકળ છે, દાઢી છે, હાથમાં કોથળી છે, તેમાંથી રૂપીઆ કાઢે છે. વનરાજની મૂર્તિ આથમણે મોઢે છે, કારભારી દક્ષણાદે મોઢે છે, દેરામાં પેસતાં ડાબી બાજુએ છે. પંચાસરો દેવ ઉત્તરાદે મોઢે છે.

૧. પાટણથી ગાઉ ૬ ઉપર સિદ્ધપુરને રસ્તે ગામ હીસોર જે અમરદુઃખી નદીથી પૂર્વમાં છે ત્યાં ગોત્રજ માતાના દેરામાં મૂર્તિઓ છે.

૨. ત્યાંથી ગાઉ ૨॥ ગામ દહથીલી, ત્યાં સાંઢીલકુંડ તથા વ્યાસજી તથા મહાદેવ છે.

૩. ત્યાંથી ગાઉ ૨ ગામ ખોલવાડું છે, ત્યાં બાસકર નામનું તળાવ છે. તે નામનું કારણ એમ કહેવાય છે કે જ્યારે અલ્લાઉદીન

---

૧. આ વાત ખોટી જણાય છે, તેમ આ વાકયનો અર્થ બેસતો નથી.

ખુનીએ હિંદુઓને મારવા માંડયા ત્યારે એ ઠેકાણે આવતાં કહ્યું કે લડાઈ બસ કરો માટે તેનું નામ એવું પડયું છે. એ તળાવ સિદ્ધરાજ જેસંગની જસમા નામની ઓડણ હતી તેણે બંધાવેલું ને ગધેડાં બાંધવાની જગ્યા આપી માટે ખોલવાડું નામ પડયું. એ ઓડણને સિદ્ધરાજે રાખવા ઘણી મહેનત કરી, પણ હાથ આવી નહીં ને અંતે બળી મૂઈ. તેનો પવાડો તૂરી લોકો ગાય છે.

૪. બિંદુ સરોવરનો કુંડ સિદ્ધપુરમાં.

(અં. ૪૮. ૪. ૭)

## પાટણનો ઈતિહાસ.

અણહીલવાડ–પાટણ, સિદ્ધપુર–પાટણ, પીરણ–પાટણ કે ગૂજરાત–પાટણ, એ નામોથી ઓળખાતું પાટણ વડોદરા રાજ્યના કડી પ્રાંતમાં અમદાવાદની ઉત્તરે ૨૩ ગાઉ છે અને તે સરસ્વતી નદીને કિનારે આવેલું છે.

તેણે ગૂજરાતના ઇતિહાસમાં બહુ અગત્યનો ભાગ ભજવ્યો છે. તે આશરે ૬૦૦ વર્ષ સુધી ગૂજરાતની રાજધાની રહ્યું હતું, અને ઉન્નતિને શિખરે પહોંચ્યું હતું. પાટણ ઉપર ચાવડા, સોલંકી, અને વાઘેલા એ ત્રણ ક્ષત્રીય વંશોએ તેમજ મુસલમાનોએ અગાઉના વખતમાં રાજ્ય કર્યું છે.

વનરાજ ચાવડાએ સં. ૮૦૨ માં પાટણ વસાવ્યું હતું, વન-રાજના બાપ જયશિખરીનું રાજ્ય પાટણની પશ્ચિમે અગાધ ઉપર આવેલા પંચાસર નામના ગામમાં હતું. ચાવડા વંશ સં. ૧૦૧૭ સુધી ચાલ્યો.

તે પછી ત્યાં સોલંકી વંશ સ્થપાયો ૧૦૧૭ માં અને તે સં. ૧૩૦૦ સુધી ચાલ્યો. તે પછી વીસલદેવ ગાદીએ બેઠો, ત્યારથી સં. ૧૩૦૦ થી વાઘેલા વંશ ચાલુ થયો તે ૧૩૫૪ સુધી ચાલ્યો.

ગૂજરાતના હિંદુ રાજાઓનો અમલ ત્યાં સાડાપાંચસો વર્ષ સુધી ટકી રહ્યો.

પાટણમાં મુસલમાની અમલ સં. ૧૩૫૪ થી સં. ૧૮૨૦ સુધી રહ્યો. સં. ૧૩૫૪ થી ૧૪૫૯ સુધી દિલ્હીના સુબાઓના તાબામાં પાટણ હતું; પાછળથી સુબાઓ સ્વતંત્ર થતા ગયા. એવા એક સ્વતંત્ર બનેલા સુબા અહમદશાહે સં. ૧૪૬૯ માં અમદાવાદ વસાવી ત્યાં રાજધાની કરી. ત્યારથી પાટણ ગૂજરાતની રાજધાનીનું શહેર આળસી ગયું, અને તેથી પાટણની પડતી થઇ.

સં. ૧૭૩૦ માં ઔરંગઝેબના સમયમાં પાટણ રાધનપુરના બાબીઓના અધિકાર નીચે ગયું અને સં. ૧૮૨૦ સુધી તેમના હાથમાં રહ્યું.

સંવત્ ૧૮૨૦ માં શ્રીમંત દામાજીરાવ ગાયકવાડે જવાંમર્દ બાબીને હરાવી પાટણ લીધું ત્યારથી તે આજપર્યન્ત ગાયકવાડની સત્તા નીચે છે.

પાટણના રાજાઓ જેમ બહાદુર અને પરાક્રમવાળા થયા છે તેમ તેમના પ્રધાનો ઘણે ભાગે નાગર અને થોડાક વણિક, પણ વિદ્વાન અને અક્કલવાળા થયા છે. પાટણનું રાજ્ય બળવાન હતું તે પ્રધાનોની સલાહનું પરિણામ હતું. એમનાં નામ, ચાંપો, એલચી, ડાયર અથવા દામોદર, લૂલ, શોભ, શાન્તુ, ઉદયન, મુંજાલ, વલ્લભ, કપર્દી, વસ્તુપાળ, તેજપાળ અને માધવ.

પાટણમાં ઘણા વિદ્વાનો અને કવિઓ થયા છે. હેમચંદ્રાચાર્ય, તેમના શિષ્ય રામચંદ્ર, શ્રીપાળ, સોમેશ્વર, અમરચંદ્ર, આરસિંહ, જિનદત્ત આદિ સંસ્કૃત ગ્રંથકારો હતા.

ગૂજરાતી કવિઓમાં ભાલણ, વિશ્વનાથ જાની, નાથભવાન અને ભાલણના પુત્રો ઉદ્ધવ અને વિષ્ણુદાસ થયા છે.

## જૂનું પાટણ.

જૂનું પાટણ હાલના પાટણની પશ્ચિમ દિશાએ હતું. હાલ ત્યાં ખેતરો ખેડાય છે અને પુષ્કળ ઈંટો પડેલી છે. જૂના ખંડેરોમાં માત્ર બે છે; સહસ્ત્રલિંગ તળાવ અને રાણીની વાવના ખાડા. કનસડા દરવાજા બહાર થોડેક છેટે કાળકા માતાના મંદિરની પાછળ જૂના કોટનો થોડો ભાગ છે. એ હાલના ગામના કોટ કરતાં દોઢો ઉંચો અને મજબૂત છે. હાલનું પાટણ સંવત્ ૧૫૦૦ ના શતકમાં વસ્યું હોય એમ જણાય છે. જૂના શહેરનો નાશ શી રીતે થયો હશે તેનો સંતોષકારક ખુલાસો મળતો નથી. કુદરતી કારણે નાશ થયો હોવા સંભવ છે.

હાલના ગામથી ઉત્તર દિશાએ અર્ધા ગાઉ ઉપર સરસ્વતી નદી વહે છે; પણ તેનું વહેણ પહેલાં એ દિશામાં ન હોવું જોઇએ, દક્ષિણ દિશાએ હોવું જોઇએ. નદીના વહેણથી શહેરનો નાશ થઈ દક્ષિણ ભાગમાં નવું શહેર વસવાનો સંભવ છે.

જૂનું પાટણ—સિદ્ધરાજ અને કુમારપાળના વખતનું—કેવું હશે તેનું વર્ણન ક્યાંય પણ જણાતું નથી. પણ તેની જાહોજલાલી ઘણી હોવી જોઇએ. વિસ્તારમાં પણ તે બહુ મોટું હશે. હાલના પાટણથી ત્રણ ગાઉ દૂર વડલી નામનું ગામડું છે, ત્યાં જૂના શહેરનો ધીકાંટા હતો એમ કહેવાય છે.

કર્નલ ટોડે પોતાના પ્રવાસ દરમ્યાન એક પુસ્તકમાંથી પાટણ વિષે આ પ્રમાણે ઉતારો કર્યો છે.

" અણહીલપુરનો ઘેરાવો બાર ગાઉ હતો. તેમાં ઘણાં દેવાલય અને પાઠશાળાઓ હતાં; ચોરાશી ચોક હતા, ચોરાશી ચૌટાં હતાં, અને ત્યાં સોનારૂપાની ટંકશાળો હતી. દરેક ન્યાતને માટે જુદા જુદા મહોલ્લા હતા અને જૂદી જૂદી જણશો જેવી કે હાથીદાંત, રેશમ,

મણિ, હીરા, મોતી ઇત્યાદિ માટે ઇલાયદાં બજારો હતાં. એક નાણાવટીનું ચૌટું હતું; સુવાસિત અને લેપ કરવાના પદાર્થોનું એક હતું, એક વૈદ્યોનું હતું; એક કારીગર લોકોનું હતું, એક સોનીઓનું હતું, એક રૂપાના ઘાટ ઘડનારનું હતું; વળી ખલાસીઓ, ભાટ, અને વહીવંચા માટે જુદાં રહેઠાણો હતાં. નગરમાં અઢારે વર્ણ સુખે વસતાં હતાં. મહેલની આસપાસ આયુધાગાર (હથીયાર રાખવાનું મકાન), હાથીશાળા, ઘોડાર અને હીસાબી અને બીજાં ખાતાંના અધિકારીઓની કચેરીઓ આવી રહી હતી. દરેક જાતના માલ માટે જૂદી જૂદી માંડવીઓ હતી; અને ત્યાં નગરમાં આવતા જતા અને વેચાતા માલ ઉપર જકાત લેવામાં આવતી. આ માલમાં તેજાના, મેવા, કરીઆણાં, કપુર, ધાતુ અને દેશપરદેશની દરેક કીમતી વસ્તુઓ હતી. તે સર્વે જાતના વેપારનું મથક હતું. જકાતની રોજની આવક એક લાખ ટંકા (હાલના પાંચ હજાર રૂપીયા) આવતી. એ નગરમાં પાણી માગો તો દૂધ મળતું. ત્યાં જૈનનાં ઘણાં દેરાસર હતાં. એક સરોવરના કિનારે સહસ્ત્રલિંગ મહાદેવનું દેરૂં હતું. ચંપા, નાળિયરીઓ, જામફળીઓ, ચંદનનાં ઝાડ વગેરે વાળી તથા જેમાં નાના પ્રકારની વેલ અને અમૃત સરખા પાણીના ઝરા આવી રહેલા છે એવી વાડીઓમાં એ શહેરની પ્રજા આનંદ મેળવતી. અહીંઆં વેદશાસ્ત્રની ચર્ચા થતી અને તેથી સાંભળનારને બોધ મળતો. જૈન સાધુઓ અહીંઆં થોડા ન હતા, તેમજ બોલ્યા પ્રમાણે પાળનારા અને વેપારમાં કુશળ એવા વેપારીઓની પણ અછત ન હતી. વ્યાકરણ શીખવવાની ઘણી નિશાળો હતી. ખરેખર અણહીલવાડ નરસમુદ્ર (માણસથી ભરેલો દરિયો) હતો. જો તમે દરિયાનું પાણી માપી શકો તો તમારે તેમાં રહેનારી વસતીની ગણત્રી કરવાનો પ્રયત્ન કરવો. ત્યાંનું લશ્કર અસંખ્ય હતું અને ઘંટ બાંધેલા હાથીઓની પણ ખોટ ન હતી.”

"કીર્તિ કૌમુદી" નામના ગ્રંથમાં સોમેશ્વર કવિએ પાટણનું આ પ્રમાણે વર્ણન કર્યું છેઃ—

"અણહીલપુર જાણે શોભા અને કલ્યાણને રહેવાનું ધામ હોય તેમ જણાય છે. તેની આસપાસ કોટ છે તે જાણે તેણે હાર પહેર્યો હોય તેમ જણાય છે. ગામની પાસે ઉંચાં ઉંચાં ઝાડોવાળા બગીચા છે. તે ઝાડ ઉંચાં કોટ જેવાં લાગે છે. ચંદ્રશાળાઓમાં (અગાશીઓ) સ્ત્રીઓ રમે છે, તેમના મુખની શોભાથી આકાશમાં જાણે સેંકડો ચંદ્ર ઉગ્યા હોય એમ જણાય છે. કોઇ ઠેકાણે વેદના ઘોષ થાય છે, કોઇ સ્થળે સ્ત્રીઓ મંગળગીતો ગાય છે. કોઇ ઠેકાણે ભાટચારણો સ્તુતિ કરે છે, એ પ્રમાણે એ નગરી હમેશાં સુખથી પરિપૂર્ણ છે."

## જૂનાં શહેરનાં ખંડેરો.

જૂના પાટણનાં ખંડેરો બચવા પામ્યાં નથી. માત્ર સહસ્રલિંગ તળાવ અને રાણીની વાવના ખાડા, રાણીની વાવના કુવાનો થોડોક ભાગ અને જૂના કોટની થોડી દિવાલ એટલાં હાલ છે. કેટલીક મુસલમાનોની દર્ગાહનું કોતરકામ પ્રાચીન હિંદુ ઢબનું છે. એ મૂળ જૂનાં હિંદુમંદિરો હશે.

આ જૂનાં મકાનોમાંનાં કેટલાંક મુસલમાનોએ નાશ કર્યા હતાં, કેટલાંક નદીના પ્રવાહથી નાશ પામ્યાં હશે અને પુષ્કળ ખંડેરો હાલનાં પાટણનાં મકાનો બાંધવામાં અને ચૂનો પકવવામાં વપરાઇ ગયાં છે. અમદાવાદ પણ પાટણનાં જૂનાં મકાનોના પત્થરથી બંધાયું હતું એમ કહે છે. પાટણની આસપાસ ફરતો કોટ છે. તેનો નીચેનો અર્ધો ભાગ પથ્થરનો છે. એ પથ્થરો નવા નથી પણ જૂના છે, કેમકે કોતરણીવાળા છે.

હાલના ગામની બહાર વાયવ્ય ખૂણા તરફ એક ગાઉ ઉપર સહસ્રલિંગ તળાવની નિશાની છે. હાલ મોટો ખાડો છે, પણ પહેલાં

આખું પથ્થરનું બાંધેલું હતું. તેને કાંઠે ફરતાં એક હજાર મહાદેવનાં દહેરાં હશે.

સહસ્ત્રલિંગના કાંઠા ઉપરજ રાણીની વાવ છે. એ વાવના કુવાનું થોડુંક કોતરકામ માત્ર બચવા પામ્યું છે. એની કોતરણી ઉંચા પ્રકારની છે અને તે સમયનાં આબુ ઉપરનાં વિમલશાહનાં દેરાંને મળતી છે. એ સિદ્ધરાજના દાદા ભીમની રાણી ઉદયમતિએ બંધાવી હતી એમ 'પ્રબંધ ચિંતામણિ'માં લખ્યું છે. બર્જેસ એ વિષે લખે છે કે એ વાવ આખી હશે ત્યારે એનો જોટો આખા ગૂજરાતમાં નહિ હોય.

રાણીની વાવથી થોડે દૂર દામોદર કૂવો છે. આજથી ૧૧૦ વર્ષ અગાઉ તે કોઈ શાહૂકારે બંધાવ્યો હતો એવો 'વડોદરા સર્વ-સંગ્રહ'માં ઉલ્લેખ છે. ત્યાંથી થોડે દૂર એક નાનું દેરૂં છે. આ દેરૂં જસમાની યાદગીરીમાં અહીંના ઓડ લોકોએ આશરે ૬૦ વર્ષ ઉપર બંધાવ્યું હતું. એ જસમાનું દેરૂં કહેવાય છે.

સિવાય મૂળરાજનો ભવ્ય ત્રિપુરૂષપ્રાસાદ, દુર્લભે બંધાવેલું સાત માળનું ધવલગૃહ, દુર્લભ સરોવર, કર્ણનો પ્રખ્યાત કર્ણમેરૂ-પ્રાસાદ, ભીમે બંધાવેલું ભીમેશ્વર મહાદેવનું દેવાલય અને કુમાર-પાલનું કુમારવિહાર; આ સર્વની કંઇ એંધાણી રહેવા પામી નથી.

સહસ્રલિંગની બાજુમાં નદીની વચ્ચોવચ્ચ એક મકાન છે, તે 'શેખ ફરીદની દર્ગાહ' ના નામથી ઓળખાય છે. તેના ઘુમ્મટની છતમાં અને ભીંતિમાં બહુ ઉત્તમ કોતરણીકામ છે. આ દર્ગાહ મૂળ હિંદુ મકાન હશે એમ બર્જેસ સાહેબનો મત છે.

નદીને સામે કાંઠે બાવા હાજીની દર્ગાહ છે.

ગામની પશ્ચિમ દિશાએ કનસડા દરવાજા બહાર ઇસામુદ્દીન સાહેબનો રોજો આવેલો છે. પ્રથમ તે હેમચંદ્રાચાર્યની પોષધશાળા (અપાશરો) હતી એમ કહેવાય છે.

ઇસામુદ્દીનના રોજાની પાછળ ૪૦ ફુટ પહોળી, ૨૦ ફુટ ઊંડી, ૪૦૦ ચોરસવાર આકારની એક ખાઇ છે, ત્યાં અલફખાને સં. ૧૩૬૧ માં અદીના અથવા જામે મસ્જીદ બંધાવી હતી.

સિવાય શેખ જોધની મસ્જીદ, ગુમડા મસ્જીદ અને ગઝની મસ્જીદ એ ઉલ્લેખ કરવા યોગ્ય છે.

હાલના પાટણને આશરે ત્રણચાર માઇલ ઘેરાવાનો કોટ છે. આ કોટ બાબીઓ અને શ્રીમંત ગાયકવાડે બંધાવેલો કહેવાય છે. તે બહુ ઉંચો નથી, પણ પાયાથી અર્ધો ભાગ સૂધી પત્થર વાપરેલો છે. તેને ૧૨ દરવાજા અને ૧૩ મી બારી છે. એ બારી ભદ્રની પાછળ હતી, પણ હાલ તે તોડીને રસ્તો કર્યો છે. દરવાજાનાં નામ બગવાડો, છાંડીઓ, કોકીકૂઇ, અઘારો (અગાર) અથવા દિલ્હી, ફાટીપોળ, કનસડો, (કાંસડા) મોતીશાહ, ખાન સરોવર, ભઠ્ઠીવાડો (ભટીવાડા), મીરાં, નાગરવાડા, અને ગુંગડી.[1]



---

૧. બ્રાહ્મણ, વાણીયા, જૈન અને બીજા હિંદુ તેમજ મુસલમાન મળીને પાટણની હાલની વસ્તી ૩૦,૦૦૦ માણસની છે. હિંદુઓની સંખ્યા લગભગ ૧૭,૫૦૦, મુસલમાનની ૪,૫૦૦ અને જૈનની લગભગ ૮,૦૦૦ ની છે. શહેર પૂર્વપશ્ચિમ લગભગ ૪,૫૦૦ ફીટ પહોળું છે તથા ઉત્તરદક્ષિણ લગભગ ૬,૪૦૦ ફીટ લાંબું છે.

# ભિન્નમાળ-શ્રીમાળ.[1]

શ્રીમાળ-હાલનું ભિન્માલ અથવા ભિન્નમાલ[2]-શ્રીમાળી, પોરવાડ અને અન્ય કેટલીક જ્ઞાતિઓનું ઉત્પત્તિસ્થાન-જોધપુર રાજ્યના એક વિશાળ મેદાનમાં લગભગ ૨૦ થી તે ૩૦ ફીટ ઉંચી તથા ઉત્તર દક્ષિણે પોણો માઇલ પથરાતી લાંબી ટેકરી ઉપર આવેલું છે. તેની સીમામાં ઉત્તરે સુકડી (સુક્રી) નદી, પૂર્વમાં આબુ પર્વતની હારમાલા, દક્ષિણે સાંચોર પ્રદેશ અને પશ્ચિમે લુણી નદી આવેલાં છે.

આ નગર આજે કાલવશાત્ લગભગ નિર્જન તથા નિર્જીવ થયું છે અને વ્યાપાર નષ્ટ થયો છે. છતાં આજ નગર પૂર્વે ઘણું સમૃદ્ધિવાળું, ગાઢ વસ્તીવાળું તથા અનેક પવિત્ર તીર્થો, ગગનચુંબી મહાલયો તથા સુંદર સરોવરોથી ભરેલું હતું અને અણહિલવાડ પાટણ પહેલાં તે ગુર્જરદેશ-ગૂજરાત-નું મુખ્ય રાજનગર હતું. આ સુશોભિત નગરનું ગૌરવ તથા કીર્તિ ૧૩ મા સૈકા સુધી જળવાઈ રહ્યાં હતાં. રાજ્યસ્થાન-રજપુતાના-માંથી ગૂજરાતમાં પ્રવેશ કરવાના એક મુખ્ય રસ્તાને મથકે આ નગર બાંધવામાં આવ્યું હતું અને તેને લીધે તે રાજસત્તા તથા વ્યાપારનું મુખ્ય મથક થઇ પડયું હતું. ઇ. સ. ૧૫૮૩ માં મુગલ શહેનશાહ અકબરે રાજ્યવ્યવસ્થાને અંગે ભિન્નમાલને મારવાડ વિભાગમાં મૂકયું ત્યાં સુધી તે ઉત્તર ગૂજરાત (આનર્ત દેશ) ના એક ભાગમાં ગણાતું; ત્યારપછી તે જોધપુર રાજ્ય

---

૧. આ હકીકત રા. રા. રામલાલ ચુનીલાલ મોદીના ' શ્રીમાળ ક્ષેત્ર ' નામથી ૧૯૨૪ ના 'ગૂજરાતી' ના દીપોત્સવી અંકમાં પ્રકટ થયેલ વિસ્તૃત લેખમાંથી લીધા છે.

૨. કેટલાક ગ્રંથોમાં આ નગરને ભિલ્માલ, ભિલ્લમાલ, ભિંડમાલ ઇત્યાદિ નામોથી વર્ણવામાં આવ્યું છે. પણ આ બધાં નામો ભિન્નમાલના અપભ્રંશો છે.

(મારવાડ) ના જસવંતપુર જીલ્લાનું એ મુખ્ય નગર થઈ પડયું. જ્યારથી જોધપુરના મહારાજા જસવંતસિંહજીએ ભિન્નમાલની બાજુમાં લોયાણા કરીને એક ગામ હતું તેના રાણા સાલજીએ જોધપુર રાજ્ય સામે બંડ ઉઠાવ્યું, તે સમાવી સાલજી પાસેથી લોયાણા સર કર્યું અને લોયાણાનું નામ બદલી જસવંતપુર નામ આપી તેને એ જીલ્લાનું મુખ્ય સ્થળ અને થાણું કર્યું, ત્યારથી ભિન્નમાળની અગત્ય ઘટતી ગઇ અને રહ્યો સહ્યો વ્યાપાર પણ બીજે રસ્તે ખેંચાઇ ગયો.

'શ્રીમાળ પુરાણ'માં લખ્યું છે કે આ નગર સત્યયુગ (કૃત-યુગ)માં શ્રીમાલ, ત્રેતાયુગમાં રત્નમાલ અને દ્વાપરયુગમાં પુષ્પમાલ એ નામે ઓળખાતું અને કલિયુગમાં ભિન્નમાલ એ નામે ઓળખાશે. લાવણ્યસમય કૃત 'વિમલ પ્રબંધ' નામના જૈન પુસ્તકમાં આ નગર સત્યયુગમાં પુષ્પમાળ, ત્રેતામાં રત્નમાળ, દ્વાપરમાં 'શ્રી શ્રીમાળ' અને કલિયુગમાં ભિલ્લમાલ એ નામે ઓળખાયું એમ લખ્યું છે. આ નગરનાં જુદાં જુદાં નામો માટે જુદી જુદી કથાઓ 'શ્રીમાળ પુરાણ' તથા અન્ય ગ્રંથોમાં આપેલી છે.

'શ્રીમાળ પુરાણ'માં શ્રીમાળ નગરની સ્થાપના છેક સત્યયુગમાં થયેલી લખી છે, ત્યારે જૈન ગ્રંથોમાં લખ્યું છે કે દ્વાપર યુગને અંતે (વિક્રમ સંવત પૂર્વે ૪૦૦–૫૦૦ માં) આ નગરનું નામ શ્રીમાળ હતું. ઐતિહાસિક દૃષ્ટિથી આ નગરની સ્થાપના દ્વાપર યુગને અન્તે માની શકાય છે. અને તેથી આ નગરનું નામ દ્વાપર યુગમાં શ્રીમાળ હતું.

શ્રી લક્ષ્મીજીએ શ્રીમાળ નગર વસાવ્યું એવો લગભગ સર્વ કથાઓમાં ઉલ્લેખ છે–ખાસ કરીને 'શ્રીમાળ પુરાણ'માં.[1]

---

१ यतस्तदेव विप्राणां श्रीमालं देवपत्तनं ।
यत्पुरा श्रीसमादेशान्निर्मितं विश्वकर्मणा ॥१॥

શ્રીમાળ નગર લક્ષ્મીજીએ સ્થાપ્યું, અને શ્રીમાળ નગરમાં લક્ષ્મીનો વાસો હતો, એ સર્વ વાતનો ખુલાસો 'શ્રીમાળ પુરાણ' ના અધ્યાય ૬૬ માના ૯ થી ૧૩ સુધીના શ્લોકો ઉપરથી થઇ જાય છે. શ્રીમાળ નગરની આસપાસ સુવર્ણાદિ રત્નોની ખાણો હતી.[૨] સોનું અને રત્નો પ્રત્યક્ષ લક્ષ્મીરૂપ છે. શ્રીમાળની ભૂમિમાં આવા બહુમૂલ્ય પદાર્થો ભરેલા હોવાથી તેને લક્ષ્મીનું પ્રિયસ્થાન કહેવામાં આવે એ તદ્દન સ્વાભાવિક છે, અને લક્ષ્મીનો ત્યાં વાસો હતો એમ કહેવામાં આવે, એ પણ તેટલુંજ ખરૂં છે.

આ નગરના આદિમવાસીઓ અથવા સત્તાધિશો ભિલ્લો હતા, ત્યારપછી આ નગર મનુના પૌત્ર આનર્તના હાથમાં આવ્યું. આનર્તના પુત્ર રૈવતના હાથમાંથી આ નગર યાદવોએ લીધું. યાદવાસ્થળી ( ઇ. સ. પૂ. ૧૩૯૦ ) માં યાદવો નાશ પામ્યા, ત્યારપછી

---

विहिता निधयो यत्र स्वयं देव्यास्तथाश्रिया ।
इच्छाप्रदायिनी यत्र श्रीरेवासीत्स्वयं किल ॥१०॥
एतत्तदेव विप्राणां श्रीमालन्नाम पत्तनम् ।
क्षीरोदमथनाज्जाता यत्र श्री स्थितिमातनोत् ॥११॥
एतत्तदेव विप्राणां श्रीमालन्नाम पत्तनम् ।
यत्रोर्व्यां खनमानायां पुरा रत्नानि निर्ययुः ॥१२॥
अधुनैतत्प्रपश्यन्तः कष्टं जीवामहे वयम् ।
दुःखितं सर्वतो हन्त घोरे प्राप्ते कलौयुगे ॥१३॥
( અ. ૬૬ મો )

૨ ગ્રીક રાજા સેલ્યુકસનો એલચી મેગાસ્થીનીસ (ઇ. સ. પૂર્વે ૩૨૦) મૌર્ય વંશના મગધ દેશના રાજા ચંદ્રગુપ્તના દરબારમાં આવ્યો હતો. તેણે હિંદુસ્તાન વિષેની ઘણી હકીકતો લખી છે તેમાં તેણે લખ્યું છે કે આબુની પાસે સોનારૂપાની ખાણો હતી. (જુઓ મુંબઈ ગેઝેટીયર, વો. ૧, ભા. ૧. પાનું ૫૩૪).

આ નગર ઉપર મલેચ્છ (પરદેશી લોકો)ની સત્તા થઇ. ઇ. સ. પૂર્વે ૩૧૯ થી ૧૯૭ સુધી આ નગર પર મૌર્ય (પરમાર) રાજાઓ સત્તાધીશ હતા. મૌર્યો પછી આ નગરમાં ગ્રીક–બેકટ્રીઅન રાજાઓનો અમલ થયો અને આ લોકોનો પરાજય કરી ક્ષત્રપ રાજાઓ (ઇ. સ. ૧૦૦–ઇ. સ. ૩૮૯) એ આ નગરમાં રાજ્યસત્તા સ્થાપી. ક્ષત્રપો પછી ગુપ્ત વંશના રાજાઓ (ઈ. ૪૧૦–૪૭૦) સત્તાધીશ થયા. ત્યાપછી હુણોના હાથમાં રાજ્યસત્તા આવી. ત્યારપછી આ નગરમાં ગુર્જરોની (ઈ. સ. ૫૫૦–૯૫૩) સત્તા થઈ. તે પછી પરમારો આ નગરના રાજા હતા. ઇ. સ. ૧૧૮૩ ના અરસામાં ભિન્નમાલ નાદોલના સોનગિરા ચોહાણોના હાથમાં ગયું. ઇ. સ. ૧૩૦૦ ના અરસામાં આ નગરમાં રાઠોડો સત્તાધીશ થયા. ચોહાણોએ ભિન્નમાલ પાછું મેળવ્યું, પણ થોડા વખતમાં રાઠોડોના હાથમાં પાછું ગયું. રાઠોડો પાસેથી ભિન્નમાલ અફઘાનોના હાથમાં ગયું. અફઘાનો પાસેથી પડીહારો રજપૂતોએ તે પાછું મેળવ્યું અને તેમની કનેથી રાઠોડોએ પાછું સર કર્યું અને અદ્યાપિ પર્યંત તે તેમનેજ હસ્તક છે.

આ નગરનાં અનેક રાજ્ય પરિવર્તનોમાં ભિન્નમાલને થોડે કે ઘણે અંશે હાનિ થયેલી, પણ ગુર્જર રાજાઓના સમય સુધી આ નગર સમૃદ્ધિવાન હતું અને વસતી ખીચોખીચ હતી. વ્યાપાર પણ ધમધોકાર ચાલતો. વનરાજે (ઇ. ૭૨૦–૭૮૦) માં પાટણ વસાવ્યું હતું. અને દેશપરદેશના વ્યાપારીઓને તેડાવી પાટણમાં રાખ્યા હતા. વળી ચાવડા રાજાઓના સમયમાં ગૂજરાતનું મુખ્ય નગર ભિન્નમાલ મટી પાટણ થયું હતું, છતાં ભિન્નમાલને તેની સમૃદ્ધિ, વ્યાપાર તથા વસ્તીને લીધે લેશ પણ ધોકો પહોંચ્યો ન હતો.[1] ગુર્જર

---

૧. ગૂજરાત ગેઝેટીયરમાં આપેલી ભિન્નમાલની તવારિખમાં તથા અન્ય સ્થળે શ્રીમાળના નાશ તથા ઉદ્ધારની કેટલીક સાલો આપેલી છે તે ઇતિહાસપ્રિય પુરૂષને ઉપયોગી થઈ પડશે એમ જાણી અત્રે આપવામાં

રાજાઓ પછી અનેક કારણોને લઈ ભિન્નમાલની પડતીની શરૂઆત થઈ અને ત્યારપછીનાં ચારપાંચ સૈકામાં ભિન્નમાલનો ભાંગી ભૂકો થઇ ગયો, વ્યાપાર ગયો, વસ્તી ગઈ અને સમૃદ્ધિ પણ ગઇ. ભિન્નમાલની અવનતિનાં ઘણાં કારણો છે, તેમાં મુખ્ય કારણોઃ—(૧) રાજ્યકર્ત્તાઓની અવ્યવસ્થા, (૨) ગૂજરાતની પ્રભુતા, (૩) દુકાળો અને (૪) શત્રુઓનાં સંક્રમણો છે.

સંવત્ ૧૫૧૨ માં પદ્મનાભ કવિએ કાન્હડદે પ્રબંધ રચ્યો છે; તેમાં ભિન્નમાલના નાશ વિષે ઉલ્લેખ કર્યો છે. ગૂજરાતના રાજા કરણ વાઘેલા (ઇ. સ. ૧૨૯૬–૧૩૦૪) એ પોતાના નાગર બ્રાહ્મણ પ્રધાન માધવની ગેરહાજરીમાં તેની સ્ત્રીની ઈજ્જત લીધી અને તેના ભાઈ કેશવને માર્યો. જ્યારે માધવ બહારગામથી આવ્યો ત્યારે આ સમાચાર સાંભળી રાજા ઉપર એને ઘણો ક્રોધ ચઢયો અને ક્રોધમાં ને ક્રોધમાં દિલ્હી જઇ, ત્યાંના સુલ્તાન અલ્લાઉદ્દીનને ગૂજરાત ઉપર ચડાઇ કરવા ઉશ્કેર્યો. અલાઉદ્દીને પોતાના સરદાર અલફખાનની સરદારી હેઠળ એક લશ્કર મોકલ્યું. અલફખાને ઝાલોરના સોનગિરા ચોહાણ રાજા કાન્હડદેને તેની સરહદમાં થઇને જવા દેવાને કહેણ મોકલ્યું. પણ કાન્હડદેએ કહેણ કબુલ કર્યું નહિ, એટલે અલફખાન મેવાડને રસ્તે થઈ ગૂજરાત ગયો અને ગૂજરાત જીત્યું. પછી કાઠીયાવાડ તથા કચ્છ ગયો અને ત્યાંનાં કેટલાંક નગરો લૂંટી મારવાડ તરફ ચાલ્યો. મારવાડ જઈ અલફખાને સિવાણે પડાવ નાંખ્યો અને ઝાલોરને ઘેરો ઘાલ્યો, પણ આખરે ફાવ્યો નહિ તેથી ચાલ્યો ગયો. અલાઉદ્દીને બીજીવાર ઝાલોર ઉપર લશ્કર મોકલ્યું, પણ ઝાલોર

આવે છે. ઇ. સ. ૨૦૯ માં શ્રીમાળમાં પહેલવહેલો નાશકારક હુમલો, ઈ. સ. ૪૩૮ માં રાક્ષસોનો હુમલો, ઇ. સ. ૬૪૪ માં શ્રીમાલ ફરીથી બંધાયું, ઈ. સ. ૮૪૪ માં દુશ્મનોનો હુમલો, ઇ. સ. ૮૯૯ માં શ્રીમાળનો પુનરુદ્ધાર. સાહકુલ રત્નપટાવળીમાંથી જણાયું છે કે સં ૧૩૧૩ માં રાવ કાન્હડદેએ શ્રીમાળ પાછું વસાવ્યું.

પડયું નહિ, તેથી ત્રીજીવાર ગોરી મલેક નેબની સરદારી હેઠળ મોટું લશ્કર મોકલ્યું. આ વખતે ઝાલોર પડયું. ઝાલોર લીધા પછી એક દુભાષીયા મારફતે મલેકને ખબર પડી કે પાસે ચોહાણની બ્રહ્મપુરી (બ્રાહ્મણોની પુરી) ભિન્નમાલ નગરી છે અને ત્યાં ધનાઢ્ય લોકો રહે છે. આથી મલેક ભિન્નમાલ તરફ જવા નીકળ્યો. મલેકનું લશ્કર ભિન્નમાલ પહોંચ્યું અને લોકોને સુતાજ દબાવ્યા. નરનારીઓને કેદ કર્યાં; ગામ લૂંટયું અને બાળી નાંખ્યું. સવાર થતાં પહેલાં મુસલમાનો પાછા વળ્યા. કાન્હડદેને આ સમાચાર મળ્યા કે તરતજ મોટું લશ્કર એકઠું કરી મલેકની સામે ગયો અને મહીમ દેવડા નામના એક સરદારે મુસલમાની લશ્કરને કાપી નાખ્યું. અલાઉદ્દીને ફરીથી ઝાલોર પર લશ્કર મોકલ્યું, પણ તે હાર્યું, ફરીવાર લશ્કર મોકલ્યું અને સંવત્ ૧૩૬૮ ના વૈશાખ સુદ ૬ ને ગુરૂવારે ઝાલોર ગઢ મુસલમાનોના હાથમાં પડયો તથા ચોહાણોના બીજા પ્રદેશો પણ અસ્તવ્યસ્ત થઈ ગયા.

ઉપર જણાવેલાં કારણોથી આબાદી ભોગવતું શ્રીમાળ નગર ભાંગી તુટીને નામશેષ થઈ ગયું. અને ૧૨ મા સૈકાથી શ્રીમાળમાંથી લોકો નાસી ગૂજરાત, કાઠીઆવાડ, કચ્છ વિગેરે દેશોમાં જઈ વસવા લાગ્યા અને ૧૬ મા સૈકા પહેલાં તો ભિન્નમાલ નિર્જીવ તથા નિર્જન થઈ પડયું.

શ્રીમાળનું પૂર્વોક્ત ગૌરવ તથા માહાત્મ્ય અનેક કારણોને લઈને અત્યારે નષ્ટ થઈ ગયું છે અને દેવાલયો, સરોવરો, કિલ્લાઓ વિગેરેનાં ખંડીયરોજ શ્રીમાળની શોભા વર્ણવી રહ્યાં છે.[1] જે નગરમાં એક

૧. મુંબઈ ગેઝેટીયર (વોલ્યુમ પહેલું; ભાગ પહેલો, પાનું ૪૬૧)માં મી. એ. એમ ટી. જેકસને ભિન્નમાળની તવારીખ લખી છે તેમાં લખ્યું છે કે સત્યયુગમાં શ્રીમાલમાં ૮૪ ચંડીઓ, ૩૩૬ ક્ષેત્રપાલો, ૨૭ વારાહો, ૧૦૧ સૂર્યો, ૫૧ માતાઓ, ૨૧ બૃહસ્પતિઓ, ૩૦૦ થી ૧૧૦૦૦ લિંગો, ૮૮૦૦ રૂષિઓ, ૯૯૯ કુવાઓ તથા તળાવો તથા ૩॥ કરોડ તીર્થો હતાં.

વખતે નેવું હજાર વાણીયા, પીસતાળીસ હજાર બ્રાહ્મણો તથા અન્ય જાતિઓ મળી લગભગ અઢીલાખ માણસો હતાં, અનેક ધનવાનો હતા, અનેક વ્યાપાર ઉદ્યોગો હતા તે શહેર આજે (ઈ. સ. ૧૮૯૧ માં) સરકારે તૈયાર કરેલા વસ્તીપત્રક પ્રમાણે ૧૪૨૧ ઘરનાં, ૪૫૪૫ મોટે ભાગે ખેતીપર તથા કાંસાનાં વાસણો બનાવી ગુજરાન કરનાર ગરીબ માણસોથી વસેલું છે. ઈ. ૧૬૧૧ માં અંગ્રેજ નિકોલસ ઉફ્લેટે ભિન્નમાલને ૩૬ માઈલ (૨૪ ગાઉ) ઘેરાવાવાળું તથા ઘણાં નાશ પામતાં તળાવો તથા કિલ્લાવાળું જણાવ્યું હતું.

શહેર બહાર પાંચ છ માઈલ દૂર આવેલા જુના દરવાજાઓ (ઉત્તરે ઝાલોરદ્વાર, પશ્ચિમે સાંચોરદ્વાર, ઈશાન કોણમાં સૂર્યદ્વાર અને અગ્નિ કોણમાં લક્ષ્મીદ્વાર) નાં ખંડિયેરો પડયાં છે. ભિન્નમાલની તળેટીની આસપાસ એક નાની પાછલા વખતની કિલ્લેબંધીનાં ચિન્હો જણાય છે.[1]

---

૧. મુંબાઇ ગેઝેટીયર (વોલ્યુમ પહેલું, ભાગ ૧ લો) માં આપેલી ભિન્નમાળની તવારીખમાં આ દરવાજાઓનાં જુદાં જુદાં નામો આપ્યાં છેઃ (૧) કિષાણુ બીવાન, ભિન્નમાળની ઉત્તરમાં લગભગ છ માઇલ દુર નરટનની પાસે અને મોટા કુવા આગળ; (૨) સુરજપાલ, ભિન્નમાળથી લગભગ છ માઇલ દૂર પૂર્વમાં, મહાદેવના દહેરા આગળ ખાનપુર પાસે, (૩) રસવિહાર ભિન્નમાળથી દક્ષિણે લગભગ ૬ માઈલ દૂર, હનુમાનના દેવળની પાસે અને (૪) ધરણિધર, ભિન્નમાળની પશ્ચિમે લગભગ છ માઈલ બંદરની પાસે મોટા કુવા આગળ.

આ કિલ્લાબંધી ગૂજરાત દરવાજાથી નીકળી પશ્ચિમમાં પિપ્પલદ્વાર અને ત્યાંથી યક્ષસરોવરની નહેરની પૂર્વ બાજુમાં થઈ સરોવરના નૈઋત્ય ખુણામાં વધે છે અને ત્યાંથી સરોવરના દક્ષિણ કિનારાની બાજુએ થઇને ઉત્તરમાં ઝાલોરદ્વાર આગળ જાય છે ઝાલોરદ્વારથી આ કિલ્લાબંધી પૂર્વમાં કરાત (કરાડ-કનકસેન) સરોવરની બાજુ તરફ વધે છે અને આ સરોવર આગળથી કિલ્લાબંધી દક્ષિણે ગૂજરાતના દરવાજા આગળની કિલ્લાબંધી સાથે મળે છે. આ છેલ્લી કિલ્લાબંધી એટલીબધી જીર્ણ થઈ ગઇ છે,

# પંચાસર.

પ્રાચીન પંચાસર અને હાલનું પંચાસર એકજ છે અને તે ગુજરાત અને કચ્છની સરહદ ઉપર આવેલું ઠીકઠીક મોટું ગામ છે. પંચાસર ચાપોત્કટ વંશના રાજાઓનું મુખ્ય શહેર હતું અને મેરૂતુંગે તેને 'વર્ધમાન આહાર' માં આવેલું હોવાનું જણાવ્યું છે.

એક દંતકથા પ્રમાણે પંચાસરમાં ચાપોત્કટ વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. બીજી દંતકથા પ્રમાણે દ્વીપ અગર આધુનિક દીવમાં ચાપોત્કટ વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. આ બન્ને દંતકથાઓ સત્ય હશે, કારણ કે એ વંશની બે શાખાઓ આ બે સ્થળે રહેતી હશે. છતાં પણ જે ચાપોત્કટ વંશના રાજાઓએ પાછળથી અણહિલપુરમાં ગાદી સ્થાપી તે પહેલાં પંચાસરમાં વસેલા હોવા જોઇએ. દંતકથાથી સિદ્ધ થાય છે કે અણહિલ પટ્ટણમાં વસ્યા પહેલાં ચાપોત્કટોએ ૭૧ વર્ષ સુધી શાસન કર્યું હતું. જો તેમનું સ્થાન દ્વીપ ધારવામાં આવે તો આપણે ધારવું પડશે કે ત્યાં તેઓ ઇ. સ. ૬૭૫ માં વસ્યા હતા. પણ તે શંકા ભરેલું લાગે છે; કારણ કે આ વખતે વલ્લભી અમલ દ્વીપ કરતાંય વધારે પશ્ચિમ તરફ ફેલાયો હતો, કારણ કે જૂનાગઢ તેના તાબામાં હતું. તેથી ચાપોત્કટ વંશની શાખા દ્વીપ જેટલા દૂર પ્રદેશમાં આવી ઇ. સ. ૬૭૫ માં પોતાની

---

અને શહેરનાં તળાવોના કાંઠા જોડે એટલી બધી મળી ગઇ છે કે તેનાં કાંઈ પણ ચિહ્નો અત્યારે દેખાતાં નથી. પિપ્પલદ્વાર તથા ગૂજરાત દરવાજાનાં ખંડિયેરો જણાઈ આવે છે. છેલ્લો દરવાજો તથા તેનું બાંધકામ સ્પષ્ટ દેખાઈ આવે છે અને તે મુસલમાન અથવા અરાઢમા સૈકાના રાઠોડ રાજ્યકર્તાઓના સમયમાં બંધાયો હશે એમ દરવાજાનાં ખંડિયેરો પરથી જણાય છે. આહોરદ્વાર પણ સંભાળ પૂર્વક સચવાયો છે. અને તેના મહેરાબ પરથી તે મુસલમાન અથવા અરાઢમા સૈકાના રાઠોડ રાજ્યકર્તાઓના સમયમાં બંધાયો હશે એમ લાગે છે.

શાખા સ્થાપે એ સંભવિત નથી. પંચાસર ભિન્નમાલથી ઘણું નજીક છે અને ત્યાં મુખ્ય શાખા રાજ્ય કરતી હતી. વલ્લભી અમલ એટલે ઉત્તર સુધી પ્રસર્યો ન હતો. ચાપોત્કટોની હાર થવા છતાં તેઓ પંચાસરમાં રહેતા હતા એવી વાત સાચી જણાય છે, તેથી વનરાજ પંચાસરમાં જન્મ્યો હતો એ વાતથી દ્વીપને બદલે પંચાસર રાજધાની હતું એ વાતને ટેકો મળે છે. વળી વનરાજે અણહિલ પટ્ટણમાં પંચાસર પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું છે તે ઉપરથી સર્વ શંકા દૂર થાય છે. કારણ કે મંદિરનું એ નામ એટલા માટે પાડવામાં આવ્યું હતું કે મૂર્તિ જૂની રાજધાની પંચાસરમાંથી આણવામાં આવી હતી.

'રત્નમાલ' માં જણાવ્યું છે કે કનોજના ચાલુક્ય રાજાએ વિ. સં. ૭૫૨ માં પંચાસરના ચાપોત્કટ રાજા જયશિખર ઉપર ચડાઈ કરી હતી. પણ ૭ મા સૈકામાં કનોજમાં ચાલુક્ય નહિ પણ પાલ રાજાઓ રાજ્ય કરતા હતા; પણ એટલી વાત ચોક્કસ છે કે વનરાજનો બાપ માર્યો ગયો હશે. (યુદ્ધમાં?) અને તે દુઃખી હાલતમાં તેના બાપના મરણ પછી જન્મ્યો હશે. દંતકથા પ્રમાણે તે વનમાં જન્મ્યો હતો, માટે વનરાજ કહેવાયો અને શીલગુણસૂરિ નામના એક જૈન સાધુને તેની ભાળ મળતાં તેણે તેની માને તેને ઉછેરવામાં મદદ કરી હતી.

અણહિલપટ્ટણની સ્થાપના પછી પણ ચાપોત્કટ વંશની એક શાખા પંચાસરમાં રાજ્ય કરતી હતી; ખંડિયા રાજા તરીકે. પણ મુખ્ય શાખાની પડતી અને સોલંકીઓ રાજગાદી ઉપર આવવા સાથે આ શાખા પણ અદૃશ્ય થઈ હશે.

તેની ચડતીના સમયમાં પણ આ શહેર મધ્યમસર કદનું હશે. કારણ કે તે તાબેદાર રાજ્યનું મુખ્ય શહેર હતું, એટલે મોટું શહેર હોઈ શકે નહિ.

# વલભી–વળા.

વલભી નગરની સ્થાપના સૌરાષ્ટ્રના ગુપ્ત રાજાઓના સરદાર ભટાર્કે કરી હતી. તેણે ગિરિનગરમાં પર્ણદત્તને સત્તા ઉપરથી ઉઠાડી મૂક્યો હતો. શરૂઆતમાં ભટાર્કે ગુપ્ત રાજાઓની તાબેદારી સ્વીકારી, પરંતુ સ્કંદગુપ્તના અવસાન પછી તે સ્વતંત્ર થયો, વલભીને રાજધાની બનાવી અને જૂનાગઢમાં પોતાના તરફથી એક સુબો નીમ્યો.

આ વખતે વલભી આબાદી ભોગવતું મોટું શહેર હોવું જોઇએ. હુએનસંગના કહેવા પ્રમાણે તેનો ઘેરાવો ૬ માઇલનો હતો અને તેની પ્રજા વિવિધ વર્ણની અને શ્રીમંત હતી. ઈ. સ. ૭૬૦ માં પણ વલભી નગરનું શાસન ઉત્તરમાં વડનગર સૂધી, પૂર્વમાં ગોધરા સૂધી અને પશ્ચિમમાં જૂનાગઢ સૂધી હતું.

વલભી નગર રાજધાની અને બંદર હોવા ઉપરાંત બૌદ્ધ વિદ્વાનોનું કેન્દ્ર હતું. શહેરમાં બે બૌદ્ધ વિહારો હતા. એક સ્થિરમતિ અને ગુણમતિએ બંધાવ્યો હતો અને બીજો રાજા ધરસેન પહેલાની બહેનની દીકરી દદ્દાએ બંધાવ્યો હતો. આ વિહારો બૌદ્ધ ધર્મની વિદ્યાના ભંડારરૂપ હતા.

વલભી રાજાઓ વિદ્યાને આશ્રય આપનારા હતા. યતિઓની પેઠે વિદ્વાનો પણ તેમના દરબારમાં આવતા. વલભીની ખ્યાતિ નાલંદ જેટલી વધી ગઇ હતી. ભટ્ટી કાવ્યનો કર્તા ભર્તૃહરિ શ્રી ધરસેન ૪ થાના વખતમાં અહીંજ થઇ ગયો.

આ શહેર કિલ્લેબંધી વાળું હતું. કિલ્લાની બહાર ખુલ્લી જગ્યા પુષ્કળ હતી અને ત્યાં લશ્કર છાવણી નાંખીને પડતું, તેમજ મેળાઓ ભરાતા. કેટલીક જગ્યા બગીચાઓ અને ઉપવનો માટે રાખી હતી. આથી ધાર્મિક હેતુ જળવાતો તેમજ વિશ્રાન્તિ મળતી.

વલભી રાજાઓ મોટા દિલના હતા, તેથી દરેક ધર્મ આબાદ થયો હતો. જૈનોનાં પણ ત્યાં મંદિરો હતાં અને બ્રાહ્મણો પણ ત્યાં આકર્ષાઇને આવ્યા હતા.

વલભી નગરની આબાદી લગભગ ૩ સૈકા સુધી ટકી રહી. વલભીના નાશ વિષે જૂદી જૂદી દંતકથાઓ પ્રચલિત છે, પણ તે ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વની નથી. ધ્રુવભટ્ટના વખતમાં વલભી નગરની પડતી થઇ હશે. મેરૂતુંગ કહે છે કે વલભીનો એક ધનાઢ્ય વેપારી રાજ્યથી નારાજ થઇ સિંધમાંથી મુસલમાનની ચડાઈ લઇ આવ્યો; એ વાત ઐતિહાસિક લાગે છે, કારણ કે અલ્બરૂની તેને પુષ્ટિ આપે છે. સિંધના રાજકર્તાએ દરિયા માર્ગે લશ્કર મોકલ્યું અને તેણે રાત્રે ઓચિંતો છાપો મારી રાજાને મારી નાંખ્યો. તે પછી શહેર લૂંટી તેનો નાશ કર્યો. વલભી નગરનો વિનાશ ઇ. સ. ૭૭૫ માં થયો હશે.

રાજપૂતાનાની દંતકથા પ્રમાણે વલભી વંશની એક શાખા ૧૦ મા સૈકાના અંતમાં મૂળરાજે તે જીતી લીધું ત્યાં સૂધી ત્યાં રાજ્ય કરતી હતી; તે ઐતિહાસિક દૃષ્ટિએ સત્ય ભાસે છે.

## વળાની હકીકત.

વળાથી અગ્નિ ખુણામાં ગામ ચમારડી ગાઉ ૨।। ઉપર છે. વળેથી ત્યાં જતાં આશરે અર્ધો મૈલ ચમારડી રહે છે. ત્યાં ડાબી બાજુ ઉપર ખેતરમાં મોટા પથરા પડયા છે, તેને ભીમની બેનને રમવાના પાંચીકા કહે છે. એ ચમારડી ગામમાં ઉત્તરાદે મોઢે એક વાવ છે, તે ઘણી જૂની છે. તેનું પાણી પીવા સિવાય વાપરવાના કામમાં આવે છે. ગામમાં મુસાફર લોકોને ઉતરવાનો ચોરો હાલમાં બનાવેલો છે, તે ઘણો સારો છે.

ગામના થડમાં ઉગમણો ખોડિયાર માતાનો એક ડુંગર છે. તે ઉપર ખોડીયાર માતાનું સ્થાનક છે તથા એક ઠેકાણે મોટી ગુફા છે, તેને ભીમની ગુફા કહે છે. તે આશરે ૪૦ માણસ બેસી શકે એવડી છે.

એ ડુંગરના પથરા, વળાની આસપાસના મહાદેવ તથા પોઠીયાના પથરા જેવા છે. એ ડુંગર ઉપર પથરામાં પાણીના મારકાનાં નિશાન પડેલાં છે; તેથી લોકો કહે છે કે અહીં સૂધી કોઇ વખત દરીયો હતો.

એ ડુંગરના થડમાં ઉત્તરાદિ તરફ એક મોટો પથર છે, તેને લોકો ભીમની મોઇ કહે છે, તથા તેજ ડુંગરથી ઉગમણી તરફ જમીનમાં પથરની ખાણો છે. તેમાં ધોળા પથર, કાચા ભુકરવા જેવા નીકળે છે. ત્યાંથી અગ્નિ ખુણામાં અર્ધા માઇલ ઉપર એક નાનો ડુંગર છે. તે ડુંગરના પેટામાં આથમણી બાજુ એક પથરની ખાણ છે, તે ઘણી જૂની છે. તેના પથર અગાઉ જણાવેલી ખાંણ કરતાં વધારે કઠણ છે.

તેની પાસે આથમણે એક નાનું ગામ છે, તેમાં છાનરનાં (?) ઘર ૨૫ આશરે છે, તે જુની ચમારડી કહેવાય છે. ખોડીયારના ડુંગરની દક્ષિણમાં એક કુવો છે. તેનું પાણી એ ગામના લોકો પીએ છે. તે ઠેકાણે પીપરનું તથા લીંબડાનું ઝાડ છે. ત્યાંથી પશ્ચિમમાં પથરની એક મોટી ભેખડ છે. તેની વાત એમ ચાલે છે કે કંસારાની જાન કોઇ વખત આ ઠેકાણે દબાઇ મરશે એવું ભવિષ્ય કોઇ સંત પુરૂષ કહી ગયા છે. તેથી કંસારા લોક ડરીને ત્યાંથી વેગળા ચાલે છે. ચમારડીથી આથમણી બાજુ ખોડિયારના ડુંગર સામો એક ડુંગર છે, તે ઉપર જૂની મસજીદ છે. ચમારડીથી દક્ષિણમાં એક નદી કાલુભાર વળાને પાદર હતી; તે ગામ ચોગઠને પાદરથી ફંટાઇને વર્ષ ૬ થયાં ત્યાં આવી છે. તેનાથી દક્ષિણે ઇશાલવો નામે ડુંગર છે.

તેના થડમાં પીલુના ઝાડ હેઠળ ધુંધલીમલ બાવાની મૂર્ત છે, તેનું માથું તથા ધડ જુદાં છે. તેના માથા ઉપર બાવાની ટોપીનો નકશો છે, કાનમાં પથરનાં કુંડલ છે, કેડ સુધી મૂર્તિ ભોંયમાં છે. એક પથરની તુંબડી છે તેની માનતા ઘણી ચાલે છે.

ત્યાંથી ઉત્તરમાં થાપો ડુંગર છે, તેના થડમાં ઉત્તરાદિ તરફ થાપનાથ મહાદેવ તથા ખેતરપાળનું એક દહેરૂં છે. ત્યાં એક વાવ છે અને ગોસાંઈ રહે છે, તેનાં ઘર ઉત્તરાદે બાર છે. તેમાંના આથમણી તરફના ઘરમાં પછીતે એક ભોંયરૂં છે; તેની એવી વાત ચાલે છે કે એક ગોસાઇ અને એક ચમારડીનો ગરાસીયો મણ ૧ તેલ લઇને મસાલ સહિત તે ભોંયરામાં ગયા. તેમાંથી મણ ૦।। તેલ બળી ગયું, પણ ભોંયરાનો પાર આવ્યો નહિ; ત્યારે પાછા વળ્યા.

તે થાપા ડુંગર ઉપર શિવનું એક જૂનું દેરૂં છે. તેનું નામ પણ થાપનાથ છે. તેનો પોઠીયો તૂટેલો છે. તે દેરાથી પૂર્વમાં ૨ મહાદેવ છે તથા જૂની ઇમારતના પાયા છે. તે ડુંગરના થડમાં સતીના પાળીઆ તથા બાવાની સમાતો છે.

તે ડુંગરથી ઉત્તરાદિ દિશામાં ચમારડીથી પાટી ગામના રસ્તા ઉપર ચમારડીથી ગાઉ ૧ રસ્તાની ડાબી બાજુએ ઇશ્વર ટીંબો છે. ત્યાં મહાદેવ ઇશ્વર નામે છે, તથા પોઠીયો એક છે. ત્યાંથી દક્ષિણમાં ખેતરમાં નેરૂ એક છે, તે ઉત્તર દક્ષિણ છે; તેને ઉગમણે કાંઠે પથરનો પાયો ૪ હાથ પહોળો અને આશરે ૩૦ હાથ લાંબો ખુલ્લો દેખાય છે, પછી નેરા વચ્ચે થઇને આથમણો દેખાય છે.

## વળાનું વસ્તી પત્રક.[1]

૬૦ વાણીયાનાં ઘર, ૧૫૦ ઔદીચ્ય બ્રાહ્મણનાં ઘર, ૨૦૦ લેઉઆ કણબીનાં ઘર, ૨૫ સિપાઇઓનાં ઘર, ૧૦૦ રજપુત તથા

૧. આ વસ્તીપત્રક સરકારે કરેલું નથી, પણ ભાટચારણોએ અનુમાને કે કોઈ બીજા સાધનથી ચોપડામાં ઉતારેલું છે.

આયરનાં ઘર, ૨૦૦ કોળીનાં ઘર, ૨૦ મેમણ તથા ખોજાનાં ઘર, ૨૫ કુંભારનાં ઘર, ૭૫ ઢેઢીયા (વણકર) નાં ઘર, ૫૦ મોચી, ઘાંચી, હજામ, દરજી વગેરેનાં ઘર; કુલ ૯૦૫.

વળાની આસપાસના જૂના મહાદેવનાં નામઃ—

૧. ગામથી વાયુ (વાયવ્ય) કોણમાં બથેશ્વર, ૨. વૈજનાથ, ૩. મૂઢેશ્વર, ૪. ગામથી દક્ષિણમાં રામનાથ–કામનાથ, ૫. રત્નેશ્વર, ૬ ગામથી ઉગમણા ભીડભંજન, ૭. દક્ષિણમાં ભૂતનાથ, ૮. વંકેશ્વર ગામથી ઉત્તરે.

ગામથી દક્ષિણ પશ્ચિમમાં રતન તળાવ છે; તે મોટું પણ તૂટેલું છે. હાલ તળાવીયાં ખેતર છે.

(અં. ૪૮. ૫.)



# આનંદપુર.

આનંદપુર કયું શહેર છે તે વિષે ઘણો મતભેદ છે. ડૉ. ફ્લીટના કહેવા પ્રમાણે પ્રાચીન આનંદપુર તે હાલનું ખેડાથી અગ્નિકોણમાં ૨૫ માઇલને અંતરે આવેલું આણંદ છે. ડૉ. બર્જેસના કહેવા પ્રમાણે કાઠિયાવાડમાં વળાની વાયવ્ય કોણમાં ૫૦ માઇલ છેટે આવેલું આનંદપુર તેજ એ છે, તો સ્ટીવન્સન, વીવીઅન દસેન્ટ માર્ટીન, ડૉ. બુહલર અને ડૉ. ભાંડારકરના મત પ્રમાણે તે હાલનું ઉત્તર ગૂજરાતમાં આવેલું વડનગર છે.

છેલ્લો અભિપ્રાય વાસ્તવિક લાગે છે. બીજાં બે સ્થળોની જેમ વડનગર અને આનંદપુરમાં ઉચ્ચારનું સામ્ય નથી, પરંતુ લાંબાકાળથી ચાલી આવતી દંતકથા પ્રમાણે તેના નામમાં ઘણીવાર ફેરફાર થયો છે. કૃતયુગમાં તેનું નામ ચમત્કારપુર હતું, ત્રેતાયુગમાં આનર્તપુર હતું, દ્વાપર યુગમાં આનંદપુર હતું અને કલિયુગમાં વૃદ્ધનગર હતું. કુમારપાલના વખતની એક પ્રશસ્તિથી જણાય છે કે ૧૨ મા સૈકામાં હાલનું વડનગર આનંદપુરના નામથી ઓળખાતું હતું.[1] એજ પ્રશસ્તિમાં ત્રણ ઠેકાણે નાગર બ્રાહ્મણો આનંદપુરમાં વસ્યાનો ઉલ્લેખ છે અને તે વડનગર નાગર બ્રાહ્મણોનું નિવાસસ્થાન છે એ દંતકથાને પુષ્ટિ આપે છે.

સાતમા સૈકાના પૂર્વાર્ધમાં વડનગરનું નામ આણંદપુર અને આનર્તપુર બન્ને હતું એ વાત ઇતિહાસસિદ્ધ છે.

હ્યુએનસંગે આ શહેરનો નિર્દેશ કર્યો છે અને તેણે તેની સ્થિતિની આપેલી વિગત તેની યથાર્થતા જાણવામાં આપણને ઘણી

૧ धर्मोऽत्रैव चतुर्युगेऽपि कलिनानंदः परिस्पन्दते ।
तेनानन्दपुरेति यस्य विबुधै र्नामान्तरं कारितम् ॥

મદદ કરે છે. તે કહે છે: "અહીંથી (વલ્લભી) વાયવ્ય ખુણામાં જતાં ૭૦૦ લીને અંતરે (અનન્તોપુલો) આણંદપુર આવે છે. આ પ્રદેશ વિસ્તારમાં ૨૦૦૦, લી છે, અને મુખ્ય શહેરનો વિસ્તાર આશરે ૨૦ લી છે. વસ્તી ઘાટી છે અને શ્રીમંત છે. ત્યાં મુખ્ય રાજકર્તા નથી, પણ તે માલવાની સાથે જોડાયલું છે."

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આણંદપુર વલ્લભીથી ૧૪૦ માઈલ આવેલું છે અને વડનગર પણ બરાબર એટલેજ અંતરે છે. કાઠીયાવાડનું આણંદપુર તો વળાથી માત્ર ૫૦ માઇલજ છે.

વળી હ્યુએનસંગના સમયમાં કચ્છ અને આણંદપુર માલવાના શાસન નીચે હતાં. ધ્રુવભટ્ટના સમયમાં વલ્લભી રાજ્ય સત્તાવાન હતું, જૂનાગઢનો રાજા પણ વલ્લભીના રાજકર્તાનું ઉપરીપણું સ્વીકારતો હતો.

આ શહેરને લગતા જે લેખો કોતરાયા છે, તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે આણંદપુર વિદ્યા અને બ્રાહ્મણત્વનું વિખ્યાત કેન્દ્ર હતું. કાઠીયાવાડનું આણંદપુર કે ખેડામાં આવેલ આણંદ એવી પ્રતિષ્ઠા પામ્યાં નથી; જ્યારે વડનગર નાગર બ્રાહ્મણોના નિવાસ અને કેન્દ્ર તરીકે સુપ્રસિદ્ધ છે. અબુલ ફઝલ 'આઇ–ની અકબરી' માં લખે છે કે "વડનગર મોટું અને પ્રાચીન શહેર છે અને મોટે ભાગે બ્રાહ્મણોથી વસેલું છે." વડનગર પાસેના સરોવરના પથર ઉપર મળી આવેલ વડનગર પ્રશસ્તિ ઉપરથી સિદ્ધ થાય છે કે હાલનું વડનગર કુમારપાલના સમયમાં આણંદપુર કહેવાતું હતું; એટલુંજ નહિ, પણ તે પહેલાં લાંબે કાળે એ સ્થાન વિદ્વાન બ્રાહ્મણોના કેન્દ્ર તરીકે સુપ્રસિદ્ધ હતું.

આ શહેરમાં મુખ્યત્વે બ્રાહ્મણો વસતા હોઇને તેનું રાજદ્વારી મહત્ત્વ નહોતું. તે કોઈ વખત સ્વતંત્ર રાજકર્તાનું સ્થાન બન્યું હોય

એવું જણાયું નથી; કારણકે કુમારપાલના સમય સુધી તેને કોટ બંધાયો નહોતો.[1]

રાજા કુમારપાલે તે સંવત્ ૧૨૦૭ માં બંધાવ્યો હતો. બ્રાહ્મણોનું કેન્દ્ર હોઇને તેમાં એકવાર અનેક મંદિરો હશે. અબુલ ફઝલે લખ્યું છે કે તેમાં ૩૦૦૦ મંદિરો હતાં. આ કદાચ અતિશયોક્તિ હશે. ૩૦૦ વર્ષના મુસલમાની અમલ પછી જો તેમાં આટલાં બધાં મંદિરો હતાં તો તેની ચડતીના સમયમાં કેટલાં બધાં હશે તે કલ્પી શકાશે!

ઇક્ષ્વાકુ વંશના રાજા કનકસેને ઇ. સ. પૂર્વે ૧૪૪ માં પરમાર રાજા પાસેથી પ્રદેશ ઝૂંટવી લઈ વડનગરની સ્થાપના કરી એવી દંતકથા છે.[2]



---

१. माभूत्तस्य तथापि तीव्रतपसो बाधेति भक्त्या नृपः ।
वप्रं विप्रपुराभिरक्षणकृते निर्मापियामास सः ॥

आनंदपुरप्रशस्ति.

૨. વડનગરનો ઇતિહાસ અને તેને લગતી બીજી હકીકત રા. માનશંકર પી. મહેતાના છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ વખતે લખાયેલા 'નાગરોત્પત્તિ' નામના વિસ્તૃત નિબંધમાં અતિ વિસ્તારથી આપેલી છે.

# ગિરિનગર (જૂનાગઢ).

જૂનાગઢ (યવનગઢ) શહેરનું મૂળ નામ ગિરિનગર કે ગિરનાર હતું, પણ હાલ તેની પાસેનો ડુંગર તે નામથી ઓળખાય છે. શહેરનું મૂળ નામ પડવાનું કારણ એ હતું કે કોઈ વાર ઉજ્જયન્ત અને કોઇ વાર રૈવતક પર્વતના નામથી ઓળખાતા સુંદર ડુંગરની પાસે તે આવેલું હતું.[1]

પ્રાચીન કાળથી ગિરનાર સુવિખ્યાત સ્થળ થઇ પડયું છે, અને એક વખતે તે તીર્થસ્થાન રાજધાનીનું શહેર, આરોગ્ય સ્થળ, કિલ્લો અને મેળો ભરવાનું સ્થળ થયું હોય તેમાં આશ્ચર્ય નથી.

હિંદુઓ, જૈનો અને બૌદ્ધો સર્વ તેને તીર્થ ગણે છે. ઘણા પ્રાચીન કાળમાં બ્રાહ્મણો આ સ્થાનને અસાધારણ પવિત્ર માનતા હતા. ખુદ મહાભારતમાં તેનો આ પ્રમાણે ઉલ્લેખ છે:

**उज्जयन्तश्च शिखरो क्षिप्रं सिद्धिकरो महान् ॥**
**तत्र देवर्षिवीरेण नारदेनानुकीर्तितः ।**
**पुराणः श्रूयते श्लोकः तं निबोध युधिष्ठिर ॥**
**पुण्ये गिरौ सुराष्ट्रेषु मृगपक्षिनिषेविते ।**
**उज्जयन्ते स्म तप्तांगो नाकपृष्ठे महीयते ॥**

આ સ્થળ શા માટે પવિત્ર ગણાતું હતું તેનો ચોક્કસ ઉલ્લેખ નથી. છતાં સ્કંધપુરાણમાં જણાવ્યું છે કે શંકરે ત્યાં પ્રાચીન કાળમાં કઠણ તપ કરવાથી તે સ્થાન પવિત્ર ગણાય છે. જ્યારે તપશ્ચર્યા કરી પછી તે કૈલાસમાં ગયા ત્યારે તે ડુંગરા ઉપર પોતાનું વસ્ત્ર મુકતા ગયા, તેથી એ સ્થાનનું નામ વસ્ત્રપથ પડયું છે. આ વાત મહા-

---

१. **कथं चिद्धापृच्छय तमीशमाद्यं मायन्नतौ रैवतकं जगाम ॥**
**तमुज्जयन्तापरसंज्ञमद्रिम् ।** × × ×

ભારતમાં નથી, એટલે પાછળથી લખાઈ હશે. કૃષ્ણની સાથે આ સ્થાનના સંયોગને લીધે તે તીર્થ ગણાયું હોય તે સંભવિત છે. આ સંબંધમાં હજી ત્યાં ગરૂડનાં પગલાં યાત્રાળુને બતાવવામાં આવે છે, તે અર્થસૂચક છે.

જૈનો પણ આ ડુંગરને પવિત્ર માને છે. તેમના ૨૨ મા તીર્થંકર અરિષ્ટનેમી અથવા નેમીનાથ, જે કૃષ્ણના ભત્રીજા થતા હતા એમ કહેવાય છે, તે ત્યાં દેવ થયા હતા એમ મનાય છે. આથી દિગમ્બરીઓ આ સ્થાનને અસાધારણ પવિત્ર માને છે.

અશોકનો લેખ ત્યાં કોતરાવાથી તે સ્થાન બૌદ્ધોને પણ પવિત્ર થયું. હાલ પણ ત્યાં બૌદ્ધોની કેટલીક ગુફાઓ છે.

ઘણા પ્રાચીન કાળથી આ ડુંગરને ઉચ્ચ સ્થળ–Hill station તરીકે ગણવામાં આવે છે. મહાભારતમાંના નીચેના શ્લોકોથી તે વાત સ્પષ્ટ થાય છે:

तौ विहृत्य यथाकामं प्रभासे कृष्णपांडवौ ।
महीधरं रैवतकं वासायैवाभिजग्मतुः ।
पूर्वमेव तु कृष्णस्य वचसा तं महाधरम् ।
पुरुषा मंडयांचक्रुरुउपजहुश्च भोजनम् ॥
ततः कतिपयाहस्य तस्मिन्रैवतके गिरौ ।
वृष्ण्यन्धकानामभवदुत्सवो नृपसत्तम ॥
प्रासादै रत्नचित्रैश्च गिरेस्तस्य समन्ततः ।
सदेशः शोभितो राजन्कल्पवृक्षैश्च सर्वशः ॥
वादित्राणि च तत्रान्ये वादकाः समवादयन् ।
ननृतुर्नर्तकाश्चान्ये जगुर्गेयानि गायकाः ॥
एते परिवृताः स्त्रीभिर्गन्धर्वैश्च पृथक् पृथक् ।
तमुत्सवं रैवतके शोभयां चक्रिरे नृप ॥

આથી જણાશે કે પ્રાચીન કાળમાં આ સ્થાન Hill station તરીકે વિખ્યાત હતું, અને આનંદવિનોદ અર્થે મોજશોખી જનો તેનો લાભ લેતા હતા. "કીર્તિકૌમુદી" માં જણાવ્યા પ્રમાણે તેજપાળે ગિરનાર ઉપર જે સુધારા કર્યાનું વર્ણન આપ્યું છે તે ઉપલું અનુમાન ખરૂં પાડે છે.

સૌરાષ્ટ્રના ફળદ્રુપ મેદાનોની મધ્યમાં આવેલા ઉન્નત કિલ્લાસહિત ગિરિનગર રાજધાની માટે નમુનેદાર સ્થાન હતું. ઘણા પ્રાચીન કાળથી એ રાજધાનીનું શહેર હતું, એવી સાબીતી મળે છે. અશોકના સમયમાં તેના કાઠિયાવાડના વાઇસરોયનું તે મુખ્ય સ્થાન હતું એમ જણાય છે. ક્ષત્રપ રાજાઓના કાળમાં ગિરિનગરમાં રાજધાની હતી. જ્યારે ઈશ્વરદત્ત આભીરે ઉજ્જયિની જીતી ક્ષત્રપોને તેની રાજધાનીમાંથી હાંકી કાઢ્યા, ત્યારે પશ્ચિમ વિભાગના ક્ષત્રપોની રાજધાની ગિરિનગર થયું હશે. સ્કંધગુપ્તના જૂનાગઢના લેખ ઉપરથી જણાય છે કે જ્યારે સૌરાષ્ટ્ર ગુપ્ત રાજ્યમાં ભેળવી દેવાયું, ત્યારે તેનો વાઇસરોય ત્યાં (જૂનાગઢમાં) રહેતો હતો. ગુપ્ત અને વલ્લભી રાજાઓના વાઇસરોયો વામનસ્થલી (હાલનું વંથળી) માં રહેતા હતા એવી માન્યતા કે દંતકથા આથી ન માની શકાય એવી છે.

વલ્લભી વંશના સ્થાપનાર ભટ્ટાર્કે પોતાની રાજધાની ગિરિનગરથી બદલીને વલ્લભીમાં સ્થાપી અને ત્યાં વ્યવસ્થા રાખવા એક વાઇસરોય મૂક્યો. વલ્ભીની પડતી થતાં વાઇસરોય સ્વતંત્ર બન્યો અને ચૂડાસમા વંશની સ્થાપના કરી. આ વંશના શરૂઆતના એક રાજા રાવ ગારીયો—ગ્રહરિપુને મૂળરાજ સાથે વિગ્રહ થયો હતો અને મૂળરાજે તેની રાજધાનીને ઘેરો ઘાલ્યો હતો. મૂળરાજના જૂનાગઢ તોડવાના પ્રયાસો નિષ્ફળ ગયા અને તેને પાછા ફરવું પડ્યું; તો પણ ૯ મા સૈકામાં ચૂડાસમાએ વામનસ્થલીમાં રાજધાની કરી.

હવે ત્યાંનાં અગત્યનાં સ્થાનો જોઇએ. ડુંગર ઉપર આવેલું નેમિનાથનું ભવ્ય દેવાલય સિદ્ધરાજ જયસિંહના કાઠિયાવાડના પહેલા

સૂબા સજ્જને બંધાવ્યું હતું–૧૨ મા સૈકામાં. આ દેવાલય બાંધવામાં કાઠિયાવાડની ત્રણ વર્ષની ઉપજ ખર્ચાઇ હતી એમ કહેવાય છે. ડુંગર ઉપર ચઢવાનાં પગથીયાં કુમારપાળના પ્રધાન ઉદયનના દીકરા અંબડે બંધાવ્યાં હતાં. ( ૧૧૪૪–૧૧૭૪ ).

જૂના ગિરિનગરમાં ખાસ અગત્યનું જોવા લાયક સ્થાન હાલ અસ્તિત્વમાં નથી. અને એ લેખો નહિ હોત તો તેના અસ્તિત્વની પણ આપણને ખબર ન પડત. એક હજાર કરતાં વધારે વર્ષ થયાં ગિરિનગરની પાસે ખેતીવાડી માટે બાંધેલું એક તળાવ અસ્તિત્વમાં હતું. ગિરિનગર પાસેની રૈવતક પર્વતની ખીણને ચંદ્રગુપ્તના વંશના વૈશ્ય સૂબા પુષ્પગુપ્તે ઇ. સ. પૂર્વે ૪ થા સૈકામાં એક બંધ બાંધી પાણીના મોટા સરોવરના રૂપમાં ફેરવી નાંખી હતી. અશોકના યવન સૂબા તુશારપના સમયમાં તેમાંથી નહેરો કાઢી હતી. આ બાંધકામ આશરે ૪ સૈકાઓ સૂધી ટકી રહ્યું. પણ ઇ. સ. ૧૫૦ ના ડીસેમ્બરમાં ( શાકે ૭૨ માર્ગશીર્ષ વદિ ૧ ) પ્રબળ પૂર આવવાથી બંધ તૂટી ગયો અને આખું સરોવર મેદાન જેવું થઈ ગયું. પશ્ચિમ વિભાગના ક્ષત્રપોના પહલ્વ સૂબા સુવિશાખે તે બંધ ફરીથી બાંધ્યો અને ઇ. સ. ૪૫૫ ના ઓગસ્ટ સૂધી એ બંધ અસ્તિત્વમાં હતો, પણ તે વખતે મૂશળધાર વરસાદ પડવાથી બંધ તૂટી ગયો. ગુપ્ત રાજાઓના સૂબા પ્રાણદત્તે બીજે વર્ષે ફરીથી નવો બંધ બાંધ્યો. આ બંધનો નાશ ક્યારે થયો તે જણાતું નથી. કદાચ તે બે સૈકા સૂધી ટક્યો હશે. રાજધાની વલ્લભી થતાં ગિરિનગરની મહત્તા ઘટી હશે અને તેથી વલ્લભી રાજાઓએ ફરીથી એ બંધ બાંધવાની જરૂર નહિ જોઇ હશે.

આ બંધ ૩૦૦ વાર લાંબો હતો અને બાકીની બાજુઓ આશરે ૧ માઇલ જેટલી લંબાઇમાં હતી.

# ગિરનારપરનો કોટ.

---

ઉપરકોટ શબ્દ અપરકૂટ શબ્દનો અપભ્રંશ હોય એમ લાગે છે. એ શબ્દનો અર્થ આથમણું નિવાસસ્થાન કે આથમણી ટેકરી થાય છે. ગિરનાર પર્વતની પશ્ચિમે આવેલ ટેકરી પર તે બંધાયો છે. વળી ગિરનાર ઉપર પણ એક કોટ કે કિલ્લો છે, એટલે એ કિલ્લાને જો મુખ્ય ગણાવામાં આવે તો આ ઉપરકોટને અપર એટલે ગૌણ ગણવામાં આવે એ સંભવિત છે.

મથુરાના રાજા ઉગ્રસેને પ્રથમ આ કોટ બંધાવ્યો હતો એમ કહેવાય છે. તે ઉપરથી તેને **रेवंत गिरिरासु** નામના પ્રાચીન ગુર્જર કાવ્યમાં **उग्रसेण गढदुग्गु** એ નામથી વર્ણવામાં આવેલ છે. કેટલાક એમ પણ માને છે કે યાદવ વંશના ચૂડાસમા કુળના હિંદુ રાજાઓ સોરઠ ઉપર રાજ કરવા લાગ્યા તે પહેલાં એ કિલ્લો હયાતીમાં હતો. હાલમાં જે કિલ્લો હયાતી ધરાવે છે તે કદાચ પાછળથી બંધાયો હોય તો ભલે; પરંતુ ઇતિહાસ સાક્ષી પૂરે છે કે મૌર્ય વંશના રાજાઓ ચંદ્રગુપ્ત, બિંદુસાર, અશોક તથા ત્યાર બાદ થયલા શુંગ તથા કણ્વવંશના રાજાઓ પુષ્યમિત્ર તથા ક્ષત્રપ રાજા રૂદ્રદામા વગેરેના, ઇ. સ. પૂર્વેના અને તે પછીના સમયમાં તે હયાતીમાં હોવો જોઇએ. 'દ્વયાશ્રય' નામના પ્રાચીન ગ્રંથમાં લખ્યું છે તે પ્રમાણે ચૂડાસમા વંશમાં ચોથા રા' ગ્રહરિપુએ ગુજરાતના રાજા મૂળરાજ સોલંકીથી ડરીને એ કિલ્લો બંધાવ્યો હતો! પાછળથી મૂળરાજ સોલંકીએ ગ્રહરિપુના પૌત્ર રા'દયાસ કે મહિપાળ (ઈ. સ. ૧૦૦૩–૧૦૧૦) ના સમયમાં ઉપરકોટને ઘેરો પણ ઘાલેલો. એ પછી ઈ. સ. ૧૧૧૫ માં સિદ્ધરાજ જયસિંહે, ઈ. સ. ૧૩૫૦ માં દિલ્હીના સુલ્તાન મહમદ તઘલખે, ઇ. સ. ૧૩૯૪ માં ગૂજરાતના સુલ્તાન પહેલા મુજફ્ફરશાહે, ઈ. સ. ૧૪૧૪ માં ગૂજરાતના

સુલ્તાન અહમદશાહે, ઈ. સ. ૧૪૭૨ માં મહમદ બેગડાએ, ઈ. સ. ૧૫૯૧–૯૨ માં અકબરના સેનાપતિ નવરંગખાને અને છેવટે ઈ. સ. ૧૭૬૨ માં જૂનાગઢ ઉપર રાજ કરનાર હાલના બાબી વંશના નવાબ પહેલા મહોબતખાનજીને બંડખોર આરબોથી મુક્તિ અપાવનાર દિવાન અમરજીએ: એમ એ દરેકે ઉપરકોટના કિલ્લાને ઘેરો ઘાલેલો.

આ પુરાણપ્રસિદ્ધ અને ઐતિહાસિક સ્મારકોથી ભરપૂર કિલ્લાનો એકંદર ઘેરાવો ૭૬૫૦ પાદ જેટલો છે અને તેને ફરતી જે દિવાલ છે તેનો ઉદય ૭૦ પાદ જેટલો છે. મિરાતે અહમદી પ્રમાણે ત્રણ, પણ હાલમાં તેને દરવાજા ૧૨ છે અને તેનાં શિરોગ્રહોની સંખ્યા ૮૪ છે. તે એક ઉંચા મજબૂત ખડક ઉપર બાંધેલો છે અને તેની આસપાસ ફરતી ખાઈ એટલી ઊંડી છે કે તે ઓળંગીને તેની દિવાલ ઉપર ચઢવું ઘણુંજ મુશ્કેલ છે. એમ પણ કહેવાય છે કે એ કિલ્લાથી ગિરનાર સૂધી ભોંયરા જેવો એક ગુપ્ત માર્ગ છે.

જળાશયો બાંધવા માટે અહીં ખોદાણકામ કરાવતાં કેટલાક કોઠાઓ મળી આવેલા, તે ઉપરથી અંદર બીજો કિલ્લો હશે એવું અનુમાન થાય છે. સિવાય ધાન્યાદિનો સંચય કરવાના કુવાના જેટલા ઊંડા અને તળીયેથી એકબીજામાં જઈ આવી શકાય એવા કોઠાઓ નીકળેલા છે. મહારાજા અશોકની તેરમી આજ્ઞા જેના ઉપર કોતરાઇ છે તે શિલા, પ્રાચીન મૂર્તિઓ, કારીગરીવાળાં ધાતુનાં વાસણો પણ મળી આવેલાં છે. પત્થર ઉપર ક્ષત્રપ અથવા ગુપ્ત વંશના સમયની લિપિમાં કોતરાયલા આંકડા છે, તે કદાચ ધાન્ય કેટલું સંચિત કર્યું છે તે દર્શાવનારા હશે. પાસે કડાનાળ અથવા ચૂડાનાળ નામની તોપ છે. તે તેર પાદ લાંબી અને તેના કાનનો વ્યાસ ૧૪ તસુનો છે. તેના ઉપર આરબી ભાષામાં 'અલીબીન હંઝા' એવા શબ્દો કોતર્યા છે. ઉગમણી બાજુ ધક્કાબારી છે, તેમાંથી રાજદ્રોહી માણુસોને ધક્કાબારી નીચે આવેલી ખાઇમાં ફેંકી દેવામાં આવતા.

કિલ્લાની અંદર 'નીલમ' અને 'માણેક' નામની બે ગંજાવર તોપો છે. મિરાંતે સિકંદરીમાં લખ્યા પ્રમાણે આ 'નીલમ' વગેરે રાક્ષસી કદની ૧૦૨ તોપો રૂમીખાન નામના એક તુર્ક મારફત ગૂજરાતના સુલ્તાન બહાદુરશાહને મળેલી. આ તોપોની મોટી કિમ્મત આપવી પડી હતી અને તે મિસરમાં બનાવવામાં આવી હતી. મહમદ બિન હુંઝા તેનો બનાવનાર હતો. આ તોપની લંબાઇ ૧૭ પાદ, ઘેરાવો ૭½ પાદ અને કાનનો વ્યાસ ૯½ તસુનો છે.

નોઘણકુવો ૧૭૧ પાદ ઊંડો છે અને ભૂગર્ભનાં પડ પછી પડ વિંધતાં જતાં, ભોંયરાના જેવા ચક્રાકાર માર્ગે તે કુવાના તળમાં પાણી સુધી જઈ શકાય છે. આ કુવો સોરઠ ઉપર મુસલમાની રાજ થયું તે પહેલાં ચૂડાસમા વંશના રાજા નવઘન (નોઘણ) પહેલા (૧૦૨૦–૧૦૪૪) એ બંધાવેલ છે. એ કુવાના બાંધકામ વિષે નીચેની કડી જાણવા જેવી છે:

"અડીચડી વાવ ને નોઘણ કુવો
જે નવ જુવે તે જીવતો મુવો."

સિવાય કિલ્લામાં એક જીર્ણ થઇ ગયેલી મસ્જીદ છે, તે જૂનાગઢના છેલ્લા હિંદુ રાજા નરસિંહદમન રા' મંડલિક હરાવીને ઇ. સ. ૧૭૪૩ માં ગૂજરાતના સુલ્તાન મહમુદ બેગડાએ બંધાવી છે. કર્નલ ટોડના કહેવા પ્રમાણે તે એક હિંદુ મંદિરમાંથી ઉપજાવી કાઢી છે.

મસ્જીદની પાછળના ભાગમાં ભોંયરાં છે, તે મૂળમાં બૌદ્ધ વિહારો હોય એમ લાગે છે. આ ગુફાઓને બે મજલા છે; પાસે અડીચડીની જૂની વાવ છે. પહેલાં બન્ને વાવો જૂદી હતી, પણ હાલ એકજ વાવને એ નામથી ઓળખવામાં આવે છે.

ગિરનાર ઉપર આવેલો કોટ દરિયાની સપાટીથી ૨૭૦૦ પાદ ઉંચો છે. આ કોટમાં અસલના વારામાં ચૂડાસમા વંશના રાજાઓને રહેવાના મહેલો હતા. તે પહેલાં પણ ચંદ્રગુપ્ત વગેરેના સમયમાં અને

પૂર્વે પણ લશ્કરી બંદોબસ્ત નિમિત્તે કિલ્લેબંધી પણ હોવીજ જોઇએ. આ કોટને ‘દેવકોટ’ ના નામથી પણ ઓળખવામાં આવે છે. ‘દેવકોટ’ શબ્દ ‘દિવ્યકૂટ’ નો અપભ્રંશ પણ હોઇ શકે. હાલમાં તો આ કોટમાં જૈન દહેરાંઓજ દૃષ્ટિગોગર થાય છે.

ડાબી બાજુએ કિલ્લાની દિવાલ ઉપર એક કાળા પત્થરની શિલામાં કોતરાયેલો સંવત્ ૧૫૨૩ ની સાલનો લેખ છે, તેમાં ‘શાન’ નામના એક વેપારી ઉપરાંત ચૂડાસમા વંશના નવ રાજાઓનાં નામ પણ જોવામાં આવે છે.[1] કુમારપાળનું મંદિર, અણહિલવાડ પાટણના રાજા વીરધવળના મંત્રી ખંભાતવાસી વસ્તુપાળ અને તેજપાળ નામના બે વણિક ભાઇઓએ બંધાવેલાં ત્રણ મંદિરો બીજાં બધાં મંદિરો કરતાં વધારે સુંદર છે. તેની બાજુમાં જૂનાગઢના હિંદુ રાજા રા’ ખેંગારનો મહેલ એ નામથી ઓળખાતું સંપત્તિ રાજાનું જૈન મંદિર ઉભેલું છે.

‘ગિરનાર’ શબ્દ ‘ગિરિનગર’ ઉપરથી થયેલો છે, એટલે શહેરના મૂળનામ ઉપરથી પર્વતનું નામ પડી ગયું હોય એમ લાગે છે. એ સિવાય એ પર્વત ગિરિનારાયણ, ઉજ્જયંત, અને અવંતિ-ગિરિનાં નામોથી ઓળખાય છે. આ નામો ઐતિહાસિક છે.

ગિરનારના સૌંદર્યથી મુગ્ધ થઈ ગૂજરાતના (?) સુપ્રસિદ્ધ મહાકવિ માઘે રૈવતાચળ વિષે ખાસ વર્ણન કર્યું છે; તેની કેટલીક પંક્તિઓ આ નીચે આપી છે :

**निःश्वासधूमं सह रत्नभाभिर्भित्वोत्थितं भूमिमिवोरगाणाम् ।**
**नीलोत्पलस्यूत विचित्रधातु मसौ गिरिं रैवतकं ददर्श ॥१॥**

---

૧. જુનાગઢનમાં ઘણા લાંબા કાળ સુધી-લગભગ સં. ૯૦૦ થી ૧૫૨૮ સુધી ઓછામાં ઓછાં છસો વરસ સુધી ચૂડાસમા નામનો એક રાજવંશ રાજ્ય કરતો હતો. જુનાગઢ ઉપર રાજ્ય કરનારો તેજ છેલ્લો હિંદુ રાજ-વંશ હતો. આ વંશનો ઇતિહાસ તૈયાર કરનાર રા. દત્તાત્રેય બાલકૃષ્ણ

गुर्वीर अजं दृष्टद्ः समन्तादुपर्युपर्यम्बुमुचां वितानैः ।
विलम्ब्यमानं दिवसस्य भर्तुर्मार्गं पुना रोद्धुमिवोन्नमद्भिः
॥ २ ॥

क्रान्तं दृषा काञ्चनवप्रभाजा नवप्रभाजालभृतामणीनाम् ।
श्रितं शिलाश्यामलताभिरामं लताभिरामन्त्रितषट्पदाभिः
॥ ३ ॥

---

ડિસકલકરે શોધખોળ પછી નીચે પ્રમાણે ચૂડાસમા રાજવંશની વંશાવળી તૈયાર કરી છેઃ

## ચૂડાસમા રાજાઓની વંશાવલી.



सहस्रसंख्यै र्गगनं शिरोभिः पादैर्भुवं व्याप्य वितिष्ठमानम्।
विलोचनस्थान गतोष्णरश्मि निशाकरं साधु हिरण्यगर्भम्
॥ ४ ॥

क्वचिज्जलापाय विपाण्डुराणि धौतोत्तरीय प्रतिमच्छवीनि।
अभ्राणि बिभ्राणमुमाङ्गसङ्ग विभक्त भस्मानमिव स्मरामि
॥ ५ ॥

ઉપલી હકીકત સયાજી બાળજ્ઞાનમાળાના 'ગિરનાર–જુનાગઢ' નામના મણકામાંથી લીધી છે.



# ચાંપાનેર-પાવાગઢ.

પાવાગઢનો ડુંગર જમીનથી ૨૫૦૦ હાથ જેટલો ઉંચો છે. લાખો વર્ષ પહેલાં આ ડુંગર રાજપીપળાના ડુંગરો સુધી લંબાતો પડયો હતો. ત્યારપછી કંઇક વર્ષો વીતી ગયાં તેવામાં ધરતીકંપના કે જ્વાળામુખીના ઉત્પાતથી તેની આસપાસ દરિયાનાં પાણી ફરી વળ્યાં. અનેક વર્ષે આ પાણી પાછાં ઓસરી ગયાં, ત્યારે મૂળના વિસ્તારવાળા પર્વતોની હારમાંથી માત્ર હાલના પાવાગઢ જેટલો ભાગ સાબુત રહી ગયો અને બાકીનો ભાગ કાંતો બેસી ગયો કે ધસાઇ ગયો.

પાવાગઢ નામ શી રીતે પડયું તે ચોક્કસ નથી. કોઇ કહે છે કે તે જૂના કાળમાં પાવકગઢ કહેવાતો; અને કોઇ કહે છે કે તે પવનગઢ કહેવાતો. જૂના લેખોમાં 'પાવકગઢ' (અગ્નિનો કિલ્લો) એ નામ ઘણી વખત વપરાયેલું જણાય છે.

હાલ તો આ પર્વત માત્ર જાત્રાના સ્થળ તરીકેજ પ્રખ્યાત છે; પરંતુ એક સમયે તેના ઉપર અનેક મહેલો અને બગીચાઓ હતા.

પર્વતની તળેટીમાં આવેલા ચાંપાનેર ગામને પાવાગઢથી છુટું પાડી શકાય તેમ નથી.

વડોદરાથી પૂર્વે ૨૫ માઇલ દૂર આવેલ ચાંપાનેર ઘણી જૂની જગ્યા છે. એમ કહેવાય છે કે વનરાજના સમયમાં ચાંપાએ તેની સ્થાપના કરી હતી. (સં. ૭૭૫) મુસ્લીમોએ તે જીત્યું ત્યાં સુધી ત્યાંના રાજાઓ અણહીલપટ્ટણના ખંડિયા તરીકે રાજ કરતા હતા.

ચાંપાનેરનો ઇતિહાસ તેજ પાવાગઢનો ઇતિહાસ છે. વનરાજના ચાંપા નામના પ્રધાને આ શહેર વસાવી પોતાના નામ ઉપરથી તેનું નામ ચાંપાનેર પાડયાનું કહેવાય છે. વનરાજે પોતાના રાજકાળમાં ઘણે ઠેકાણે કિલ્લેબંધી કરાવી હતી.

આ પછી ઘણાં વર્ષો સુધી ચાંપાનેર કે પાવાગઢનો કશો ઉલ્લેખ દેખાતો નથી. પૃથુરાજ રાસામાં પહેલા ભીમદેવ સોલંકીના વર્ણનમાં રામગૌર તુંવારને 'પાવાપતિ' તરીકે ઓળખાવ્યો છે. આ તુંવાર વંશના રાજપૂત રાજાઓ અણહીલપુર પાટણના સોલંકી અને વાઘેલા રાજાઓનું ઉપરિપણું સ્વીકારતા હતા, અને પાવાગઢ ગૂજરાતના રાજ્યનો મજબૂત કિલ્લો ગણાતો હતો.

તે પછી રણથંભોરના સીસોદીઆઓના આશ્રયે રહેતા ચહુઆણ રાજપૂતોએ મુસલમાનોએ તરતના જીતેલા ગૂજરાતમાં ચાલતી અવ્યવસ્થાનો લાભ લઇ ખાલી પડેલા અને ભીલોના કબજામાં આવેલા પાવાગઢનો આશ્રય લઈ ચાંપાનેરમાં પોતાનું રાજ્ય સ્થાપી દીધું. ખીચી હમીરનો એક વંશજ પાલનદેવ કેટલાક રાજપૂતો સાથે ગૂજરાતમાં આવ્યો અને પાવાગઢના જંગલોવાળા ભાગને સ્વાધીન કરી ત્યાં રાજ્ય સ્થાપ્યું.

આ પ્રમાણે ચાંપાનેર લાંબા કાળ સુધી હિંદુ રાજાઓને હસ્તક રહેલું જણાય છે. ઇ. સ. ૧૨૯૭ ની અથવા ૧૩૦૦ ની સાલમાં ગૂજરાતનું હિંદુ રાજ્ય મુસલમાનોને હસ્તક ગયું, છતાં પાવાગઢ ઉપર ત્યાર પછી પણ ૧૮૪ વર્ષ સુધી રાજપૂતોની ધ્વજા ફરકતી રહી હતી.

હાલનું જે ચાંપાનેર છે તે ભાગમાં પહેલાં શહેર ન હતું. રાજપૂત ચાંપાનેર પાવાગઢના ઉત્તર ભાગની તળાટીમાં તરતજ પર્વતને અડકીને આવેલું હતું. હાલ રાજપૂત ચાંપાનેરનો ભાગ તદ્દન ઉજ્જડ થઇ ગયો છે, અને રાજપૂતોની મહત્તાનું દર્શન માત્ર પડી ગયેલા મહેલો, કુવાતળાવના બાંધેલા કાંઠાઓની ભાંગી તૂટી હાલત, તથા કોટ, બુરજ વગેરેના અવશેષો ઉપરથી થાય છે.

ચાંપાનેર ગામને ફરતો સુંદર કિલ્લો છે. કિલ્લો મજબુત છે અને 'હાલોલનો દરવાજો' કહેવાતો મજબુત દરવાજો જેમાંથી

ચાંપાનેર શહેરમાં પેસી શકાય છે, તેની રચના પણ યુદ્ધપ્રિય સમયને અનુકૂળ છે. પ્રથમ મોટો દરવાજો છે. એની આસપાસની ભીંત કિલ્લાનો કાટખૂણો બનાવી રહી છે. વચમાં થોડીક ખુલ્લી જગા છે, તે પછી પાછો સુંદર દેવડીઓવાળો દરવાજો છે, અને દરવાજાને અડકીને પાછલા ભાગમાં દરવાનોને રહેવાની પથરની ઓરડીઓ છે. જ્યાં જ્યાં મજબૂત કિલ્લાઓ હોય છે, ત્યાં ત્યાં દરવાજાની યોજના આ રીતેજ થયેલી જોવામાં આવે છે. ડભોઇની હીરાભાગોળનો એનમૂન કારીગરીવાળો, પરંતુ સંભાળ ન લેવાવાથી જીર્ણ થઈ ગયેલો દરવાજો આવા જ ઘાટનો છે.

દરવાજા ઉપર ફારસી લેખ છે, તેમાં મહમદશાહ બેગડાના પુત્ર મુઝફ્ફરશાહનું નામ જોવામાં આવે છે.

કોટની અંદર સ્થળે સ્થળે ખંડેરો વેરાયેલાં નજરે પડે છે. કોટ હજી લગભગ આખો ઉભો છે. આ કોટ ઉંચો, મજબૂત, સુંદર બાંધણીવાળો, બુરજોથી ભરપૂર, સમચતુષ્કોણ આકૃતિમાં ચાંપાનેરને ચારે બાજુએથી વીંટી લેતો પડયો છે. પરંતુ કોટની બહાર પ્રાચીન સમયમાં શહેર લંબાયું ન હોય એમ માની શકાતું નથી.

કિલ્લાના પૂર્વ ભાગમાં જંગલ આવેલું છે. તે જંગલમાં 'શિકારી કોટ' આવેલો છે. તેની નીચી દિવાલો સેંકડો ખંડેરોને વીંટી લઇ ઉભેલી નજરે પડે છે. 'શિકારી કોટ' ચાંપાનેરના કિલ્લાની માફક આખો રહ્યો નથી. તે ઘણી જગાએથી તૂટેલો માલમ પડે છે.

પશ્ચિમ દરવાજાની કમાનથી ચાંપાનેરના બહાર કોટની દિવાલ દક્ષિણે સાડી ત્રણસો વાર સીધી ચાલી ત્યાંથી વળી કાટખૂણો પાડી પશ્ચિમ તરફ જાય છે; અને એક ઝરાનાં ઉંડાં મૂળ આગળથી વધી ડુંગરના જે શિખર ઉપર 'ગુલનબદન' દરવાજો છે ત્યાં સુધી તે પહોંચે છે.

ઉત્તર તરફ પણ આ દિવાલ લંબાય છે. પાવાગઢના મુખ્ય વચલા

ડુંગરની જોડેજ તેનાજ એક ભાગ રૂપ સહજ છૂટી અને નીચી ટેકરીઓ આવે છે. એ ટેકરીઓ ઉપર પતાઇ રાવળના સાળાનો મહેલ આવેલો છે. તે ટેકરીની ટોચ સુધી આ ઉત્તર તરફની દિવાલ ચાલે છે; ટોચથી તે પાછી વળી નૈઋત્ય ખુણા ભણી ઉતરે છે, અને ત્યાંથી પૂર્વ દિશા તરફ ચાલી જાય છે.

ચાંપાનેર તરફના રસ્તાની છેક પાસે અને સમાંતરે જતી આ દિવાલ થોડે સુધી ઇટચૂનાની છે, અને એ જૂની દિવાલ પૂરી થતાં તેને જોડાઇને પત્થરની મજબૂત દિવાલ શરૂ થાય છે. અરધા ગાઉ સુધી પહોંચતાં બીજી જૂની દિવાલ તેને મળે છે; ને તે દક્ષિણે પાવાગઢ તરફ લંબાઈ એક નાળું ઓળંગી પર્વત ઉપર ઉંચે સુધી જાય છે, અને પાવાગઢની કિલ્લેબંદીના પ્રથમ આવતા ' અટક ' નામના દરવાજાને મળી જાય છે. આ દિવાલો મૂળ રાજપૂત રાજાઓના સમયમાં બંધાયેલી જણાય છે.

## પાવાગઢની કિલ્લેબંદી.

પાવાગઢ ઘણું પ્રાચીન ગણાય છે. વિશ્વામિત્ર ઋષિનું એ નિવાસસ્થાન મનાય છે. પાવાગઢમાંથી નીકળતી વિશ્વામિત્રી નદીના નામ સાથે વિશ્વામિત્રનો કાંઈક સંબંધ હશે એવું અનુમાન થાય છે.

પાવાગઢ ઉપર ચઢતાં પા ગાઉની પણ અંદર પાવાગઢની મજબૂત અને ધ્યાન ખેંચે એવી કિલ્લેબંદીનો પ્રથમ કોટ આવે છે. આને નીચલો કોટ કહેવામાં આવે છે. તેની દિવાલ મોટા મોટા પથરોની બાંધેલી છે, અને ઠેકાણે ઠેકાણે તેના ઉપર મજબૂત બુરજો બાંધેલા હોવાથી તેની મજબૂતીનો સારો ખ્યાલ આપણને મળે છે. આ કોટમાંથી આગળ પર્વત ઉપર ચઢવા માટે દરવાજામાં પ્રવેશ કરવો પડે છે. એ દરવાજાને ' અટક ' દરવાજો કહે છે. ચાંપાનેરના દરવાજાનાં કરેલા વર્ણન પ્રમાણે આ અટક દરવાજો પણ બેવડો છે; પરંતુ તેનો આગલો દરવાજો પડી ગયેલી હાલતમાં છે.

ત્યાંથી પા ગાઉ બીજા કોટની દિવાલો નજરે પડે છે. તે કોટની અંદર થઇને આગળ જવું હોય તો કોટના મોટા દરવાજાને નામે ઓળખતા ચાર દરવાજાના સમૂહમાંથી પસાર થવું પડે છે. દરવાજાઓની બાંધણી એવા પ્રકારની છે કે ઉપરના દરવાજાથી નીચેનો દરવાજો બરાબર દેખાય અને તેનું રક્ષણ કરી શકાય. આમાંનો સહુથી નીચેનો દરવાજો ‘ બુઢિયા ’ દરવાજાને નામે ઓળખાય છે. આ દરવાજો પાવાગઢના પતન વિષેની લોકકથામાં ઘણો જાણીતો છે.

આ દરવાજાની દિવાલોનાં રાક્ષસી કદ ખાસ ધ્યાન ખેંચે છે.

ચાર દરવાજામાં સહુથી ઉંચો ‘ ભાલાપૂલ ’ દરવાજો છે, અને તે ‘ બુઢિયા ’ થી ૧૫૦ હાથ ઉંચે આવેલો છે. ચારે દરવાજા મજબૂત દિવાલોથી જોડાયેલા છે. આ દિવાલ પર્વતના કેટલાક કઠણ ચઢાવવાળા ભાગને ઘેરતી ઉપર ચાલી આવે છે, અને કિલ્લેબંદીના ઉપલા ત્રીજા ભાગને મળી જાય છે.

‘ ભાલાપૂલ ’ દરવાજા ઉપરના જમણે હાથે બાંધેલા બુરજ ઉપરથી નીચેનો ભાગ બરાબર દેખાય છે.

ઇ. સ. ૧૭૬૧ ની સાલમાં પાવાગઢ સિંધિયાના હાથમાં આવ્યો. ઇ. સ. ૧૮૦૩ ની સાલમાં તેની અને અંગ્રેજ સરકારની વચ્ચે લઢાઈ જાગતાં અંગ્રેજી લશ્કર પાવાગઢ ઉપર ચઢી આવ્યું હતું, અને અટકનો દરવાજો ઓળંગી બુઢિયા અને ભાલાપૂલ દરવાજા ઉપર મારો ચલાવ્યો હતો, અને બંનેની ભીંતિમાં ગાબડાં પાડયાં હતાં.

ભાલાપૂલ દરવાજા ઉપર પથરની ઘણી ભારે બે તોપ પડેલી હજી જોવામાં આવે છે. પાવાગઢના રક્ષણમાં કોઇક સમયે આ તોપોએ ફાળો આપ્યો હતો.

કિલ્લેબંદીની ત્રીજી હારમાં પ્રવેશ કરવા માટે સદનશાહના દરવાજામાંથી પસાર થવું પડે છે. આ દરવાજો પણ બેવડો છે. બન્ને

દરવાજા વચ્ચેનો રસ્તો વાંકોચૂંકો અને પથરોમાંથી કાપી કાઢેલો છે. આ દરવાજાના બાંધકામમાં હિંદુ શિલ્પકળા ચોખ્ખી નજરે પડે છે.

કિલ્લેબંદીની આવી રીતે પરસ્પર જોડાયેલી ત્રણ શ્રેણીઓ અત્યંત ગંજાવર અને એકબીજાની ઉપર ઉંચાં આવતાં જતાં શિખરોની ઉપર બાંધવામાં આવી છે. અટકનો દરવાજો પર્વતના સહુથી નીચા શિખર ઉપર આવ્યો છે. થોડીક સપાટ જગા મૂકી ઉંચે ચઢતાં બુઢિયા દરવાજાવાળી કોટની બીજી હાર આવે છે. જે શિખર ઉપર આ શ્રેણી બાંધવામાં આવી છે તે શિખરની ઉંચાઇનો ખ્યાલ બુઢિયા અને ભાલાપૂલ દરવાજા વચ્ચેની ઉંચાઇ ૧૫૦ હાથ મપાય છે તે ઉપરથી આવશે. એજ પ્રમાણે સદનશાહના દરવાજાનું બંધારણ છે. આ પ્રમાણે કિલ્લો બાંધવામાં ત્રણ મોટાં અને ઉંચાં શિખરો મજબૂતીથી બાંધી લીધેલાં છે. પ્રાચીનકાળની લશ્કરી કળાની દૃષ્ટિએ પર્વત ઉપર બાંધેલા કોટ કિલ્લાઓનો અભ્યાસ કરવાથી તેમની બાંધણીમાં વપરાયેલું ચાતુર્ય ધ્યાનમાં આવે છે.*

પાવાગઢનો કિલ્લો અહિંથીજ પૂરો થતો નથી. છેક ટોચ સુધી દિવાલોથી, બુરજોથી અને દરવાજાથી તેને રક્ષવામાં આવ્યો છે. ઊંડી ખો અને અત્યંત ઉંચા તથા ન ચઢાય એવાં શિખરો ઉપર દિવાલને દોડતી જોઇ આપણને પ્રાચીન શિલ્પીઓ માટે માન ઉત્પન્ન થાય છે.

થોડેક ઉંચે ચઢતાં 'પાટીયાપૂલ' નો દરવાજો આવે છે. પણ તેમાં પ્રવેશ કરતાં પહેલાં ઊંડી ખાઈ ઓળંગવી પડે છે. એ ખાઈ પહેલાં કિલ્લાના બચાવનું સાધન ગણાતું. આ ખાઇ ઉપર ખસેડી

* ગૂજરાતમાં આવીજ રીતની કિલ્લેબંદીવાળો ગિરનારનો દુર્ગ છે. રાજપૂતાનામાં ભરતપુર અને ચિતોડગઢ પણ કિલ્લેબંદી માટે જાણીતાં સ્થાન છે. દક્ષિણમાં પૂના તરફ આવેલા લોહગઢ, સિંહગઢ તથા રાયગઢ નામના ડુંગરી કિલ્લાઓ શિવાજીનું સ્મરણ કરાવે છે. મધ્યકાલનાં યુદ્ધ-ચાતુર્યમાં પર્વત ઉપરના દુર્ગોએ બહુ મહત્ત્વનો ભાગ ભજવેલો છે.

લેવામાં એવો પાટિયાનો પૂલ છેક આજ સુધી હતો, અને તેના ઉપ-રથીજ એ દરવાજાનું નામ પડયું છે. બેએક વર્ષથી પાટિયાના પૂલને સ્થાને પથરનો પૂલ બાંધવામાં આવ્યો છે. ખાઇમાં પર્વતના મોટા મોટા પથરા ધસડાઈ પડવાથી તેનું ઊંડાણ ઘણું ઓછું થઈ ગયું છે.

આગળ ચાલતાં 'તારા' દરવાજો આવે છે. વચ્ચે વચ્ચે લાંબે સુધી પગથિયાં કોરેલાં આવે છે. પગથિયાં ભાગ્યાંતૂટયાં અને અનિયમિત રીતે કાપી કાઢેલાં છે.

તે પછી 'સૂરજ દરવાજો' અને 'ટંકોરખાનાનો દરવાજો' આવે છે.

ટંકોરખાનાના દરવાજામાં પ્રવેશ કરતાં પાવાગઢની સર્વથી ઉંચી શ્રૃંગસપાટી ઉપર આવી પહોંચીએ છીએ. બાજુએથી ખુલ્લું આ મેદાન ઉત્તર દક્ષિણ અરધો ગાઉ લાંબુ અને પૂર્વ પશ્ચિમ પા ગાઉ પહોળું છે. આ આખા મેદાનની આજુબાજુએ થોડો થોડો કિલ્લો રહેલો છે. ટંકોરખાનાંના દરવાજાની બન્ને બાજુએ પંદર પંદર હાથ ઉંચી દિવાલો છે; તે પડતી પડતી પણ પોતાની મજબૂતી દર્શાવતી ઉભી છે.

મહમદ બેગડાએ આ મેદાન ઉપર પોતાનો કિલ્લો બંધાવી તેને 'મૌલીઆ' નામ આપ્યું હતું. ચારે બાજુએથી ઘણાજ ઉંચા ટેકરાઓ ઉપર રહેલું આ શિખર ઘણું દુર્ગમ છે, અને તેમાં આવવાનો આખો રસ્તો કોટથી અને દરવાજાઓથી રક્ષાયલો હોવાથી તેની દુર્ગમતા ઘણી વધી ગઇ છે.



# આશાપલ્લી–કર્ણાવતી–અમદાવાદ

હાલનું અમદાવાદ જૂના આશાપલ્લી અને કર્ણાવતીના સ્થાનકે આવેલું છે. આશાપલ્લી તે હાલ અમદાવાદની પાસે આશાવલ નામનું ગામડું છે.[1] કરણ રાજાના સમયમાં (૧૦૬૪ થી ૧૦૯૪ ઇ. સ.) તે ભીલ કોમનું મુખ્ય મથક હતું, અને કરણ રાજાએ તે જીતી લીધું હતું. તે જીત્યા પછી અને કોચરબ નામની સ્થાનિક દેવીના આશીર્વાદથી કરણ રાજાએ જયન્તી દેવી અને કરણેશ્વર મહાદેવનાં મંદિરો સાથે તેનું એક મંદિર બંધાવ્યું. ત્યાં પાડોશમાં તેણે એક નવું શહેર સ્થાપ્યું અને તેનું નામ કર્ણાવતી પાડયું. એ શહેર કદાચ હાલના અમદાવાદમાં ભળી ગયું હશે.

કર્ણાવતી થોડા વખતમાં જૈન ધર્મનું કેન્દ્ર બન્યું. ત્યાં અરિષ્ટનેમીનું મંદિર બાંધવામાં આવ્યું. વિખ્યાત જૈન ગુરૂ દેવસૂરિએ અહીં રહી ઉપદેશ કર્યો હતો. હેમચંદ્રને વિદ્યાભ્યાસ કરાવવા દેવચંદાચાર્યને કર્ણાવતી આવવું પડયું હતું.

જૈનોનું રાજનગર કર્ણાવતી અગર હાલનું અમદાવાદ છે એમ કહેવાય છે. આમ થવું સંભવિત છે, કારણ કે તે જૈન ધર્મનું કેન્દ્ર હોવા ઉપરાંત, થોડો સમય કર્ણ રાજાનું નિવાસસ્થાન હતું.

અહમદશાહ પહેલાં આશાવલનાં હવાપાણીથી ઘણોજ ખુશ થઇ ગયો હતો. તેથી તેણે પોતાની રાજધાની ત્યાં બદલાવી અને તેની પડોશમાં પોતાના નામથી નવું શહેર વસાવ્યું. આ પ્રમાણે હાલનું અમદાવાદ બંધાયું છે.

---

૧ વિશેષ માહિતી માટે રા. રત્નમણિરાવ ભીમરાવનો 'વસન્ત'ના માર્ગશિર સંવત્ ૧૯૮૪ ના અંકમાં 'આશાવલ અગર કર્ણાવતી' નામનો લેખ જોવો.

## અમદાવાદ શહેરની વંશાવલિ.[1]

શ્રી સંવત્ ૧૪૫૧ ના વર્ષમાં અહમદશાહ આવ્યા, તેણે શ્રી પાટણથી આવીને અમદાવાદ વસાવ્યું. પહેલી અશાયતે આશારવું હતું, તેને મારીને સંવત્ ૧૪૫૮ ના વૈશાખ શુદિ ૫ ગુરૂવારે પુષ્ય નક્ષત્રમાં દિન ઘડી ૧૧ ચડતાં પાયો નાંખવાનું મુહૂર્ત કર્યું છે.

સાથે એક લાખ સ્વાર, દોઢ લાખ પાયદળ, ૮૦૦ હાથી, ૩૨,૦૦૦ ઉંટ, ૬૦૦ તોપ, ૧૬,૦૦૦ પોઠીઆ, તથા ૧૬૦૦ ગાડાં—એટલો સામાન પાટણથી લાવ્યા હતા.

અમદાવાદ વસાવવામાં પાંચ કરોડ નાણું ખરચાયું છે.

તે સાથે ૪ હેમદ, ૧૨ બાવા, ૭,૦૦૦ સૈયદ આવ્યા હતા.

તેણે ૧૨ મોટા હજીરા કરાવ્યા અને મોટી ૩૬ મસ્જીદ કરાવી, તેના ઉંચા પથરબંધ મિનારા ૪૫ હતા, પથરબંધ ૭૦૦ મસીદ, ૧૩,૦૦૦ ફકીર, ૭૦૦ ફકીરના તકીયા, ૧૪,૦૦૦ જતી, ૫૦૦ અપાસરા, ૧૫૦ પથરબંધ, ૪૫ હાથ ઉંચાં દહેરાં, ૬,૦૦૦ ગોસાંઈ, ૨,૦૦૦ ગોસાંઈના મઠ, ૧૦૦ સીપાતના મઠ, ૧૦૦ કાનફટા જોગીના મઠ હતા.

તેમાં ૬૨,૦૦૦ શ્રાવકનાં ઘર, ૩૬ ક્રોટીધજ, ૫૨ લખપતિ, ૧૫૫૨ શાહુકારની પોળો, ૧૬૨ વાડીઓ, ૧૨,૦૦૦ હુંડીવાળા વહેવારીઆ, ૭૦૦ હાથીવાળાનાં ઘર, ૪૦,૦૦૦ પઠાણ કસબો, ૧ લાખ મુગલ, રોહીલા અને આરબ થઇને, ૪૦,૦૦૦ પૂરવીઆ, ૨૧,૦૦૦ રજપૂતનાં ઘર, ધારાળા; ૩૭,૦૦૦ સિપાઇ ગુજરાતી, ૧૨,૦૦૦ સીંધી; એકંદર અઢી લાખ સિપાઈ હતા.

---

૧ આ હકીકત ઐતિહાસિક દ્રષ્ટિએ કસોટી કરી નક્કી કરવા જેવી છે; કારણ કે તે બારોટના જૂના ચોપડામાં જેમ તેમ લખાયેલી મળી આવી છે.

એક લાખ ઘોડું, દોઢ લાખ પાયદળ, ૬ કરોડ ૮૦ લાખ રૂપિયાની ઉપજ, ૧૧ ગૂજરાતનાં બેસણાં, ૩૫૬ પરગણાં, ૭૦૦ ફરતી ગૂજરાતની અને ૭૦૦ જોજન ગૂજરાતની ફરતી ભોં–તેમાં ૩ લાખ ૯૨ હજાર ૨૨૨ ગામ છે.

## વસતીની હકીકત.

તેમાં ૯ લાખ તો ઘર છે,—૨,૦૦૦ ઘર સૈયદનાં, ૭,૦૦૦ મુગલની હવેલી, ૨૦,૦૦૦ પઠાણનાં ઘર, ૨૧ હજાર સિપાઇઓનાં ઘર, ૧૩,૦૦૦ તાઇનાં–વણકરનાં ઘર, ૬,૦૦૦ વોહરાનાં ઘર, ૧૪,૦૦૦ પીંજારાનાં ઘર, ૧૫ હજાર પરચુરણ મુસલમાનનાં ઘર–એકંદર ૧ લાખ ને ૧૮ હજાર મુસલમાનનાં ઘર હતાં.

૭૦,૦૦૦ ઘર બ્રાહ્મણનાં, ૨૧,૦૦૦ ક્ષત્રી રજપૂતનાં ઘર, ૭,૦૦૦ કાઅતનાં ઘર, ૧૮,૦૦૦ ખત્રી વણકરનાં ઘર, ૬,૦૦૦ ભાટનાં ઘર, ૨,૦૦૦ ગંધરપોનાં ઘર, ૨,૦૦૦ ભરડાનાં ઘર, ૪,૦૦૦ ચારણનાં ઘર, ૨,૦૦૦ રબારીનાં ઘર, ૬,૦૦૦ ભરવાડનાં ઘર, ૪,૦૦૦ વણજારાનાં ઘર, ૨,૦૦૦ જાટનાં ઘર, ૩,૦૦૦ ખમારનાં ઘર, ૮૦,૦૦૦ ખત્રી, ૮૧,૦૦૦ વાણીઆનાં ઘર, ૧,૦૦૦ શાળવીનાં ઘર, ૭૦,૦૦૦ કણબીનાં ઘર, એમ ચાર વર્ણનાં ૩,૨૦,૦૦૦ ઘર હતાં.

નવ નારૂ, ૬,૦૦૦ કંદોઈનાં ઘર, ૮,૦૦૦ કુંભારનાં ઘર, ૧૪,૦૦૦ કાછીયાનાં ઘર, ૬,૦૦૦ ગાંમીનાં ઘર, ૭,૦૦૦ સુતારનાં ઘર, ૬,૦૦૦ સોનીનાં ઘર, ૫,૦૦૦ કંસારાનાં ઘર, ૩,૦૦૦ બંધારાનાં ઘર, ૮,૦૦૦ માફીનાં ઘર,–એકંદર ૮૪,૦૦૦ નારૂ, પાંચ કારૂ તથા ૨,૦૦૦ ગાંમીનાં ઘર હતાં. ૪,૦૦૦ મોચીનાં ઘર, ૬,૦૦૦ લુવારનાં ઘર, અઢી હજાર છીપાનાં ઘર, ૭,૦૦૦ દરજીનાં ઘર, ૨,૦૦૦ ડબગરનાં ઘર, ૬,૦૦૦ ઓડનાં ઘર, ૬,૦૦૦ ઢાઢીનાં ઘર, ૬,૦૦૦ વાળંદનાં ઘર, ૬,૦૦૦ ધોબીનાં ઘર, ૬,૦૦૦ શરાણીયાનાં ઘર, ૪,૦૦૦ મેનગરનાં ઘર, ૪,૦૦૦ ભોઈનાં ઘર, ૬,૦૦૦ ગોલાનાં

ઘર, ૫,૦૦૦ રાવલીઆનાં ઘર, ૬,૦૦૦ સુનારાનાં ઘર, ૪,૦૦૦ હલવાઈ ઈંટોવાલાનાં ઘર, ૧૧,૦૦૦ કડીઆનાં તથા સલાટનાં ઘર, જમલે એક લાખ કારૂ. ૧૪,૦૦૦ ઢેડાનાં ઘર, ૩,૦૦૦ ચામડીયાનાં ઘર, ૨,૦૦૦ હલાલખોરનાં ઘર, એકંદર ૧૯,૦૦૦.

૧,૩૦,૦૦૦ દુકાનો, ૧,૧૯,૦૦૦ ગદાઈ લોકોનાં ઘર, ૧,૧૮,૦૦૦ મુસલમાનનાં ઘર,—એકંદર ૭૦,૦૦૦ જામીનનાં ઘર, ૭૦,૦૦૦ કણબીનાં ઘર, સુથારનાં; ૮૦,૦૦૦ ખતરીઓનાં ઘર, ૮૨,૦૦૦ વાણીયા વૈશ્યનાં ઘર, ૮૪,૦૦૦ નારૂનાં ઘર, ૧ લાખ કારૂનાં ઘર, ૧૯,૦૦૦ પાતરનાં ઘર, ૧,૩૦,૦૦૦ દુકાનો, ૧,૧૯,૦૦૦ ગદાઈ લોકોનાં ઘર—એકંદર ૯ લાખ ઘરની વસતી થઇ.

તેમાં પુરા ઉંમરનાં વાસાં વાદી ન પડે (?) તે ૩૬,૦૦૦ રૂપીયાની તરકારી ખપે. દરવાજા ૧૨ તથા બારીઓ ૬ મોટી અને ૪ નાની એ રીતે અહમદશાહે એકત્રીશ વર્ષ પાટણ સુધી રાજ કર્યું.

પછી સંવત્ ૧૪૮૨ ના વર્ષમાં મહમદશાહ ગાદીએ બેઠો, તેણે અહેમદાવાદ વસાવ્યું, તેણે ૨૫ વર્ષ રાજ કર્યું.

પછી સંવત્ ૧૫૦૭ માં કુતબદીન ગાદીએ બેઠો. તે દિલ્હીથી આવ્યો, તેણે ભદ્ર વસાવ્યું. સંવત્ ૧૫૦૮ ના વર્ષમાં લક્ષ્મીની મૂર્તિ પાંચ લાખ રૂપિયા ખર્ચીને ભદ્રમાં સ્થાપી. તેણે ૫૫ વર્ષ રાજ કર્યું.

તે પછી મહમુદ ગાદીએ બેઠો, તેણે જૂનાગઢ તથા પાવાગઢ લીધાં, તે ઉપરથી તેનું નામ મહમુદ બેગડો પડયું.

સંવત્ ૧૫૦૭ માં અહમદશાહ તથા મહમદશાહે ૪૯ વર્ષ રાજ કર્યું. ત્યાં સુધી કશો કર લેવાતો નહિ; કુતબદીને ખેતીનો ભાગ લીધો. રૈયતનો ભાગ એક.

સંવત્ ૧૫૬૨ માં મહમુદ બેગડાના વખતમાં અઢાર કર રૈયત ઉપર થયાઃ દાણ એક કર, હલનો ભાગ ત્રણ, ચોવીસરી ચાર, બેઠ-બેગાર પાંચ, કોટવાલ ૭, કાજીસેર સાત, મણિવારેરા આઠ, તોલાઇ

નવ, કાટલાં છાપવાનાં દશ, નજરાણું અગિઆર, પટલાઇ બાર, દેસાઇગરી તેર, કુંવર સુખડી ચૌદ, ગોડા સુખડી પંદર, ચીલાવેરો સોળ, ભરાઇ સત્તર, હાથીવેરો અઢાર.

મહમુદ બેગડાએ ૪૮ વર્ષ રાજ કર્યું.

સંવત્ ૧૬૧૦ ના ફાગણ શુદિ ૧૩ ની રાતે પહોર ગયા પછી બેરામદીને મહમુદ બેગડાને માર્યો, ઉમરાવો પાંતરીસ માર્યા, લૂંટી લીધા. જાટી શરવરખાંને મહમુદ બેગડાને માર્યો.

પછી સંવત્ ૧૬૧૦ માં મમદફરરાજ બેઠો, તેણે ૧૯ વર્ષ રાજ કર્યું.

સંવત્ ૧૬૨૯ ના વર્ષમાં આગ્રેથી અકબરશાહ ગૂજરાત આવ્યો, તેથી મદેફર અકબરશાહની બીકે કચ્છમાં ગયો.

સંવત્ ૧૬૪૯ માં જાટે મદાફરને માર્યો. અકબરે વર્ષ ૫૧ રાજ કર્યું. દિલ્હીથી સૂબા આવે તે બેસે.

સંવત્ ૧૬૬૨ ના કાર્તિક વદી ૧૪ અકબર મરણ પામ્યો. જાડો થયો ને મુવો.

સંવત્ ૧૬૮૭ માં પાદશાહ દીની (લી?) ગઆ છે, પછી દુકાળ પડયો; બે કરોડ નાણું દિલ્હીથી પાદશાહ શાહજહાને મોકલ્યું ને રૈયતને જીવાડી.

(અં. ૪૬. ૧. ૪૧)



# પ્રભાસ ( પાટણ ).

પ્રભાસ જે સોમનાથ પાટણ કે વેરાવળના નામથી સુપરિચિત છે તે માત્ર ગૂજરાતમાંજ નહિ, પણ આખા હિંદમાં ઘણું પ્રાચીન શહેર છે. તેની સ્થાપના સંબંધી કશો ઐતિહાસિક પૂરાવો મળતો નથી. તેનો સૌથી પ્રથમ ઉલ્લેખ નાશીકની ગુફાના લેખમાં કરવામાં આવેલો છે. તેમાં જણાવ્યું છે કે ક્ષત્રપ રાજા નહપાનના જમાઇ ઉશભદત્તે પ્રભાસ આગળ ૮ બ્રાહ્મણોના લગ્નનું ખર્ચ આપ્યું હતું.[1]

પણ યાત્રાના સ્થળ તરીકે ઇ. સ.ના પહેલા સૈકા કરતાં પણ વહેલાં પ્રભાસ જાણીતું હતું. કારણ કે પુરાણમાં તેનો ઉલ્લેખ કરેલો છે;[2] તે શંકા પડતો માનીએ તો પણ મહાભારતનાં ત્રણ જૂદાં જૂદાં પર્વમાં ત્રણ પ્રકરણોમાં તેનો ઉલ્લેખ કરેલો છે.[3] આ ઉપરથી માની શકાય છે કે ઇ. સ. પૂર્વે ૩૦૦ વર્ષ પહેલાં ઘણા સમય અગાઉ પ્રભાસ એક યાત્રાના સ્થળ તરીકે આખા હિંદમાં સુપ્રસિદ્ધ હતું.

---

१ प्रभासे पुण्यक्षेत्रे ब्राह्मणेभ्योऽष्टभार्याप्रदाने ।

२ कूर्मपुराण–उत्तर विभाग–३५; अग्निपुराण, અ. १०९.
रामायण–किष्किन्धाकाण्ड અ. ४३. ६.

३ (अ) समुद्रे पश्चिमे यानि तीर्थान्यायतानिच ।
तानि सर्वाणि गत्वा स प्रभासमुपजग्मिवान् ॥
(आ) सुराष्ट्रेष्वपि वक्ष्यामि पुण्यान्यायतानिच ।
... प्रभासं चोदधौ तीर्थं त्रिदशानां युधिष्ठिर ॥
तत्र पिंडारकं नाम तापसा चरितं शिवम् ।
(इ) जराऽथ तं देशमुपाजगाम लुब्धस्तदानीं मृगलीप्सुरुग्रः।
स केशवं योगयुक्तंशयानं मृगासक्तो लुब्धकःसायकेना
जराऽविध्यत् पादतले त्वरावान्— ...

ઇ. સ. પૂર્વે ૪૦૦ વર્ષ પહેલાંનો આ શહેરનો ઇતિહાસ જાણવા દંતકથાઓ અને પૌરાણિક કથાઓ ઉપર આધાર રાખવો પડે છે. પ્રભાસને અને શ્રી કૃષ્ણના જીવનને ઘણો સંબંધ છે. તે દ્વારકાંથી અર્જુનને મળવા પ્રભાસ જાય છે. (અર્જુન ત્યાં જાત્રા અર્થે આવેલો હતો.) ત્યાં તે કેટલાક દિવસ તેની સાથે ગાળે છે. વળી અહીં શ્રી કૃષ્ણના કહેવાથી કેટલાક યાદવો ભેગા થયા અને એકબીજાનાં ગળાં કાપ્યાં.[1] અને અહીંજ પારધીએ શ્રી કૃષ્ણને હરણ સમજી પ્રાણઘાતક બાણ માર્યું.

જનરલ કનીંગ્હામના કહેવા પ્રમાણે દ્વીપકલ્પના પહલવ રાજકર્તા કૃષ્ણે ઇ. ૭૨૦ માં ઈલાપુરનો કિલ્લો બાંધ્યો. તેમાં તેણે શિવલિંગની સ્થાપના કરી. આ ઉપરથી તે એવું અનુમાન કરે છે કે ઇલાપુર તે પ્રખ્યાત સોમનાથ છે, અને દ્વીપકલ્પના મુખ્ય શહેર તરીકે તે પટ્ટણ નામથી જાણીતું હતું. ઈલાપુરમાંથી ઇલાવર અને તેમાંથી વેરાવળ સહેલાઇથી થઇ શકે છે.

પરંતુ કનીંગ્હામનું અનુમાન માન્ય રાખી શકાય તેવું નથી. ઈ. સ. ૭૨૦ પહેલાં ઘણા કાળથી સોમનાથ શિવ મંદિર માટે ખાસ જાણીતું હતું. કૃષ્ણે તો મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો અને શહેરને કોટ બાંધ્યો.

પુરાણોમાં પ્રભાસ શિવમંદિર હોવાનો ઉલ્લેખ છે:

तीर्थं चर्मण्वती सिन्धुः सोमनाथः प्रभासकम् ।
अन्यच्चतीर्थप्रमुखं सिद्धवासमुदाहृतम्
प्रभासमिति विख्यातं यत्रास्ते भगवान्भवः ।

મહાભારતના વનપર્વમાં તીર્થયાત્રા વિભાગમાં બીજાં તીર્થોનાં વર્ણન સાથે સોમનાથનો માત્ર આટલોજ ઉલ્લેખ કરેલો છે.

---

१. ततः प्रभासे न्यवसन्यथोद्दिष्टं यथासुखं ।
प्रभूतभक्ष्यपेयास्ते सदारा यादवास्तदा ॥

**प्रभासं चोदधौतीर्थं त्रिषुलोकेषु विश्रुतम् युधिष्ठिर ॥**

મતલબ કે પ્રથમ સોમનાથ સમુદ્ર કિનારે આવેલા સ્થળ તરીકે (Seaside place) પવિત્ર ગણાતું હશે. આદિ અને મૌસલ પર્વનાં વર્ણનો જોતાં જણાય છે કે ઈ. સ. પૂર્વે ૩૦૦ વર્ષ પહેલાં તે પવિત્ર તીર્થ કરતાં આનંદવિનોદના સ્થળ તરીકે વધારે જાણીતું હતું.

પ્રભાસમાં શિવમંદિરની સ્થાપના થયા પછી તેની આબાદી ઝપાટાબંધ વધી ગઇ. ઇબ્ન આસીરના જણાવવા પ્રમાણે દરરોજ ત્યાં હજારો યાત્રળુઓ આવતા અને ક્ષૌર કર્મ કરવા ૩૦૦ હજામોની જરૂર પડતી. આમાં અતિશયોક્તિ નથી. કારણ, સોલંકી રાજાઓ પોતાની સરહદ ઉપર બાહુલોદ આગળ યાત્રાળુઓનો યાત્રાવેરો લેતા; તે એક વર્ષે ૭૨ લાખનો થતો હતો. ઇબ્ન આસીર કહે છે કે આ મંદિરના નિભાવ અર્થે ૧૦ હજાર ગામો મળ્યાં હતાં. આ સંખ્યા વધારે પડતી હશે, પણ ઘણાં ગામો અપાયાં હશે એ વાત ચોક્કસ છે. કારણ કે પાસેના વલ્લભી રાજાઓ શિવધર્મી હતા અને તેમની ઉદારતા નિઃસીમ હતી. મૂળરાજ તો દર અઠવાડિયે ત્યાં જાત્રા કરવા જતો હતો એમ કહેવાય છે.

મંદિરની સમૃદ્ધિ રાજ્યની સમૃદ્ધિની સાથે હરિફાઇ કરે એટલી હતી. ત્યાં એક ૨૦૦ મણ વજનની સોનાની સાંકળ હતી, અને તેને સોનાના ઘંટ બાંધ્યા હતા. જ્યારે જ્યારે રાત્રે નવા નવા બ્રાહ્મણોને પૂજા કરાવવા માટે જગાડવા પડતા ત્યારે ત્યારે આ વગાડતા. અંધારા ઓરડામાં શિવની મૂર્તિ હતી. ત્યાં રત્નોના પ્રકાશથી અજવાળું પડતું હતું. મહંમુદ ગીઝની ત્યાંથી ૨૦ લાખ દિનાર જેટલી લૂંટ ઉપાડી ગયો હતો.

આ શહેરની સમૃદ્ધિ માત્ર શિવાલયની આવકનેજ આભારી નહોતી. શહેરનો બંદરી વેપાર મોટો હતો. આલ્બરૂનીના કહેવા પ્રમાણે સોમનાથની પ્રસિદ્ધિનું કારણ એ છે કે સોફાલા (ઝાંગીબારમાં) અને ચીન વચ્ચે જતાં આવતાં વહાણોનું તે અનુકૂળ મથક હતું. આ

કથનનું સમર્થન કરતાં મેરૂત્તુંગ જણાવે છે કે વનરાજના પૌત્ર યોગરાજે પ્રભાસ આગળ તોફાનમાં સપડાયલાં કેટલાંક વહાણો લૂંટયાં હતાં.

મહમુદ ગીઝનીએ ઇ. સ. ૧૦૨૪ માં મૂર્તિ ભાંગી તેની હકીકત સુવિદિત છે, પણ હિંદુઓએ બચાવ કરવામાં બતાવેલી બહાદુરીની વાત એટલી પ્રસિદ્ધ નથી. ત્રણ દહાડા સુધી યુદ્ધ થયું તેમાં શું પરિણામ આવશે તે અચોક્કસ જણાતું હતું, તે વખતે કિલ્લામાં ગાબડું પડયું અને શેરીઓમાં સામસામું યુદ્ધ થયું. મહંમુદ ગીઝનીએ શિવાલયમાં પ્રવેશ કર્યો તે પહેલાં ૫૦,૦૦૦ હિંદુઓના પ્રાણની આહૂતિઓ અપાઈ હતી.

પરંતુ ૩૦ વર્ષની અંદરજ કુમારપાલે તેનો જીર્ણોદ્ધાર કરવાનું શરૂ કર્યું અને તે માટે એક પંચ નીમ્યું. બે વર્ષમાં આ કામ પૂરૂં થયું અને તે પ્રસંગે રાજા પોતે શિવને નમન કરવા આવ્યો. હાલ દરિયા કિનારે આવેલા છિન્નભિન્ન થયલા અને મસ્જીદના રૂપમાં ફેરવાઈ ગયલા શિવમંદિરનું શિલ્પકામ અને બાંધણી કુમારપાલના સમયનીજ છે, કારણ કે તે સમયનાં કુમારપાલનાં બીજાં મકાનોની બાંધણીને તે મળતી આવે છે.

આ જીર્ણોદ્ધાર પછી ૧૫૦ વર્ષે મુસલમાનોએ ફરીથી આક્રમણ કર્યું, કારણ કે અણહિલપટ્ટણ અને ખંભાત લીધા પછી અલફખાન કાઠિયાવાડમાં ગયો અને ઇ. સ. ૧૩૦૦ માં સોમનાથના શિવાલયનો નાશ કર્યો. અલફખાનના ગયા પછી ફરીથી ખેંગાર ૪ થા ના આશ્રયથી જીર્ણોદ્ધારનું કામ શરૂ થયું. (ઇ. સ. ૧૨૭૯–૧૩૩૩) આ ખેંગાર ૪ થો જૂનાગઢનો ચૂડાસમો રાજા હતો. પણ આ મંદિર લાંબો વખત ટકયું નહિ, કારણ કે તેના ઉપર ત્રણ બીજાં મુસ્લીમ આક્રમણો થયાં: (૧) ૧૩૯૦ માં મુઝફરે, (૨) ૧૪૯૦ માં મહમુદ બેગડાએ અને (૩) ૧૫૩૦ માં મોઝીર બીજાએ. છેલ્લા આક્રમણ કરનારે આ મંદિરને મસ્જીદના રૂપમાં ફેરવી નાખ્યું.

# વૈરાટનગર[1]–ધોળકા.



અસલ વૈરાટ રાજાના વખતમાં વૈરાટનગર ૪૮ ગાઉમાં હતું એમ કહેવાય છે, પણ તે ઉજ્જડ થયા પછી ઘણે કાળે ધવલસિંહ વાઘેલે ધોળકું વસાવ્યું. તે વખતમાં પણ ધોળકા મોટું શહેર હતું. વૈરાટનગરને તો અસલ ગણેશ ધોળકું લગતું હતું એમ કહે છે. હાલ ગામથી ઉત્તરમાં ૦॥। ગાઉ અપલીપર ગામ છે, ત્યાં સુધી જૂની વસ્તીના પાયા વગેરે નિશાનો દેખાય છે. પૂર્વમાં ૦। ગાઉ ઉપર અસ્તાણું તથા ઢાંકણીઉં તળાવ છે; ત્યાં સુધી ધોળકું વસતું હતું એમ કહે છે. દક્ષિણમાં ગાઉ ૦। ખારી વાવ સુધી શહેર હતું.

વૈરાટનગર ઉજ્જડ થયા પછી પણ બે અથવા ત્રણ વખત કોઇ રાજાએ આ ઠેકાણે શહેર વસાવ્યાં હતાં.

ગણેશ ધોળકાના ગણેશ છે તે વૈરાટ રાજાના વખતના છે એમ કહેવાય છે. સિદ્ધરાજ જયસિંહની મા મીનલદેવીએ મલાવ નામનું તળાવ ગામને પાદર બંધાવ્યું ત્યારે સિદ્ધરાજની ઉમ્મર આશરે ૧૦ વર્ષની હતી. તે તળાવને ઉગમણે કિનારે એક ગુણિકાનું ઘર હતું. તે તળાવ બાંધવામાં આડું આવતું હતું, ત્યારે એ ઘર જેવડો રૂપીઆનો ઢગલો કરીને તેની કિમ્મત તરીકે આપવા માંડયો, પણ ગુણિકાએ ઘર વેચાતું આપ્યું નહિ અને કહ્યું કે તમે જેમ તમારી નામના માટે આવું મોટું તળાવ બંધાવો છો, તેમ આ ઘર વેચાતું ન આપવાથી મારૂં નામ પણ જગતમાં અમર રહેશે. આથી એ ઠેકાણે ખુણો રહ્યો છે. અને હાલ સુધી કહેવત ચાલે છે કે ન્યાય જોવો હોયતો ધોળકામાં

---

૧. વૈરાટનગર અને ધોળકા એકજ હોવા વિષે મતભેદ છે. કેટલાક તેને રજપૂતાનામાં આવેલું હોવાનું માને છે. પરંતુ એ વાતનો હજી ચોક્કસ નિર્ણય થઈ શક્યો નથી.

મલાવે જઇને જુઓ અને અન્યાય જોવો હોય તો ચૌટામાં જુઓ. ચૌટામાં એક અન્યાયની દુકાન કહેવાય છે. તે દુકાન જૂની છે અને રસ્તા વચ્ચે છે. કોઈ જુલ્મી માણસે તે કરાવેલી છે એમ કહેવાય છે.

## પાંડવોના વખતની વૈરાટનગરની નિશાનીઓ.

૧. **પાંડવો**ની નિશાળ ગામ વચ્ચે છે, તે હાલમાં તો **ટાંકા**ની મસ્જીદ કહેવાય છે અને મુસલમાનોના કબ્જામાં છે. કેટલોએક મસ્જીદનો આકાર મુસલમાનોએ કર્યો છે, પણ તેના થાંભલામાં કોઈ કોઇ ઠેકાણે મૂર્તિઓ છે. તેથી માલુમ પડે છે કે એ અસલ હિંદુની જગ્યા છે.

૨. ગામથી વાયુ કોણમાં ૪ ગાઉ ઉપર ગામ **ધનવાડા**ને **સીમાડે** ખોખા ખીજડી કહેવાય છે, તે ખીજડીની પૂજા **પાંડવોએ** કરી હતી અને ત્યાં હથિયાર મૂકીને **વૈરાટનગર**માં પેઠા હતા એમ કહેવાય છે.

૩. ત્યાંથી ગાઉ ૧ ઉપર **ભીમકુંડ** છે (તળાવ બાંધ્યા વિનાનું છે.)

૪. ધોળકાથી ઉત્તરમાં ગાઉ ૧૨ ઉપર ગામ ગોધાવી છે. **પાંડવોએ** ત્યાંથી કૌરવો લઇ જતા હતા તે ગાયો પાછી વાળી હતી.

રામાનુજ સંપ્રદાયના કોઇ **આચાર્ય** દક્ષિણમાંથી ગૂજરાતમાં આવ્યા હશે ત્યારે કોઇએ **વૈરાટનગર** ચોક્કસ કયું છે, દક્ષિણનું કે ગૂજરાતનું ? એવો પ્રશ્ન કર્યો હશે. તેના ઉત્તરમાં **આચાર્યે** જણાવેલું. કે **પાંડવો**ને દક્ષિણમાં જવાનું કાંઈ કારણ નહોતું. એમને તો દ્વારકામાં શ્રી કૃષ્ણ પાસે જવાનો વિચાર હતો. પણ માર્ગમાં **વૈરાટનગર** આવ્યું અને ત્યાંની રાજધાની મોટી જોઇને તેઓ ત્યાં રહી ગયા. માટે દિલ્હીથી દ્વારકાંના રસ્તામાં ધોળકાને સ્થાને આવેલું. **વૈરાટનગરજ** ખરૂં છે. સઘળા ગૂજરાત દેશના **શ્રીમાળી બ્રાહ્મણો**માં **ધોળકાના શ્રીમાળીઓ ધનવાન તથા કુળવાન છે; સિદ્ધપુરના ઔદીચ્ય** ગણાય છે તેમ.

ધોળકા ગામથી પૂર્વમાં ધોળનાથ મહાદેવ છે તે વાઘેલાની વખતના છે. ગામની ઉત્તરે સિદ્ધનાથની વાવ છે તેમાં ૧૭૮૦ ની સાલનો એક લેખ છે.

(અં. ૪૮. ૯. ૩-)

## ધવલક (ધોળકા)

દંતકથા અનુસાર ધવલકના સ્થાને મૂળ મત્સ્યપુર કે વિરાટનગર વસેલું હતું (જ્યાં પાંડવો ૧ વર્ષ સુધી ગુપ્ત રહ્યા હતા) એવી દંતકથા છે. છતાં જૂના કાળમાં તે નાનું ગામ હશે. ૧૦ મા સેકામાં જ્યારે અણહિલપટ્ટણ અગત્યનું રાજધાનીનું શહેર થઇ પડયું અને વેપારનું કેન્દ્ર બન્યું ત્યારથી તેની મહત્તા વધી હશે. અણહિલપુરનો બંદરી વેપાર (આયાતનિકાસ) ખંભાત અથવા સ્તંભતીર્થ બંદરે ચાલતો, અને ધવલક બન્નેના માર્ગમાં આવતું, તેમજ ગૂજરાત અને કાઠિયાવાડના માર્ગમાં હતું. આ બધો વેપાર ધવલકને માર્ગે થતો હોઇને તે ધીમે ધીમે મોટું શહેર બન્યું અને જીલ્લાનું મુખ્ય મથક બન્યું.

૧૨મા અને ૧૩મા સૈકામાં તે ગૂજરાતનું એક મહત્ત્વનું શહેર થઈ પડયું અને વેપાર ધંધાનું અગત્યનું મથક ગણાયું.[1] વાઘેલાઓના શાસનકાળમાં આ શહેરની અગત્ય ઘણી વધી પડી, કારણ કે વાઘેલાઓનો પ્રથમ રાજ્યવિસ્તાર ધંધુકા અને ધોળકા કે ધવલકની આસપાસના પ્રદેશ સુધી હતો. વાઘેલાઓનું તે પાટનગર બન્યું. ધોળકાનું તળાવ સિદ્ધરાજની મા મીનળદેવીએ બંધાવ્યું છે.



---

૧. ઈ. સ. ૧૨૩૨ ના ગિરનારપરના શિલાલેખમાં આ પ્રમાણે ઉલ્લેખ છે: श्री गुर्जरमंडले धवलक्कप्रमुखनगरेषु मुद्राव्यापारान् व्यापृण्वता तेन: पालेन। मुद्राव्यापार એટલે શરાફી ધંધો.

# દ્વારાવતી.

હિંદુઓની માન્યતા અને દંતકથાઓ અનુસાર દ્વારિકા અથવા દ્વારાવતી ઘણું ઘણું પ્રાચીન છે. જ્યારે શ્રી કૃષ્ણને જરાસંધના ડરથી મથુરાં છોડી જવું પડયું, ત્યારે તે સૌરાષ્ટ્રમાં આવ્યા અને દ્વારિકાનગરી સ્થાપી. આ દંતકથાથી એવી ઐતિહાસિક બાબત સિદ્ધ થાય છે કે વસતી વધવાથી કે અંદરના કલહથી આર્યજાતિ સૌરાષ્ટ્રમાં આવી વસી. આ વાત ચોકસ ક્યારે બની તે સ્પષ્ટ જાણી શકાતું નથી. તેનો આધાર મહાભારતના યુદ્ધની ઐતિહાસિકતા ઉપર અને તે કઈ સાલમાં થયું તે નક્કી કરવા ઉપર રહે છે. દ્વારકાં કદાચ ઇ. સ. પૂર્વે ૧૨૦૦ વર્ષ જેટલું જૂનું નહિ હોય ( મહાભારતનું યુદ્ધ ઐતિહાસિક બિના છે અને તે ઇ. સ. પૂર્વે ૧૨૦૦ માં થયું છે ) છતાં તે ઇ. સ. પૂર્વેના ૩જા સૈકાથી તો જૂનુંજ હશે; અને હાલના મહાભારતનો એ કાળ ગણાય છે. કારણ કે હાલના મહાભારતમાં તેનો ત્રણ ઠેકાણે ઉલ્લેખ કરેલો છે; અને એ પ્રકરણો પાછળથી ઉમેરાયાં છે એમ કહેવું યુકત નથી. એટલે કાઠિયાવાડમાં દ્વારિકા ઘણું પ્રાચીન નગર છે, પ્રભાસ કે ગિરિનગર જેટલુંજ પ્રાચીન છે.

મૂળનું—અસલનું દ્વારાવતી પાણીમાં ડૂબી ગયું છે એવી દંતકથા કેટલાંક કારણોને લીધે વાસ્તવિક લાગે છે. શ્રી કૃષ્ણના જીવન સંબંધી જે જે પુરાણોમાં કાંઈ ઉલ્લેખ છે તે સર્વમાં આ બાબત લખી છે, મહાભારતમાં પણ આ બનાવની વિગતવાર હકીકત આપી છે. જૈન ગ્રંથકર્તાઓ પણ પ્રસંગોપાત્ત આ વર્ણવે છે. પોરબંદર અને મીયાણી ( શ્રીનગર ) વચ્ચેનો દરિયા કિનારો, માધુપુર પાસેની જગ્યા, સોમનાથ પટ્ટણથી વાયવ્ય કોણમાં ૩૬ માઈલ સુધીની જગ્યા અને કોડીનારથી નૈઋત્ય કોણમાં ૩ માઇલ સુધીની જગ્યા; આ સર્વ મૂળ દ્વારિકા હતાં એમ કહેવાય છે. અમુક જમીન સમુદ્રમાં

ડૂબી જવાના બનાવો કાઠિયાવાડના કિનારા ઉપર પ્રાચીનકાળમાં સાધારણ હતા. વલ્લભી જે પાંચમા સૈકામાં બંદર હતું તે હાલ દરિયાકાંઠાથી ૭ માઇલ દૂર છે. હાલનું દીવ જે હાલ ટાપુ છે, તે આઠમા સૈકામાં મુખ્ય જમીન સાથે જોડાયલો દ્વીપ હતો.

હાલની દ્વારિકા પ્રાચીનકાળમાં યાત્રાના સ્થાન તરીકે બહુ જાણીતું નહોતું. દ્વારિકાનાં મંદિરોને આપેલાં ગામો કે જાગીરોને લગતા લેખો મળી આવતા નથી. ગમે તેમ પણ મુસલમાનોના અત્યાચારનું તે ભોગ બન્યું જણાતું નથી.[1]



૧. પ્રાચીન દ્વારિકાપુરી અને હાલની દ્વારિકા એકજ હશે કે કેમ એ વિષે વિદ્વાનોમાં મતભેદ છે. ઘણાઓનું એમ માનવું છે કે આજની દ્વારિકા તે પ્રાચીન દ્વારિકાપુરી નથી. સામાન્ય રીતે રૈવતકની ઘણી નજીક દ્વારિકાપુરી હોવી જોઇએ એવું આખ્યાનો ઉપરથી જણાય છે. પરંતુ રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીનો ' પ્રાચીન દ્વારિકાપુરી ' નામનો એક લેખ ' પુરાતત્ત્વ ' ના ૪થા પુસ્તકના અંક ૧-૨ માં પ્રકટ થયો છે, તેમાં તેમણે આ વિષયનો શાસ્ત્રીય ઉહાપોહ કરી દ્વારિકાપુરી એટલે ગિરિનગર; અથવા તો હાલના જૂનાગઢની પાસે પ્રાચીન દ્વારિકાનગરી આવી હતી એમ મન્તવ્ય પ્રતિપાદન કર્યું છે.

# સિંહપુર-શિહોર.

---

સિંહપુર, એટલે આધુનિક શિહોર ભાવનગરથી દક્ષિણે ૧૮ માઇલ દૂર આવેલું છે. અગાઉ તે શહેર આબાદી ભોગવતું હતું અને મહત્ત્વનું હતું. આ શહેર ઘણાજ પ્રાચીનકાળનું હોય એમ જણાય છે, કારણ કે ૭ મા સૈકામાં તેનો અગત્યના શહેર તરીકે ઉલ્લેખ કરેલો છે.

દશમા સૈકામાં મુળરાજના આમંત્રણથી અત્રે ઉદીચ્ય બ્રાહ્મણો આવી વસ્યા. બારમા સૈકામાં સિદ્ધરાજ જયસિંહે આ ઉદીચ્ય બ્રાહ્મણોને સો ગામ આપ્યાં કહેવાય છે.

## શિહોરનું સંક્ષિપ્ત વર્ણન.

શિહોરને ત્રણ દરવાજા છે. પશ્ચિમમાં સુરકાનો દરવાજો, વાયુ કોણુમાં ભાવનગરનો દરવાજો, દક્ષિણમાં જૂના શહેરનો દરવાજો. વાયુ કોણમાં શિહોરી માતાનો ડુંગર છે, તે ઉપર શિહોરી માતાનું સ્થાનક છે. શિહોરમાં હિંદુ માત્રનાં વરઘોડીયાં પરણે અથવા પરગામ પરણી આવે તે જરૂર શિહોરી માતાનાં દર્શન કરવા જાય છે. જાનીની કુળદેવી છે, તેના પરથારમાં દક્ષિણ તરફ મારૂદેવી એવું નામ લખ્યું છે.

તે ડુંગરથી પૂર્વમાં નાની ધાર છે તેને લોબડી કહે છે. તેથી પૂર્વમાં મોદલ નામે ડુંગર છે. શિહોરની આસપાસ શિહોરા ડુંગર વગેરે જેટલા ડુંગર છે તેઓમાં સહુથી મોટો એ મોદલ ડુંગર છે. તેથી પૂર્વમાં એક ડુંગર ઉપર ચુનાબંધ કોઠો ચણાવેલો છે; તે ઠાકોર ભાવસિંહજીનો કરાવેલો છે. શિહોરથી પૂર્વમાં ગરીયો તથા ચકરડી નામે બે ડુંગર છે. શહેરની અગ્નિકોણમાં છાપરી નામે ડુંગર છે; દક્ષિણમાં સાતશેરીનો ડુંગર છે. તેના ઉપર જાનીઓની બેઠકનું

ચિન્હ હાલ સુધી છે. એ ડુંગર જુના શહેર વચ્ચે હતો એમ લોકો કહે છે. એ ડુંગર પાસે સુખનાથ નામના મહાદેવ છે તે ઘણા જૂના છે. તેથી નીચે ભીડભંજન મહાદેવ છે; તે દાદાકુંવરના સ્થાપેલા છે. શહેરની નૈઋત્ય કોણમાં નદીમાં ગૌતમકુંડ છે, તથા ત્યાં ડુંગરમાં ગૌતમેશ્વર મહાદેવ છે, પણ ઔદિચ્ય પ્રકાશમાં તેનું નામ નીલકંઠ જણાવ્યું છે. નદીનું નામ ગોમતી છે. તે મહાદેવનું દેરૂં ગુફામાં છે, ત્યાં બંગલો છે. લોકો કહે છે કે અસલ ગૌતમઋષિ ત્યાં રહેતા હતા. તે વખતમાં સાત દુકાળ પડયા ત્યારે ઘણા બ્રાહ્મણો ગૌતમના આશ્રમમાં આવીને રહ્યા. ગૌતમ નિત્ય સાંજે જવ વાવતા હતા અને તે સવારમાં ઉગીને તૈયાર થતા હતા અને તે વડે સર્વે બ્રાહ્મણોનું ગુજરાન ચલાવતા હતા. એ ગૌતમની સ્ત્રીનું નામ અહલ્યા હતું. ઉપર પ્રમાણે સો દુકાળ ગયા પછી સર્વે બ્રાહ્મણોએ વિચાર કર્યો જે ગૌતમના સામર્થ્યથી આપણે શત દુકાળ ઉતર્યા; તે કારણથી એના કુળનો મહીમા આપણા સર્વ કરતાં ઘણો વધશે અને સર્વોપરી કહેવાશે. વાસ્તે એને માથે કાંઈ દોષ મૂકીએ તો એના વંશનો મહીમા આપણાથી વધી જાય નહિ. એવો વિચાર કરીને દર્ભની ગાય બનાવીને ગૌતમે વાવેલા જવમાં ચરવા મૂકી. તેને જોઇ ગૌતમે દર્ભની સળી લઇ તે ગાયને મારી અને ગાય તેજ વખતે મરણ પામી. આથી સર્વે બ્રાહ્મણોએ ગૌતમને માથે ગૌહત્યાનું પાપ મૂકયું અને કહ્યું કે તમે ગૌહત્યા કરી તેથી તમારા ઘરનું પાણી અમારે ખપે નહીં અને તમે તથા તમારૂં કૂળ આજથી અમારે પૂજનીય નથી. આમ કહીને તે બ્રાહ્મણો ચાલી નીકળ્યા. ત્યારે ગૌતમને ઘણી રીસ ચડી અને વિચાર કર્યો કે એ તમામ બ્રાહ્મણોએ મારૂં અપમાન કર્યું છે અને મારૂં પુજનીયપણું બંધ કર્યું છે, તો હું હવે એ સર્વે બ્રાહ્મણોનું પૂજનીયપણું બંધ થાય અને એના વંશજોનું અપમાન થાય એવો ઉપાય કરૂં. એમ વિચાર કરીને એ મરેલી ગાયનું પૂછડું લઇને તેનો ઓઘો કર્યો; અને આંચળ લઇને ત્રપણી કરી; ગાયનું

ચામડું ઉતારીને શરીરે ઓઢ્યું, ગાયના કાનની મુમતી કરી, પગની લાકડી કરી. એ રીતે જતીનો વેશ લઇને જૈન ધર્મ વર્તાવવા ચાલ્યા, અને જે જે કામ સ્નાન, સંધ્યા, હોમ, યજ્ઞ વગેરેમાં બ્રાહ્મણો ધર્મ બતાવતા હતા તે તમામ કામમાં પાપ લાગે છે અને બ્રાહ્મણો તો ઘણા પાપી છે, વાસ્તે તેઓને પૂજવા નહિ; એવો ઉપદેશ લોકોને આપવા લાગ્યા. જૈન ધર્મના ગ્રંથોમાં લખ્યું છે કે મહાવીર સ્વામીના મોટા શિષ્ય ગૌતમ બ્રાહ્મણ થયા હતા, અને ગૌતમના બનાવેલા જૈન મતના ઘણા ગ્રંથો છે. હિંદુ ધર્મના ગ્રંથ ગૌતમી સ્મૃતિ વગેરે ગૌતમના બનાવેલા છે. રામાયણ તથા પુરાણોમાં ગૌતમની વાત લખેલી છે.

( અં. ૪૮-૯-૪ )



# સિદ્ધપુર.

મહાભારત, અગ્નિપુરાણ, કૂર્મપુરાણ કે વરાહપુરાણમાં શ્રીસ્થલનો તીર્થ તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો નથી; તેમ છતાં હાલ તે ઘણું પવિત્ર તીર્થ મનાય છે. ગયામાં જેવી રીતે પિતૃશ્રાદ્ધ થાય છે તેવીજ રીતે અત્રે માતૃશ્રાદ્ધ થાય છે. તેથી આ સ્થળને માતૃગયા પણ કહેવામાં આવે છે. એમ કહેવાય છે કે પરશુરામે પોતાની માતાનું પિતાની આજ્ઞાથી મરણ નીપજાવ્યું હતું તેનું પ્રાયશ્ચિત્ત અત્રેના અલ્પસરોવરમાં ન્હાઇને અને તેના પાણીથી શ્રાદ્ધ કરીને કર્યું હતું. શહેરથી પશ્ચિમે બે માઇલ દૂર કપિલાશ્રમમાં માતૃયજ્ઞ કરવામાં આવે છે. આ સ્થળે જ્ઞાનવાપિકા અને બિન્દુ સરોવર નામનાં બે પવિત્ર સરોવર છે.

મૂલરાજના શાસનકાળમાં આ શહેર વિખ્યાત થયું. મામાનો વધ કરવાના ડંખથી દુઃખી થઈ મૂલરાજે જીવનનો ઉત્તરકાળ શ્રીસ્થળમાં ગાળ્યો. રાજ્યાશ્રય આપીને તેણે સંયુક્ત પ્રાંતોમાંથી અનેક બ્રાહ્મણ કુટુંબોને ત્યાં વસાવ્યાં. ઉદીચ્ય, ગૌડ અને કનોજીયા બ્રાહ્મણો હજી પણ મૂલરાજના રાજ્યાશ્રયને તેમના ગૂજરાતના નિવાસના કારણ રૂપ માને છે.

અત્રેનું રૂદ્રમહાલયનું વિખ્યાત મંદિર મૂલરાજના રાજકાળમાં બંધાવું શરૂ થયું હતું, પરંતુ કેટલાંક કારણોસર એ કામ બહુ આગળ વધ્યું નહોતું. સિદ્ધરાજે એ કાર્ય માથે લઇ પૂરૂં કરાવ્યું. તેનાં ખંડિયેરો ઉપરથી માપ કાઢીએ તો આ મંદિર ૨૩૦ ફીટ લાંબુ અને ૩૦૦ ફીટ પહોળું હશે. મધ્યમાં મંદિરને બે કે ત્રણ માળ હતા અને ૫૦૦ ચોરસ ફીટનો મંડપ હતો.

આ મંદિરને બે વાર મુસ્લીમોએ લુટયું હતું; ૧૨૯૭–૯૮ માં ઉલઘખાને અને ૧૪૧૫ માં અહમદશાહે. હાલ તો માત્ર સ્વલ્પ

અવશેષો બાકી રહ્યા છે, પરંતુ પ્રબંધ ચિંતામણિમાં કરેલા વર્ણન ઉપરથી જણાય છે કે તે અત્યંત સુંદર અને ભવ્ય હોવું જોઇએ.

પાટણથી પૂર્વમાં સિદ્ધપુર માત્ર બાર ગાઉ છેટે છે. ઉત્તરમાં અંબાજીના પહાડોમાંથી સરસ્વતી નદી નીકળી ગામ આગળ પૂર્વ દિશામાં વાંક ખાઇ પશ્ચિમ દિશાએ પાટણ તરફ જાય છે.

સિદ્ધપુર ઘણું પ્રાચીન ગણાય છે. ભાગવતમાં સિદ્ધપદ જણાવેલું છે તેજ આ સિદ્ધપુર મનાય છે. તેને લગતી કથા ભાગવતમાં આ પ્રમાણે છે.

" બ્રહ્માએ કર્દમ નામના ઋષિ ઉત્પન્ન કર્યા અને તેમને સૃષ્ટિની ઉત્પત્તિ કરવાનું કહ્યું. તેમણે ધાર્યું કે સ્ત્રીની સહાયતા હોય તોજ એ કામ જલદીથી થાય. તેથી સ્ત્રી મેળવવા કોઇ તીર્થમાં જઈ તપ કરવા વિચાર કર્યો. છેવટે સરરસ્વતી નદીના તટ ઉપર સિદ્ધ-ક્ષેત્રમાં આવ્યા. એ જગ્યાએ ઘણાં વર્ષ તપ કરવાથી વિષ્ણુ ભગવાન્ પ્રકટ થયા અને કહ્યું કે બ્રહ્માવર્ત ક્ષેત્રમાંથી મનુ મહારાજ આવીને પોતાની પુત્રી દેવહુતિ તમને આપશે અને હું તમારે ત્યાં જન્મ લઇશ. પછી કર્દમ ઋષિને મનુ દેવહુતિ પરણાવી ગયા અને તેમને પેટે પ્રખ્યાત કપિલદેવનો જન્મ થયો. એ કપિલદેવ સાંખ્યશાસ્ત્રના આચાર્ય થયા. તેઓ વિષ્ણુના ૬ ટ્ઠા અવતાર ગણાય છે. ગુજરાતમાં દ્વારિકાથી ઉતરતું આ યાત્રાનું ધામ છે.* તેનું બીજું નામ શ્રીસ્થળ હતું.

આ જગ્યાનાં સૌથી પ્રાચીન ત્રણ તીર્થો મનાય છે: બિંદુ સરોવર, અલ્પા સરોવર અથવા અહલ્યા સરોવર અને જ્ઞાનવાવ.

---

*गयाया योजनं स्वर्गः प्रयागाच्चार्धयोजनम् ।
श्रीस्थलाद्धस्तमात्रं स्याद्यत्र प्राची सरस्वती ॥

ભાવાર્થ:—ગયાજીથી સ્વર્ગ એક યોજન દૂર છે, પ્રયાગથી અર્ધ યોજન દૂર છે, અને શ્રીસ્થળ કે જ્યાં સરસ્વતી નદી પૂર્વ દિશામાં વહે છે, ત્યાંથી માત્ર એક હાથ દૂર છે.

મૂલરાજે પાપ નિવારવા કેટલાક બ્રાહ્મણોને સિદ્ધપુર આપ્યું હતું. તેણે તેના છેવટના દિવસો પણ ત્યાંજ ગાળ્યા હતા. સિદ્ધરાજે તેનું નામ શ્રીસ્થલ બદલીને સિદ્ધપુર રાખ્યું હતું.

ત્યાં આવેલા રૂદ્રમાળનું ખંડેર ખાસ જોવા જેવું છે. અહીં પ્રથમ મૂલરાજે મહાદેવનું દેરૂં બંધાવ્યું હતું. તે અધુરૂં રહ્યું તેની મરામત સિદ્ધરાજે કરી અને ભવ્ય દેવાલય બંધાવ્યું.

આ રૂદ્રમાળ મુસલમાનોને હાથે બે વખત તૂટેલો છે. એકતો ગૂજરાતમાં મુસલમાની રાજ્ય સ્થાપનાર અલફ્ખાને સં. ૧૩૫૪–૫૫માં અને બીજી વખત અમદાવાદ વસાવનાર અહમ્મદશાહે સં. ૧૪૭૧માં. કહે છે કે રૂદ્રમાળ તૂટયા પછી મહાદેવની મૂર્તિ શીરોહી રાજ્યમાં લેઇ જવામાં આવી હતી અને ત્યાં શરણેશ્વર મહાદેવના નામથી તેની સ્થાપના કરવામાં આવી હતી.

રૂદ્રમાળના એક ભાગમાંથી મસ્જીદ બનાવવામાં આવી છે, તે જામે મસ્જીદ કહેવાય છે. એ પણ અલફ્ખાને બાંધી હશે એમ કહેવાય છે.

રૂદ્રમાળનાં પગથિયાં છેક નદી સુધી હતાં એમ કહેવાય છે. નદી ઉપર લાંબો પત્થરનો આરો બાંધેલો છે.

ત્યાં સિદ્ધપુર, હાટકેશ્વર, ભૂતનાથ મહાદેવ, સતીની દેરીઓ અને બ્રહ્માંડેશ્વરનાં દેવાલયો મુખ્ય ગણાય છે.

સિદ્ધપુરમાં ભીમ નામે કવિ થયેલો છે, તે પાટણના કવિ ભાલણના સમયમાં થયો હતો. તેણે સં. ૧૫૪૧ માં હરિલીલા ષોડશકલા નામનું કાવ્ય લખ્યું છે.

# વામનસ્થળી (વંથળી).

વામનસ્થલી અગર હાલનું વંથળી જૂનાગઢથી નૈઋત્ય કોણમાં ૮ માઈલ દૂર આવેલું છે. ત્યાંના રણસ્થંભ ઉપર કરવામાં આવેલી કોતરણીમાં તેનું નામ વામનપુર લખ્યું છે. આ સ્થળ બહુ જુનું છે. મહાભારતમાં વામનતીર્થનો ઉલ્લેખ છે, અને કદાચ તે આ જ સ્થળ હશે. કારણ કે ગિરનાર મહાત્મ્યમાં જણાવ્યું છે કે વામન ભગવાનનો અવતાર આ સ્થળમાં થયો હતો અને વામન ભગવાનેજ આ શહેર સ્થાપ્યું હતું. આ સ્થળે હજી પણ વામનજીનું મંદિર છે.

પાંચમા સૈકામાં ગુપ્ત વંશના રાજાઓના કાઠિયાવાડના સૂબાઓની અત્રે રાજધાની હતી. છેલ્લો સૂબો પર્ણદત્ત હતો, પણ તેના સરદાર ભટ્ટાર્કે તેને ગાદી પરથી ઉઠાડી મૂકી ગુપ્ત વંશના ખંડિયા રાજા તરીકે પોતે વામનસ્થલીમાં શાસન કરતો હતો. પરંતુ સ્કંદગુપ્તના મરણ પછી તે તદ્દન સ્વતંત્ર બની ગયો અને વલભી નગરમાં રાજધાની કરી અને વામનસ્થલીમાં સૂબો નીમ્યો.

વલભી રાજાઓના શાસનકાળ દરમીયાન વામનસ્થલી એક પ્રાંત તરીકે રહ્યું હતું. સ્થાનિક સૂબાઓ વંશપરંપરાનું શાસન ભોગવવા માંડયા હતા. વલભી શાસનના અંત પછી વામનસ્થલીનો ખંડિયો રાજા સ્વતંત્ર થયો. તેને કાંઈ દીકરો નહોતો અને પોતાના વારસ તરીકે પોતાના જમાઇને ગાદી આપી. આ પ્રમાણે ૯ મા સૈકામાં જુનાગઢમાં ચૂડાસમા વંશની સ્થાપના થઇ.

અહીંના રાજાઓ શૈવમતાનુયાયી નહોતા એમ જણાય છે. કારણ કે મૂલરાજે પ્રભાસ જતા યાત્રાળુઓને હેરાન કરવા માટે અહીંના રાજા ગ્રહરિપુને કેદ કર્યો અને શહેરનો કબજો લીધો. ગ્રહરિપુએ વધારે સારી રીતે વર્તવાનું વચન આપ્યું અને તેથી તેને

ફરીથી ખંડીયો રાજા બનાવ્યો. પરંતુ ચૂડાસમા રાજાઓ એમ માની જાય એવા નહોતા. કારણ કે સિદ્ધરાજ જયસિંહને તેમને નસીયત કરવા વામનસ્થળી ઉપર બે વાર ચડાઇ કરવી પડી હતી. વાઘેલાઓને પણ એમજ કરવું પડયું હતું. વીરધવલ એ રાજકર્તાઓની બેનને પરણ્યો હોવા છતાં તેઓ તેને ખંડણી આપતા નહોતા; પરિણામે બન્ને વચ્ચે લડાઇ થઇ. તેમાં વીરધવલના બન્ને સાળાઓ માર્યા ગયા. પરંતુ વીરધવલ માત્ર ખંડણીજ વસુલ કરી શક્યો, કારણ કે ચૂડાસમા રાજાઓ ૧૫ મા સૈકા સુધી રાજગાદી ઉપર રહ્યા અને છેવટે દૌલતખાન ઘોરીએ તેમનો મુલક કબજે કર્યો.



# વર્ધમાન ( વઢવાણ ).

---

વઢવાણ કાઠિયાવાડના ઉત્તર ભાગમાં આવેલું છે, તે ઐતિહાસિક શહેર છે. શીલાદિત્ય ૪ થાના દાનપત્રમાં વર્ધમાનના નામથી તેનોજ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પણ ૮ મા સૈકામાં તે માત્ર સાધારણ કદનું ગામ હશે, પણ તેની મહત્તા ઝપાટાબંધ વધતી ગઇ. અણહિલપટ્ટણના ચાપોત્કટ રાજાઓએ ત્યાં પોતાના કુટુંબીઓની એક શાખા સ્થાપવા દીધી હતી.

દશમા સૈકાની શરૂઆતમાં વર્ધમાન ખંડિયા રાજાની રાજધાની બન્યું હતું. કદાચ આ વખતે તેની આસપાસ મજબુત દિવાલો બંધાવી તેને કોટ ચણવામાં આવ્યો હશે.

અણહિલપટ્ટણમાં સોલંકી રાજવંશનો અમલ શરૂ થતાં વર્ધમાનમાંથી ચાપોત્કટનું શાસન બંધ પડયું, તેમ છતાં એ શહેરની મહત્તા ઘટી નહિ. કારણ કે તે સોલંકી રાજાઓનો સરહદનો કિલ્લો બન્યો. તે લશ્કરી મથક થઇ પડયું, અને દક્ષિણના પાડોશીઓ સાથે યુદ્ધ કરતી વખતે ત્યાં લશ્કર એકઠું કરવામાં અને વ્યવસ્થિત કરવામાં આવતું હતું. મેરૂત્તુંગના જણાવવા પ્રમાણે જ્યારે સિદ્ધરાજ જૂનાગઢના આભીર રાજાને તાબે કરવા ગયો, ત્યારે તેના લશ્કરે શ્રી વર્ધમાનપુરમાં છાવણી નાંખી હતી અને ત્યાંથી ખાસ લશ્કરી હેતુ માટે બાંધેલા નવા માર્ગે થઇને તેનું લશ્કર દક્ષિણ તરફ કુચ કરી ગયું. (આ માર્ગ બંધાયા પહેલાં અણહિલપુરથી સોમનાથ દરિયાકાંઠે વલ્લભી, ઘોઘા, હસ્તકવપ્ર અને દ્વીપને માર્ગે જવાતું હતું.) નવો માર્ગ બંધાવાથી વર્ધમાનનું મહત્ત્વ ઘણુંજ વધી ગયું.

જૈનના ૨૪ મા તીર્થંકર વર્ધમાન સ્વામીએ આ શહેરને મનુષ્યાહારી યક્ષના પંજામાંથી બચાવ્યું તેથી તેનું નામ વર્ધમાન

પડયું છે. ૨૪ મા તીર્થંકર એ ઐતિહાસિક વ્યક્તિ છે. પણ તે વર્ધમાનમાં થઇ ગયા કે કેમ તે તદ્દન શંકા પડતું છે. આ દંતકથા ઉપરથી એટલું જણાય છે કે આ શહેર અગાઉ જૈન ધર્મનું કેન્દ્ર હતું; અને વિદ્વાન જૈન પંડિત અને ધર્મગુરૂ મેરૂતુંગ આ સ્થળના નિવાસી હતા. ગૂજરાતનો ઇતિહાસ ફરીથી ઘડવામાં અત્યંત ઉપયોગી એવાં તેનાં સર્વ પુસ્તકો આ ઠેકાણે લખાયાં હતાં.

---

# મોઢેરા.



પાટણની દક્ષિણે ૧૮ માઇલ દૂર આવેલ મોઢેરા ગામ અગાઉ મોટું શહેર હતું. હાલનાં ગામડાંની આસપાસ જે ઇંટો પડી છે; તેમજ કોતરેલા પથરોના કકડા મળી આવે છે તે ઉપરથી આ વાતને પુષ્ટિ મળે છે.

અગાઉ તે સૂર્યપૂજાનું કેન્દ્ર હતું. હાલનું ભાંગ્યુંતૂટયું સૂર્ય-મંદિર ગૂજરાતનું એક સુંદર અને ભપકાદાર મંદિર હતું.[1] તેની બાંધણી અને શિલ્પકામ ઉપરથી જણાય છે કે તે મંદિર ૧૧ મા સૈકામાં બંધાયું હશે. પરંતુ આ મંદિરમાં ઘણા લાંબા કાળથી સૂર્ય-પૂજા થતી હશે. પાંચમા સૈકામાં પણ પ્રાચીન હિંદમાં સૂર્યનાં મંદિરો સાધારણ હતાં. મોઢેરાનું સૂર્યમંદિર ૬ ઠ્ઠા સૈકામાં નહિ તો ૧૧ મા સૈકાથી વહેલું હશે.

મોઢેરા આગળ આઠ સૈકા સુધી રૂપેણ નદીમાં બંધ બાંધીને મોટું સરોવર કરવામાં આવ્યું હતું, આ સરોવર કરણ સોલંકીએ (૧૦૬૩–૧૦૯૪) માં બાંધ્યું હતું, તેથી તેનું નામ કર્ણસાગર પાડયું હતું. આ બંધ ૭૫૦ વર્ષ સુધી ચાલે એટલો મજબૂત હતો; કારણ કે તે ૧૮૧૪ માં તૂટી ગયો. આ સરોવરનું ક્ષેત્રફળ ૧૦ ચોરસ માઇલ હતું.

સિદ્ધરાજ જયસિંહે બારમા સૈકામાં આ સ્થળે કિલ્લો બંધાવ્યો હતો, અને આથી આ શહેરનું મહત્ત્વ વધ્યું હતું.

---

૧ મોઢેરાના સૂર્યમંદિર સંબંધી વિશેષ માહિતી 'ગૂજરાત' માસિકના પુસ્તક ૧ લાના ૧ લા અંકમાં આપેલી છે.

# ભૂમિલિકા-ધૂમલી.

ભૂમલી અથવા ધૂમલીનાં જીર્ણશીર્ણ થઈ ગયેલાં ખંડિયેર પોરબંદરની વાયવ્ય કોણમાં ૨૫ માઇલને અંતરે બરડા ડુંગરમાં આવેલાં છે. ત્યાં પ્રાચીન ભૂમિલિકા નગર હતું. એક વખત ભૂમિલિકા એક બળવાન રાજ્યનું પાટનગર હતું. હાલ માત્ર તેનાં ખંડિયેરોજ અવશિષ્ટ રહ્યાં છે. આ રાજ્યની પ્રાચીન મહત્તાના માત્ર ત્રણજ અવશેષો રહ્યા છે. પશ્ચિમની દિવાલ પાસે એક નાનું મંદિર, રાજમહેલની કમાન અને એક મોટો નહાવાનો હોજ.

ભૂમિલિકા મેર લોકોનું ચાર સૈકા સુધી પાટનગર હતું. મેર લોકોનું મૂળ સ્થાન કાઠિયાવાડના ઉત્તર વિભાગમાં હતું, અને તેઓ વલ્લભી રાજાઓના સમકાલીન હતા; પરંતુ વલ્લભી રાજ્યની પડતી થતાં તેઓએ કાઠિયાવાડના દક્ષિણ ભાગ ઉપર પોતાનું શાસન ચલાવ્યું અને ભૂમિલિકાને પાટનગર બનાવ્યું; કારણ કે તેની કુદરતી સુરક્ષિતતાથી એમ કરવું તેમને વધારે અનુકૂળ લાગ્યું.

ઈ. સ. ના ૯ મા સૈકામાં ભૂમિલિકા મેર લોકોની રાજધાની હોવું જોઇએ એવું અનુમાન દાનપત્રો ઉપરથી થઇ શકે છે.

૧૦ મા સૈકામાં જૂનાગઢમાં આહીર રાજ્યની સ્થાપના થઈ અને તેથી ભૂમિલિકાની દશા બદલાઈ. જેઠવાઓએ ભૂમિલિકા છોડી દીધું અને પોરબંદર પાસે શ્રીનગરમાં જઈ વસ્યા. તેમ છતાં ઇ. સ. ૧૩૧૩ સુધી ભૂમિલિકા જેઠવાનો મુખ્ય કિલ્લો અને બચાવનું સ્થળ ચાલુ રહ્યું. ૧૩૧૩ માં સિંધના મુસ્લીમ લશ્કરે તે તોડી પાડયું.

ભૂમિલિકાના નાશ સંબંધી સોન કંસારીની દંતકથા બહુ પ્રચલિત છે.

આ દંતકથા સત્ય હોય એમ જણાય છે, કારણ કે ઘૂમલીની પાસે ડુંગર ઉપર સોન કંસારીના નામનું એક મંદિર અસ્તિત્વમાં છે. અને મુસ્લીમ લશ્કર ચાલી ગયા પછી પણ જેઠવાઓએ કિલ્લો તેમજ શહેર ફરીથી બંધાવવાનો પ્રયાસ કર્યો નહિ; તે ઉપરથી માની શકાય છે કે સોન કંસારીના શ્રાપથી આમ બનવા પામ્યું હશે.

ખંડિયેરો ઉપરથી જાણી શકાય છે કે ભૂમિલિકાની લંબાઇ ૨ માઇલ અને પહોળાઇ અર્ધો માઇલ હશે, તેની જનસંખ્યા ૧૫,૦૦૦ની હશે. શહેરની રચના પંખાના જેવી છે. કિલ્લાની દિવાલો મજબુત અને જાડી હશે અને તેની આસપાસ ફરતી ખાઇ હશે.

# ભરૂચ—ભૃગુકચ્છ.[1]

ભરૂચ ઘણું જુનું શહેર છે. પ્રાચીન કાળમાં તે ભૃગુપુર, ભૃગુકચ્છ, ભૃગુક્ષેત્ર એ નામથી ઓળખાતું હતું.

ભૃગુપુરની મહત્તા બે કારણોને લઇને હતી; પ્રથમ તો એ પવિત્ર ક્ષેત્ર હતું અને બીજું ઉત્તર હિંદનો આયાતનિકાસ વેપાર એ બંદરેથી ચાલતો હતો. પુરાણોમાં પણ તે તીર્થ તરીકે પ્રસિદ્ધ છે. બલિરાજાએ અહિં મહાન યજ્ઞ કર્યો હતો એમ કહેવાય છે. આ યજ્ઞમાં તેણે પોતાનું સમગ્ર રાજ્ય વામન-વિષ્ણુને આપી દીધું હતું. પહેલા સૈકામાં-તેથી પહેલાં નહિ તો-પણ તે પવિત્ર તીર્થ તરીકે જાણીતું હતું.

પરંતુ પ્રાચીન ભૃગુપુરની પ્રતિષ્ઠા, આબાદી અને દૌલત તેના બહોળા દરિયાઇ વેપારથી હતી. દરિયાઈ વેપારની ક્યારથી શરૂઆત થઈ તે ચોક્કસ જાણવામાં નથી; પણ ઘણાજ પ્રાચીન કાળથી તે ચાલુ હોવી જોઇએ. બૌદ્ધાયન સ્મૃતિમાં લખ્યું છે કે ઉત્તરના વસનારાઓ ( ગુજરાત, કાઠિયાવાડ અને સિંધના રહેવાસીઓ ) ને લાંબા સમયથી દરિયાઈ સફર કરવાનો મહાવરો પડી ગયો હતો. ભરૂચનો આ દરિયાઇ વેપાર ઈ. સ. પૂર્વે આઠમા સૈકામાં અસ્તિત્વ ધરાવતો હતો એ વાત સત્ય લાગે છે.

ઈ. સ. ની શરૂઆતમાં ઉત્તર અને મધ્ય હિંદનો આયાત-નિકાસ વેપાર ત્યાંથી ચાલતો હતો. પહેલા સૈકામાં આ બંદર એટલું તો

---

૧ ભૃગુકચ્છને લગતી વિશેષ હકીકત 'ગુજરાત' પત્રના સંવત્ ૧૯૮૧ના માઘ માસના અંકમાં આપેલા એ વિષયક લેખમાં વિસ્તારથી આપી છે.

મહત્ત્વનું થઇ પડયું હતું કે કાબુલથી પરદેશ મોકલવાનો માલ ભૃગુપુર આવતો હતો.

આવું સમૃદ્ધિશાળી બંદર હોઇને ભૃગુપુર કોઈ રાજ્યની રાજધાની હોવું જોઈએ. આ ભરૂચ રાજ્યનો વિસ્તાર નર્મદા અને મહી નદી સુધી હોવો જોઇએ. કારણ કે પુરાણોમાં જ્યારે પણ દેશોનો ઉલ્લેખ કરવામાં આવે છે ત્યારે **भरुकुच्छाः समाहेयाः** એવી રીતે લખવામાં આવ્યું છે. રાજધાની હોઇને તેની આસપાસ મજબુત દુર્ગ બાંધેલો હતો; કારણ કે કોટની દિવાલોનો ઉલ્લેખ દદ્દ બીજાના દાનપત્રમાં મળી આવે છે. જ્યારે તે કોઇ સ્વતંત્ર રાજ્યની રાજધાની નહોતું, ત્યારે તે પ્રાંતનું મથક હતું. રાષ્ટ્રકૂટ રાજાઓના શાસનકાળ દરમ્યાન તે પાટનગર હતું. સોલંકી વંશની સત્તા સ્થપાતાં આ બંદર તેના કબજામાં ગયું. ભરૂચનો સલુનીકા વિહાર બાહડે પોતાના પિતા ઉદયનની મરણ સમયની ઇચ્છાને અનુસરી બંધાવ્યો હતો.

બીજા સૈકામાં આ બંદરનો દરિયાઇ વેપાર પૂરબહારમાં ચાલતો હતો; તે ૭ મા સૈકા સુધી અખંડિત ચાલ્યો, કારણ કે હુએનસંગે પોતાના પ્રવાસમાં નોંધ્યું છે કે તેની આબાદી તેના દરિયાઇ વેપારને આભારી હતી. આરબ લૂંટારાઓને લીધે તે પછીના બે સૈકામાં આ વેપાર ઓછો થતો ગયો લાગે છે.

---

# સ્તંભતીર્થ—ખંભાત.

---

સ્તંભતીર્થ તે હાલનું ખંભાત છે અને ખંભાતના અખાત ઉપર આવેલું છે. સ્તંભતીર્થ નામ ચાપોત્કટ રાજાઓના સમયમાં મળ્યું હશે એમ લાગે છે. તેનું જૂનું નામ ગમ્ભૂટ હતું.

સોલંકી રાજાઓના કાળમાં અહીંના રાજવંશનો અંત આવ્યો લાગે છે અને તે પછી તે શહેર અણહિલપટ્ટણ સાથે જોડી દેવામાં આવ્યું છે. રાજધાની ન રહેવા છતાં તેની આબાદી ઘટી નહિ, ખરી રીતે તો તેની આબાદી વધતી ગઇ, કારણ કે હવે તે બળવાન ગુર્જર રાજ્યના આયાતનિકાસ વેપારનું મુખ્ય બંદર બન્યું. અણહિલપટ્ટણ, આગ્રા અને દિલ્હીનો વિશાળ વ્યાપાર આ બંદર મારફતે થતો. ઉત્તર હિંદના મુસ્લીમો આ બંદરેથી હજ્જ કરવા જતા. શહેરમાં ઘણાં બજારો હતાં. ત્યાંના વેપારીઓ શ્રીમંત હતા. ગૂજરાતના શરાફી વ્યવહારનું તે એક મુખ્ય શહેર હતું. બંદરમાં ઘણા મુસલમાન વેપારીઓ પણ આવી વસ્યા હતા.

સોલંકીઓનું નૌકાસૈન્ય પણ આ બંદરે રહેતું. મહમુદ ઘોરીની મા આ બંદરેથી મક્કે ગઇ હતી; તેના ઉપર ચાંચીયાએ હુમલો કર્યો ત્યારે તેજપાલની સરદારી નીચેના નૌકાસૈન્યની ટુકડીએ તેનું રક્ષણ કર્યું હતું.

આ શહેરમાં બગીચા અને ઉપવનો પુષ્કળ હતાં; કેટલાંક ધાર્મિક હેતુ માટે; તો કેટલાંક વિશ્રાન્તિ લેવા માટે યોજાયાં હતાં. જાહેર પ્રજાને સ્નાન કરવા વિહારસરોવરો પણ હતાં.

ઘણા બ્રાહ્મણો આ શહેરમાં ખેંચાઇ આવ્યા હતા અને વસ્તુપાલે તેમના માટે જૂદું પરૂં વસાવ્યું હતું.

ગૂજરાત મુસલમાનોએ જીત્યું ત્યારથી આ શહેરની પડતી થઈ. અણહિલપટ્ટણ પડયા પછી અલફખાને આ શહેરનો કબજો લીધો અને લૂંટયું. મલેક કાફુર જે પછીથી એક જાણીતો સરદાર થયો તે સ્તંભતીર્થના એક મુસ્લીમ વેપારીના ઘરમાં તે વખતે ગુલામ હતો. અલફખાને તેને દિલ્હી મોકલ્યો અને ત્યાં તેનું નસીબ ઝળકી ઉઠયું.



# સ્થાન-થાન.

વઢવાણની ઉત્તરે થાન નામનું એક નાનું ગામ આવેલું છે. સ્થાન સંસ્કૃત શબ્દનો આ ગુજરાતી શબ્દ છે. દેવપાંચાલ જાતિ કે જેમાંથી દ્રૌપદી ઉત્પન્ન થયાં, તેનો આ દેશ હતો એમ કહેવાય છે. અને ઋષિઓના ત્યાંના વસવાટથી અને ત્રિનેત્રેશ્વરના જેવાં મંદિરોથી એ સ્થળ પવિત્ર ગણાય છે. સ્કંદપુરાણમાં આ દેવનું વર્ણન એક પ્રકરણમાં કરવામાં આવ્યું છે. સામાન્ય રીતે તેને તરણેતર મહાત્મ્ય કહેવામાં આવે છે. આ પ્રકરણ ઉપરથી જણાય છે કે અત્રેનું સૂર્ય મંદિર સત્યયુગમાં માંધાતાએ બંધાવ્યું હતું. સ્કંદપુરાણમાં જણાવ્યા પ્રમાણે આ ગામ અગાઉ કેટલાય ચોરસ માઇલના વિસ્તારવાળું અને ૫ લાખની વસતીવાળું મોટું શહેર હશે, પરંતુ આ વાતની ઐતિહાસિક સાબીતી મળી આવતી નથી.

૧૩ મા સૈકામાં અહીં પરમાર વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. તે વખતે આ ગામની આસપાસ ગઢ બંધાયો હોય એમ લાગે છે. અહીં વાસુકી અને સૂર્યનાં મંદિરો છે. તેમાં સૂર્યનું દેવળ જૂનું છે; ૧૬ મા સૈકામાં તે ફરીથી બંધાયું હતું.

# ઝીંઝુવાડા.

—::—

ઝીંઝુવાડાનો ગઢ અણહિલપટ્ટણથી નૈઋત્ય કોણમાં ૩૫ માઇલ દૂર આવેલો છે. સિદ્ધરાજે ૧૧ મા સૈકામાં ડભોઈ અને ઝીંઝુવાડાના ગઢો સાથે બંધાવ્યા હતા. ઝીંઝુવાડાનો ગઢ ડભોઇના ગઢ કરતાં વધારે સારો અને નિયમિત બંધાયો છે. કોઇપણ લેખમાં તેનો ઉલ્લેખ નથી. ઇ. સ. ૧૩૦૦ પછી આ સ્થાન અમદાવાદના સુલ્તાનોના સરહદના કિલ્લા તરીકે વપરાતું હતું.

આ કિલ્લા વિષે રાસમાળા ભાગ ૧ લામાં નીચે પ્રમાણે વર્ણન કર્યું છે:

ઝીંઝુવાડાના કિલ્લાનો આકાર[૧] ખરેખરો સમચોરસ છે. તેની એકેકી બાજુની લંબાઇ આસરે આઠસેં વાર છે. એની ભીંતો નક્કર ગચ્છીની છે અને ઉંચાઈમાં પચાસ ફીટ છે. દરેક બાજુની મધ્યમાં દરવાજો છે. તેના ઉપર મેડો છે, તે બંને બાજુની કાંસાકાર હારો જે ટોચે મળે છે અને જે કમાનોનું કામ સારે છે, તેઓને આધારે રહેલો છે. કિલ્લાની ભીંતની જાડાઇમાં કાંસાકાર છ હારો દરવાજામાં આવેલી છે, અને તેઓના ઉપર પત્થરની ગચ્છી રહી છે. ઘુમટ વાળી લેવાને સુલભ પડે એટલા માટે મુસલમાનોએ આવી બાંધણી ને કમાનો કરવાનો ચાલ પાડયો હતો; તેમ છતાં પણ ત્યાર પછી ઘણી મુદત સુધી ઉપરના પ્રકારનીજ બાંધણી બાંધવાનો ચાલ ચાલતો રહ્યો હતો. કિલ્લાના એકેકા ખૂણામાં એકેકા બુરુજ છે, તેનો સામાન્ય આકાર તો સમચોરસ છે, પણ હિન્દુ કારીગરોને ખાંચો પાડીને અસાધારણ

---

૧. મિ. બર્જેસ કહે છે કે ઝિંઝુ નામના રબારીના નામ ઉપરથી એ નામ પડેલું છે.. અણહિલવાડ પાટણના બલ્હાર રાજાઓના રાજ્યની સીમા ઉપરનો બારમા શતકમાં બંધાયલો આ કિલ્લો હશે.

આકાર કરવો પસંદ પડે છે તે પ્રમાણે તેને પણ કરેલું છે; વચલો દરવાજો અને ખૂણાના દરેક બૂરજની વચ્ચે ચચ્ચાર સમચોરસ હાથણિયો અથવા વપ્ર છે. કિલ્લાની ભીંતને થોડે થોડે છેટે કોતરકામની આડી પટ્ટિયોથી ઠેઠ સુધી શણગારી છે ને ઉપલી બાજુએ અર્ધ ગોળાકાર કાંગરા મૂકેલા છે તે ભાગ જે પ્રાકાર ઉપર ચોકીવાળાને ફરવાનું હોય છે તેને ઓથો કરવાનું કામ સારે છે. દરવાજાઓમાં કોતરકામ એટલું બધું છે કે તેનો બરાબર ચિતાર માત્ર ફોટોગ્રાફીના હુન્નરથીજ લઈ શકાય. કિલ્લાની માંહે દક્ષિણ બાજુના દરવાજાની છેક સામે, પણ પાસે, એક ગોળાકાર અથવા બહુબાજુનો કુંડ છે, તેનો વ્યાસ આશરે ત્રણસેં વારનો છે. તેની આસપાસ પગથિયાંનો ઘાટ છે અને નિયમિત અંતરે ખડિયાટ છે. ત્યાં આગળ થઇને ઢોર અથવા પૈડાંવાળી ગાડી તળાવના પાણી સુધી જઈ શકે છે. દરેક ખડિયાટને બે મંડપ વડે શણગારેલો છે અને તે મંડપ ઉપર શંકુ રૂપ છત્ર છે. એ તળાવની પાસે એક વાવ છે. આ કિલ્લાને ચાર દરવાજા છે તે જૂદા જૂદા ખંડેરના આકારમાં હજી લગણ રહેલા છે. અને એઓ માંહેલા બે દરવાજાને ખૂણાની હાથણી સહિત જે ભીંત સાંધી લે છે તે બધી આખેઆખી છે. આ પ્રમાણે સમચોરસ જગ્યા બતાવવામાં આવી તે કિલ્લાની અસલ સ્થિતિના ક્ષેત્રફળનો સુમારે ચોથો ભાગ છે, તેની આસપાસ એક હલકી જાતનો કિલ્લો ફરીને કરી લેવામાં આવ્યો છે અને ગોળાકાર હાથણિયો ચણીને તેને મજબૂતી આપી છે, તથા વચ્ચે કમાનદાર દરવાજા કર્યા છે. આ ભાગમાં હાલનું શહેર વસેલું છે, તે કોળી ઠાકોરના તાબામાં છે; પણ અસલના કિલ્લામાં જે ઇમારતો હતી તે તમામનો નાશ થયો છે, અને તે ઠેકાણે છેક જંગલ બની ગયું છે...પ્રાચીન કાળના ઘણા ભાગ છે તેમાં "**महं श्री उदल**" એવા લેંખ છે; તે ઉપરથી ધારણા થાય છે કે ઉદયન મંત્રીના ઉપરીપણા નીચે તે બાંધવામાં આવ્યા હશે.

# દર્ભાવતી—ડભોઈ.

---

જૂનું દર્ભાવતી તે હાલનું ડભોઈ ભરૂચથી ઇશાન કોણમાં ૪૦ માઇલ અને વડોદરાથી અગ્નિ કોણમાં ૨૦ માઈલ દૂર આવેલું છે. સિદ્ધરાજ જયસિંહના અમલકાળમાં (૧૦૯૪–૧૧૪૩) દર્ભાવતીને સરહદના કિલ્લાના રૂપમાં ફેરવી નાખ્યું. તેની બાંધણી તેમજ તેની સુંદર અને ભવ્ય કોતરણીથી રૂદ્રમાળનું મંદિર અને ઝીંઝુવાડા અને દર્ભાવતીના કિલ્લાઓ એ ત્રણે સ્થાનો એકી વખતે બંધાવ્યાં હતાં એવી પુષ્ટિ મળે છે.

કિલ્લાની બાંધણી ઘણી નિયમિત છે; તેની બે બાજુઓ સાંકડા ખુણામાં મળે છે અને બીજીના કરતાં લંબાઈમાં વધી જાય છે. ટુંકી બાજુઓ આશરે ૮૦૦ અને લાંબી બાજુઓ આશરે ૧,૦૦૦ વાર જેટલી લાંબી છે. હાલ તેના સઘળા દરવાજા ભાંગીતૂટી ગયા છે, તેનું પ્રાચીન ગૌરવ અને ભવ્યતા તદ્દન લુપ્ત થયાં છે.

રાસમાળા ભાગ ૧ લામાં ડભોઈના કિલ્લાનું આમ વર્ણન કર્યું છે:—

ડભોઇ આકારમાં અને વિસ્તારમાં ઝિંઝુવાડાને મળતું છે. તેનો આકાર ઝિંઝુવાડા કરતાં ઓછો નિયમિત છે. તેની બે બાજુઓ મળે છે ત્યાં આગળ સાંકડો ખૂણો થાય છે, અને બીજી બાજુઓના કરતાં લંબાઇમાં વધી જાય છે. પ્હોળાઇ વાળી બાજુઓ આશરે આઠસેં અને લંબાઇવાળી લાંબી એક હજાર વાર લંબાઇની છે. ઝિંઝુવાડાના કિલ્લા કરતાં આ કિલ્લો નીચો છે અને તેના ત્રણ દરવાજા પણ ઝિંઝુવાડાના દરવાજા જેવા નથી, તોય પણ એ કનિષ્ઠતા ચોથા દરવાજાથી વળી ગઇ છે. તે હીરાનો દરવાજો કહેવાય છે. તેની યોજના ઘણા યત્નથી કરેલી છે અને કદમાં બહુ ચડિયાતો છે. ખૂણાના બુરજ

માંહેલો એક છે, તેની અનુપમતા એટલી બધી છે કે આ ઠેકાણે તેનું ચિત્ર આપવાની અગત્ય છે. એ ઉપરથી જણાય છે કે કિલ્લાની ભીંત અંદરની બાજુએ ઝોકતી છે.[1] આ કિલ્લાની એક બાજુએ વખાણવા જેવું કામ એ છે કે એમાં એક સ્તમ્ભપંક્તિ છે. (માંહેની બાજુએ) તે કિલ્લાની ભીંતની હારોહાર ચાલે છે, અને તેના ઉપર કેટલાક ફ્રીટ પ્હોળાઈની એક ગચ્છી આવી રહી છે, તેણે કરીને એક લાંબો અને ઢંકાયલો દ્વારમંડપ બનેલો છે. તે હિન્દુ કિલ્લેદારોનું અમૂલ્ય આશ્રયસ્થાન થઇ પડયું હશે. ડભોઇના કિલ્લામાં અનિયમિત આકારનો કુંડ અથવા તળાવ છે.

એક મહાન રાજ્યના સરહદ ઉપરના કિલ્લાનું સ્થાન પ્રાપ્ત થયા પછી દર્ભાવતીની મહત્તા ત્વરાથી વધી ગઇ. વિ. સં. ૧૨૮૮ ના ગિરનાર પરના જૈન લેખમાં આ શહેરને ગૂજરાતનાં અગત્યનાં શહેરોમાંનું એક ગણ્યું છે.[2]

૧૩૦૦ માં અણહિલપટ્ટણની પડતી થયા પછી દર્ભાવતી મુસ્લીમોના વધતા જતા આક્રમણથી પડ્યું; અને તેનાં મંદિરોનો નાશ થયો.

---

૧. મિ. બર્જેસ કહે છે કે આ ભીંત અંદર ઝોકતી જણાય છે તે ભૂલ છે. કેમકે તે ઝોકતી નથી પણ સીધી લંબાકાર છે. ૨. ઉ.

૨. श्री तेजःपालेन श्री शत्रुंजयार्बुदाचलप्रभृति महातीर्थेषु श्रीमदणहिल्लपुर भृगुपुर स्तंभनकपुर स्तंभतीर्थ दर्भवती धवलक्क प्रमुखेषु नगरेषु कोटिशः अभिनवधर्मस्थानानि प्रभूततीर्थोद्धारा प्रकारिताः ।

# નવસારિકા (નવસારી).

સુરતની દક્ષિણે આવેલું નવસારી તે અગાઉનું નવસારિકા છે.

નવસારી ઘણું પ્રાચીન શહેર છે. પશ્ચિમ હિન્દના એક બંદર તરીકે ગ્રીક લોકો તે જાણતા હતા.

ખ્રીસ્તી શકના પહેલા પાંચ સૈકા દરમીયાન આ શહેર વિષે શિલાલેખોમાં તેમજ સાહિત્યમાં ઉલ્લેખ જણાતો નથી, કે જેથી તે સમયની એ શહેરની માહિતી મળી શકે.

ગૂજરાતમાં ચાલુકય રાજાઓના સમયમાં નવસારિકા અગત્ય ધરાવતું શહેર થયું. ડો. ભગવાનલાલ ઇંદ્રજી એમ ધારે છે કે તે ગુર્જર ચાલુકયોનું મુખ્ય શહેર હતું; પણ આ અનુમાન સત્ય જણાતું નથી. શ્રી આશ્રય શીલાદિત્ય યુવરાજના શિલાલેખ (ઇ. સ. ૭૪૦) ઉપરથી જણાય છે કે તે વખતે નવસારિકા પાટવી કુમારનું નિવાસસ્થાન હતું, અને રાજા અન્ય સ્થળે રહેતો હતો. તેણે પોતાના એક દીકરાને એક પ્રાંતનો સૂબો નીમ્યો હતો અને તે પ્રાંતનું મુખ્ય શહેર નવસારિકા હતું.

નવસારી આગળ ૭૩૯ ઇ. સ. માં એક લડાઇ થઇ હતી. સિંધના સૂબા અબ્દુલ–ઇ–રહમાને સૌરાષ્ટ્ર, ઉત્તર ગૂજરાત અને માળવા ઉપર ઇ. સ. ૭૩૮ માં ચડાઇ કરી અને ભરૂચ ઉપર ધસ્યો. એક ખંડિયો ચાલુકય રાજા અવનીજનાશ્રય પુલુકસેન નવસારિકા આગળ તેની સામે થયો અને તેને હરાવ્યો; આમ કરવામાં તેણે તેના કાકા વિક્રમ પહેલાની મદદ લીધી હતી.

નવસારિકાનો તે પછીનો ઇતિહાસ ચોક્કસ રૂપમાં મળતો નથી; ગુર્જર ચાલુકયોની પડતી સાથે તે રાષ્ટ્રકૂટોના હાથમાં ગયું હશે.

૯ મા સૈકામાં નવસારી જૈન ધર્મનું કેન્દ્ર થઇ પડયું હોય એમ જણાય છે. કર્કના સુરતના તામ્રપટમાં નવસારીનાં જૈન મંદિરોને કેટલીક મિલ્કત આપ્યાનો ઉલ્લેખ છે.

પારસી વસાહતો ત્યાં ૧૬ મા સૈકામાં આવ્યા, પણ ઇ. સ. ૧૧૪૨ ની સાલમાં થોડાક પારસીઓ ત્યાં આવી વસ્યા હતા, પણ પારસીઓનો ખાસ વસવાટ ઈ. સ. ૧૫૨૦ માં થયો. તે વખતે મુસલમાનોએ તેમને સંજાણમાંથી હાંકી કાઢયા હતા.

——:o:——

# છાયા (પોરબંદર).

ખ્રીસ્તી યુગની શરૂઆતમાં છાયા વિખ્યાત બંદર હતું; અને હાલનું પોરબંદર એ સ્થાને આવેલું છે એમ કહેવાય છે, જો કે તે શંકા પડતું છે. ભાગવતમાં જણાવ્યા પ્રમાણે સુદામાપુરી અને પોરબંદર બન્ને એકજ છે, અને સુદામાપુરી શ્રી કૃષ્ણે પોતાના મિત્ર સુદામા માટે સ્થાપી હતી એવો ભાગવતમાં ઉલ્લેખ છે.[1]

હાલ છાયા માત્ર નાનું અને મહત્ત્વ વગરનું ગામડું છે. અને પોરબંદરની અગ્નિકોણમાં બે માઈલ દૂર આવેલું છે. જેઠવા વંશના રાજાઓએ ઘુમલીનો રાજધાની તરીકે ત્યાગ કર્યો અને પોરબંદરમાં રાજધાની કરી; તેની વચગાળામાં અહીં રાજધાની કરી હતી, અને જૂનો રાજમહેલ હજી પણ ત્યાં છે.[2]

---

૧. ભાગવતમાં સુદામાપુરીનો ઉલ્લેખ મળતો નથી.

૨. રા. ઠક્કુર નારાયણ વસનજીએ 'છાયાના દરબારગઢ' વિષે વિસ્તારથી 'ગુજરાતી' પત્રના સને ૧૯૧૫ ના દીવાળીના અંકમાં લખ્યું છે.

# ચંદ્રાવતી.

—:*:—

બનાસ અને સ્વોલન નદીઓના સંગમ આગળ સિદ્ધપુરથી વાયવ્ય કોણુમાં આશરે ૪૦ માઇલ દૂર ચંદ્રાવતી નામક એક નાનું ગામ આવેલું છે. હાલ તે કશા મહત્ત્વનું રહ્યું નથી, છતાં એકવાર તે રાજધાનીનું શહેર હતું; કારણ કે આબુના પરમાર રાજાઓ જે સોલંકીના ખંડિયા રાજાઓ હતા, તે આ ચંદ્રાવતીમાંજ રહેતા હતા. પરમાર વંશની શાખા અગત્યની હતી; અને સાર્વભૌમ સત્તા વાળાઓને તેમની મદદ ઘણી કિમતી લાગતી હતી. અર્ણોરાજ સામેની લ્હડાઇમાં પરમાર રાજા સામેલ ન થવાથી કુમારપાલને ઘણી મુશ્કેલી પડી હતી. ચંદ્રાવતીના ધારાવર્ષની મદદથી ભીમદેવ બીજો કુતુબુદ્દીન સામે ફત્તેહ મેળવી શકયો હતો.

૧૩૦૪ માં મુસલમાનોએ ગુજરાત જીત્યું તે સમયે પરમાર વંશના શાસનની પરિસમાપ્તિ થઇ અને ચંદ્રાવતીની મહત્તા સ્વાભાવિક રીતે ઘટવા લાગી. મુસ્લીમોના અત્યાચારથી આ શહેરને ઘણુંજ સહન કરવું પડયું છેઃ અને ત્યાંના મૂળ સ્થાનકને ઠેકાણે હાલ માત્ર ખંડિયેરોજ રહ્યાં છે. એ ખંડિયેરો ઉપર જંગલ થયું છે અને શહેરની પ્રાચીન મહત્તા દર્શાવનાર જે કાંઇ અવશેષો હતા તે ગઢવાલના રાજાઓએ ક્યારના વેચી નાખ્યા છે. તો પણ પૂરાયેલા કુવાઓ અને મકાનોના પાયાના ખંડિયેરોના વિસ્તારથી જણાય છે કે તે અગાઉ ૨૦ હજારની વસ્તીવાળું મોટું શહેર હશે.



## ઘોઘા.



આ શહેર (બંદર) નું જૂનું નામ ગુંડીગઢ છે. વલ્લભી રાજાઓના સમયમાં એ મહત્ત્વનું બંદર હતું; પણ વલ્લભી રાજ્યની પડતી સાથે તેની મહત્તા ઘટી ગઈ; અને માત્ર ખારવાઓજ ત્યાં તૈયાર થતા. તો પણ મુસલમાન શાસનકાળ દરમ્યાન તે મોટું શહેર બન્યું અને વેપારમાં વધ્યું.



## નાન્દીપુરી ( નાંદોદ ).



નાન્દીપુરી તે હાલનું રાજપીપળા સંસ્થાનનું મુખ્ય શહેર નાંદોદ છે. તે ભરૂચથી ઇશાન કોણમાં ૩૦ માઇલ દૂર છે.

ગુર્જર રાજાઓનાં બે તામ્રપત્રો નાન્દીપુરીથી કાઢેલાં છે. પહેલાં બે તામ્રપત્રોની શરૂઆત नान्दीपुरीतः થી થાય છે. તે ઉપરથી કહી શકાય છે કે નાન્દીપુરી દક્ષિણ ગુર્જર રાજ્યનું મુખ્ય શહેર હતું.

ભરૂચના ઝાડેશ્વર દરવાજાની આગળ નાન્દીપુરી નામનો કિલ્લો બાંધેલો છે, તે આ નાન્દીપુરી છે એમ ડો. બુહ્લર માને છે, પણ તે માન્યતા બરાબર નથી.

નાન્દીપુરીના ગુર્જર રાજાઓ મોટે ભાગે ખંડિયા કે તાબેદાર હતા, કોઇવાર ચાલુકય રાજાઓના અને કોઇવાર રાષ્ટ્રકુટ રાજાઓના.



# દ્વીપ ( દીવ ).

શિલાદીત્ય ૩ જાના તામ્રપત્રમાં દ્વીપનો ઉલ્લેખ હોની ભાઈ-ઓના મૂળસ્થાન તરીકે કરેલો છે. આ ટાપુનું પ્રાચીન નામ દેવભદ્ર કહેવાય છે. પણ આઠમા સૈકાથી તેનું નામ દ્વીપ પડ્યું છે. દ્વીપમાંથી દીવ થવું સહેલ છે.

દ્વીપ વિષે કશો ઉલ્લેખ સાતમા સૈકા પહેલાં જણાતો નથી.

રજપૂત દંતકથા પ્રમાણે વચ્છરાજે સાતમા સૈકાના મધ્ય ભાગમાં દિવકોટ અથવા દેવપટ્ટણમાં પરમાર રજપૂતોનું રાજ્ય સ્થાપ્યું. ૭૦ વર્ષ પછી એકાએક ભૌગોલિક અને સામુદ્રિક ફેરફારો થવાથી દ્વીપ કે જે અત્યાર સુધી દ્વીપકલ્પ હતો તે બેટ બની ગયો. તેમાં વેણીરાજ જે તે વખતે રાજ્ય કરતો હતો તે ડુબી ગયો, પણ તેની સગર્ભા રાણી નાસી ગઇ અને તેને પાછળથી વનરાજ નામનો પુત્ર થયો.

આ દંતકથામાં સત્ય અને કલ્પનાનું મિશ્રણ જણાય છે. ૭ મા સૈકામાં દ્વીપમાં પરમારવંશી રાજાઓ નહોતા, એ રાજાઓ પંચાસર-માં હતા. સામુદ્રિક ફેરફારની વાત ખરી છે અને વનરાજની વાત તેની સાથે જોડી દીધી છે.

સાતમા સૈકામાં દ્વીપ આબાદીમાં હતું, પારસી વસાહતો ત્યાં પહેલાં આકર્ષાયા હતા. ૨૦ વર્ષ પછી તેઓ તે સ્થાન છોડી સંજાણ અને સુરતમાં આવ્યા.[1]

---

૧. આ બેટની ઐતિહાસિક માહિતી 'કાઠીયાવાડ ગેઝેટીયર' માં વિસ્તારથી આપી છે.

# રાણપુર (ગોહિલવાડ).

---

અસલ રાણપુરમાં ૯૦૦ હળ હતાં. પાદશાહે ઉજ્જડ કરીને માંહે મીઠું વાવ્યું. ત્યારપછી તે હાલાજીને વસાવી આપ્યું. હાલાજીને બીજા પરગણામાં મોટી જાગીર આપવા માંડી હતી, પણ તેણે કહ્યું કે મારા સહુ કુટુંબી કહેશેઃ હાલોજી તો કયાંય રખડીને મરી ગયો હશે. વાસ્તે મારા મામાનું ગામ ઉજ્જડ છે તે વસાવીને મને આપો. પછી ૬૬ ગામ સહિત રાણપુર વસાવીને આપ્યું.

રાણપુરને પાદરે દક્ષિણમાં ભાદર નામે નદી છે, તે મદાવો નામે ડુંગર પશ્ચિમમાં ગાઉ ૨૫ ઉપર છે ત્યાંથી આવે છે. તેજ ડુંગરમાંથી બીજી મોટી ભાદર જે જેતપુરને પાદર નીસરે છે તે પણ થઇ છે. તે નાની ભાદરનું સરણું રાણપુરથી ગાઉ ૧૮ ઉપર જૂદું પડયું તેનું નામ ગોમા નદી કહેવાય છે. તે બે વચ્ચે કોઈ કોઈ ઠેકાણે ગાઉ ૩ સૂધીનાં અંતરાલ પણ છે. રાણપુરને પાદર કિલ્લાથી પૂર્વમાં બન્ને નદીઓ એકઠી થઇને ભાદર નદી કહેવાય છે. તે ધોલેરા પાસે આશરે સમુદ્રમાં ભળે છે.

(અં. ૪૮. ૯. ૨.)

---

# વીરમગામનો કોટ.

---

વીરમગામના ત્રીકમજી દેસાઇ, તેના દીકરા ભાણુજી દેસાઇ, તેના દીકરા અદેકરણુ દેસાઇ તથા ભૂખણુદાસજી હતા. અદેકરણુ દેસાઇના વખતમાં વીરમગામમાં પાદશાહી થાણું હતું અને પાદશાહી ડૂબવાના અને પેશ્વાઇ ઉગવાના અરસામાં દેસાઇએ સરબંધી રાખી ને વીરમગામ હાથમાં રાખ્યું. સંવત્ ૧૭૮૦ ની સાલમાં કિલ્લો ચણાવ્યો તથા પોતાને રહેવા પરકોટો (રાજગઢ) કરાવ્યો. પરગણું આબાદ કરી ઉપજ બાંધી.

દેસાઇના મરણ પછી તેના મોટા દીકરા ભાવસિંહજી જે ૧૨ વર્ષની ઉમરના હતા, તેને ગાદીએ બેસાડી મુલકનો બંદોબસ્ત તેના કાકા ભૂખણુદાસજી રાખતા હતા.

તે પછી જોધપુરના મહારાજા તરફથી અમદાવાદથી રતનસંગ ભંડારી ફોજ લઇને ત્યાં આવ્યો, ત્યારે ભૂખણુદાસજીએ તેની સામે મોરચો માંડી લડાઇ કરી. તે લડાઇમાં ગોળા લાગ્યા તેનાં નિશાન હાલ સુધી દરવાજાનાં કમાડમાં દેખાય છે. પછી વીરમગામ લેવાનો લાગ ન ફાવવાથી ભંડારી ત્યાંથી કૂચ કરીને ઉપડી ગયો.

---

# કલોલ ગામની હકીકત.[૧]

કલોલથી ઇશાન તરફ કોશ ૧ ઉપર તેરશા નામે શહેર હતું, ત્યાં અસલી હનુમાન હજી છે. તેનું નામ તેરશીયા હનુમાન કહેવાય છે અને ત્યાં વસતીનું નિશાન પણ છે. તે ગામ ભાગીને કલોલ વસ્યું. કલોલ નામ પાડવાનું કારણ એ છે કે એક કલો નામનો જોગી (રાવળીઓ) હતો, તે ઝુંપડી બાંધીને પ્રથમ અહીં રહેતો હતો. તેની પાસે વસ્તી વધતી ગઇ ત્યારે તે જોગીના નામથી કલોલ ગામ થયું.

તે ગામમાં વાયવ્ય ખુણામાં એક જૂની મસ્જીદ છે, તેના ૫ ખંડ છે. ગામથી નૈરૂત્ય ખુણામાં ૧ ખેતરવા છેટે મહાદેવ છે, તેનું નામ કપીલેશ્વર છે. તે જગો તો કાંઈ મોટી નથી, પણ તે મહાદેવ અસલી છે અને એ ગામ વસ્યા પછી તુરત વાઘેલાનું રાજ હતું, પણ સોલંકીના રાજમાં કલોલ વસ્યું નથી. કલોલ વસ્યું તેનો સંવત્ સહિત લેખ કલોલમાં વ્યાસ રણછોડ જોઇતાને ઘેર છે એવું સાંભળ્યું છે.

તે ગામને પાધર તળાવ ૨ છે, પણ એકે બંધાવેલું નથી, તથા તે તળાવનું નામ પણ કાંઇ નથી. અને આ કલોલના ઠાકોર વરહો તથા જેતો થયા, તેમની બેન લાલાં અમદાવાદના પાદશાહને પરણાવી હતી તે વાત લોકોમાં જાહેર છે. પણ તેનાથી અગાઉ કોણ રાજા હતા તે માલુમ નથી.

કલોલમાં મસ્જીદ છે તે કાલીના કોટના વખતની છે એમ અનુમાનથી જણાય છે. પણ તે મસ્જીદ કોણે બનાવી અને કયા વખતમાં બની તે ગામના કોઇ લોકોને માલુમ નથી. અને તે મસ્જીદથી જૂની જગા કલોલમાં બીજી કોઇ જણાતી નથી. કલોલને કિલ્લો નથી તથા અસલ હતો એવું જણાતું નથી, તથા તે ઠેકાણે મોટું

---

૧. આ હકીકત ચોપડામાં બારોટે લખ્યું હશે તે સમયની છે.

શહેર હતું એવી કાંઈ નિશાની નથી તથા ત્યાંના કોઈ લોકો પણ કહેતા નથી કે અહીં શહેર હતું.

કલોલની ઉત્તરાદિ તરફમાં માતા ખોડિયારનું સ્થાનક છે. તે આશરે ૮૦ વર્ષ ઉપર બનાવેલ છે.

અસલ આ પ્રાંતમાં વસતી ભીલોની હતી. થોડી વસતી હતી તેથી જંગલ ડંઢાર—ઉજ્જડ—ભયંકર લાગતું. તેથી તે જમીનનું નામ ડંઢાર હતું. તેમાં વસતી થઇ ત્યારે ગુજરાતમાં ડંઢાવ દેશ કહેવાયો. તેનું તખ્ત કલોલમાં હતું. ત્યાંના રાજાની રાખેલી રાણી નામે રુડબાઇ-એ અડાલજની વાવ કરાવી. તેના પથર લાવતાં દર ગાડેથી ૧ પથર લઇને તે રાણીની છોકરીએ ગામ છત્રાલની વાવ કરાવી એમ લોકો કહે છે. તે છોકરીનું નામ જાહેરમાં આવ્યું નથી.

આળવામાં નરસિંહપર પાટણ હતું, ત્યાંના વાણીયા નરસિંહ-પરાનાં ઘર ૭૦૦ પ્રાંતીજમાં આવ્યાં, ત્યાંથી કલોલમાં ઘર ૪૦૦ સંવત્ ૧૩૦૦ ની સાલમાં આવ્યાં, તેમાં હાલ ઘર ૪૦ છે.

કલોલમાં વસતી ૨૦૦૦ ઘરની આશરે કહેવાય છે, નક્કી ઘર ૧૫૦૦ છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫૦૦ | સિપાઈનાં | ૧૦ | સોની | ૨૫ | રાવલીઆ |
| ૨૦૦ | વાણીયા | ૩૦ | સુતાર | ૨૦ | ચારણ |
| ૬૦ | તરગાળા | ૧૦ | દરજી | ૪૦ | ગંધરપો |
| ૧૦૦ | ભાટ | ૧૦૦ | કણબી | ૩૦ | કુંભાર |
| ૫૦ | બ્રાહ્મણ | ૫૦ | ઢેઢીયા | ૪૦ | પીંજારા |
| ૨૦ | હજામ | ૭૦ | કોલી | ૧૪૫ | પરચુરણ |

કુલ ૧૫૦૦

( અં. ૪૬. ૧. ૫૨. )

# કાલીના કોટની વિગત.

---

અમદાવાદથી કોશ ૨ ઉપર અડાલજના રસ્તાથી ડાબી બાજુએ કાલી ગામ છે. તેમાં વસતી આશરે ઘર ૨૦૦ ની છે, પટેલ કણબી છે; વસતી ભીલની તથા કણબીની છે. તેને પાથર કોટ અસલી છે. તેને દરવાજો ૧ ઉગમણો છે, ચાર ખુણે ચાર બુરજા છે. આથમણી તરફ બેઠક છે. તે જગો વચ્ચે ૧ કુવો છે. ચારે તરફ કોટ બહાર બુરજા પાસે કુવા ૪ અસલી છે. ત્યાં સરકારનું થાણું રહે છે. તેમાં સિપાઇ એક સઇયદ રેમુ ઉમર આશરે ૬૧ ની; તેણે સેલુગરના વખતમાં પ્રથમ પેશ્વાની વખતમાં ચાકરી કરી હતી. તે વખતમાં પણ અહીં થાણાંમાં એ સિપાઈ હતો. તે કહે છે કે આ કોટને તાબે તે દિવસ ૨૭ ગામ હતાં અને દુનિયાના કહેવાથી હું જાણું છું કે આ કોટ પાદશાહના અમીર આદમશાનો બનાવેલ છે. તે આદમશા ઉધાઈ કહેવાતા, કારણકે જ્યાં તે પડાવ કરે ત્યાં ઉધાઈની તરેહ જમાવ કરતા, મુકામ બાંધતા. તેણે આવા ૫૨ કિલ્લા બંધાવ્યા છે, એવું સંભળાય છે. તેમાં છેલ્લો રાણપુર પાસે કોટ બંધાવ્યો. ત્યાં હિંદુ રાજાનું રાજ હતું તે તોડયું, અને ગોમા તથા ભાદર એ બે નદીઓની અંદર કોટ બનાવ્યો. તે ઇમારત ઉગમણી, ઉત્તરાદિ તથા આથમણી તરફ બનાવી :અને દક્ષિણ તરફ અધુરૂં કામ હતું ત્યાં દિલ્હીમાં પાદશાહ આગળ કોઇએ ચાડી ખાધી જે આદમશા આવા કિલ્લા બનાવીને તમારા સામો થાશે. પછી પાદશાહે તેને દિલ્હી બોલાવી લઇને મારી નાંખ્યો.

જે વખતે પેશ્વાએ અમદાવાદ લીધું, તે વખતે કેટલુંએક માણસ નાસીને કાલીના કોટમાં પેઠું. તેથી ઉગમણી તરફ ટેકરા છે તે ઉપર તોપો રાખીને પેશ્વાના લશ્કરવાળે ગોળા માર્યા. તેનાં નિશાન વે કોટને દરવાજે છે.

તે કોટમાં એક બાઈ ભેંસ દોતી હતી, તે ગોળો લાગવાથી મરી ગઇ, અને એ કોટમાં સરબંધી આરબ ૧૨ હતા, તે પોતાનો પગાર લઇને પછી ગયા અને પેશ્વાએ કોટ હાથ કર્યો.

અમદાવાદ વસ્યા પછી ૧૦૦ વરસે આ કિલ્લો બન્યો એવું સાંભળ્યું છે. એ કોટની ઇમારત ઘણી સારી છે, પણ હાલ ઘણી ખરાબી થઇ છે. તે વાસ્તે સરકાર તેની તજવીજ કરે તો લોકોને ફાયદો થાય તેમ છે. તે ગામના મુખી વરઘભાઇ દાજીભાઇએ પણ એજ વિનતિ કરી છે. એ કોટથી ઉત્તરાદિ તરફ એક કુવો ભારે છે. અસલી પાદશાહનો બાગ હતો એમ કહેવાય છે, પણ હાલ સંભાળ વિના ખરાબ થાય છે.

(અં. ૪૬. ૧. ૫૦.)

---

# સીતાપુર.

અસલ એક છેમો એવા નામનો આયર હતો; તેણે સીતાપુરને પાદર તળાવ ખોદાવ્યું, તથા માતાનું દહેરૂં ચણાવ્યું. અને એક વાવ બંધાવી. એ વાવ ફરી બંધાવા સારૂ થોડાં વર્ષ ઉપર ગામના લોકોએ ત્યાં ખોદાવ્યું હતું; ત્યારે ૧૩ પગથીયાં બાંધેલાં તથા વાવના થંભ વિગેરે એ ઠેકાણે ખુલ્લાં જોવામાં આવ્યાં હતાં. અને એ વાવની ઇમારતના પથરા ગામમાં દરેક ઠેકાણે પડેલા જોવામાં આવે છે. આ તળાવનું નામ છેમાસર કહેવાય છે, તથા માતાનું નામ છેમોદ કહેવાય છે. ગામમાં એક દહેરૂં ચતુર્ભુજ દેવનું છે, તે છેમોદ માતાના દહેરાંથી પણ જૂનું છે. તે ઉપર જમીન ચઢી ગયાથી ભોંયરા જેવું દહેરૂં થઈ ગયું છે, તેમાં મહાદેવ પણ છે.

અસલ સીતાપુરનો રહેનાર પણ હાલ સાપાવાડામાં રહેતો એક કોળી જે ગુજરી ગયો છે, તેનું નામ આંબો વીઠલાપરો. તેને સીતાપુરની સીમમાંથી ત્રાંબાનાં બે પતરાં મળ્યાં હતાં. તે બન્ને પતરાં બે કડાંમાં ભરાવેલાં હતાં. તે પત્રાં તેણે જેક્સન સાહેબને દેખાડ્યાં હતાં, અને સાહેબે તે જોઇને પાછાં આપ્યાં હતાં. પછી તે કોળીએ વિઠલાપરના ઠાકોરડા ઓડાજીને તે આપ્યાં હતાં. તે ઠાકરડો કોળીના છોકરા આગળ તે માનતો નથી.

સંવત્ ૧૮૬૦ ની સાલમાં ભાઉ સાહેબની વખતમાં સીતાપુરને પાદર કુંભારની જગ્યામાં ખોદતાં પારસનાથની મૂર્તિઓ ૧૦ નીકળી હતી; તે ત્યાંજ પાછી દાટી રાખી હતી. તે પાછી આશરે ૧૫ વર્ષ ઉપર ત્યાં ખોદતાં નીકળી હતી, અને વર્ષ ૧ સૂધી ચોરામાં પડી રહી હતી, તેની ખબર ફુલ જેમ્સ સાહેબને થયાથી તેણે તે અમદાવાદ મંગાવી લીધી હતી.

( અં. ૪૬. ૧. ૬૭ ).

# મુંજપરની હકીકત.

---

## છપ્પા.

માલવ ધરપતી મુંજ ભોગ ભોગવે વિશાલહ,
નાહદંત નરદંત અતી પ્રૌઢો પ્રતિપાલહ;
ભોજરાજ સંધલ હણ્યો તે પુત્ર રાજહ કારણ.
તે હત્યા ઉતારવા, આવ્યો ક્ષેત્ર ધરમારણ્ય,
પરમાર વંશ પ્રથીતે અમલ, છત્ર ધર્યો રાય ભોજ શિર;
વાશિયો મુંજે મુંજપર, સંવત ૧૦૩ કૃષ્ણ ધકલંતર.

સંધલનો પુત્ર ભોજ, સંધલના ભાઇનો દીકરો મુંજ તેને મારી નાંખવાનો હુકમ સંધલે કર્યો હતો, તે પાપ છુટવા કોટેશ્વરની જાત્રા કરવા આવ્યો, ત્યારે મુંજપર ગામ વસાવ્યું.

મુંજપરને પાદર છારીયું તળાવ છે, તેના ખોટ નીચે માણસનાં હાડકાં દાટયાં હોય તે બીજે દિવસે જોઇએ તો જોવામાં આવતાં નથી, માટી જેવી માટી થઈ જાય છે. ત્યાં અસલની વખતનો કુંડ છે, તેની ઇમારત મોઢેરાના કુંડથી સરસ છે.

( અં. ૪૬. ૧. ૬૨. )

---

# શંખેશ્વર.

---

સંવત્ ૧૧૭૨ ની સાલમાં વાણીયો ૧ નામે આનજી ગંધારીઓ; તેનાં વહાણ સમુદ્રમાં જતાં હતાં, ત્યારે તોફાન થયું, ત્યારે તેણે શંખેશ્વરજીને ચોથો ભાગ આપવાની માનતા કરી, એટલે વહાણ બચ્યાં.

પછી ચોથા હિસ્સાનું ધન ૯ લાખ રૂપીયા થયા, તેટલા ખરચીને શંખેશ્વરનું દેવાલય કરાવ્યું. શિખર ૩ તથા ઘુમટ પથરના આથમણે મોઢે હતા. તેને ફરતી પ્રદક્ષિણાનાં શિખર જૂદા જૂદા ધણીએ કરાવ્યાં હોય એમ જણાય છે. કારણકે તેની ઉપરની બારસાખે સંવત્ ૧૬૬૮ તથા કોઈ સંવત્ ૧૬૭૨ એ રીતે લખેલું છે.

પછી આશરે સંવત્ ૧૭૦૦ ની સાલમાં અમદાવાદના પાદશાહની ફોજ અહીં આવી હતી, તેનો કારભારી વહોરો હતો. તે હિંદુઓનાં દેવસ્થાનોનું અપમાન કરતો હતો. તેણે એ દહેરામાં ગોહત્યા કરી, તેથી તે દહેરૂં ખાલી કરીને શંખેશ્વરજીની મૂર્તિઓ વાણીઆઓએ લઇને ભોંયરામાં કેટલાંએક વર્ષો સુધી રાખી. પછી એક ઓરડામાં રાખી હતી.

પછી સંવત્ ૧૭૫૧ ની સાલમાં ઢુંબડ જાતનો એક વાણીયો હતો; તેના બાપદાદાનું કરાવેલું દહેરૂં ખાલી હતું, તે સુધરાવીને તેમાં મૂર્તિ પધરાવી, પછી પાટણના મહાજને તે ઘણું સુધાર્યું તથા મંડપપ્રદક્ષિણા વગેરે રોજ રોજ થતું ગયું.

હાલ શંખેશ્વરની ઉપજ તથા ખર્ચની સંભાળ રાંધણપુરના શાહુકાર મસાલીયા રાખે છે.

પ્રદક્ષિણ–દક્ષિણાદિની એક ઓરડીમાં એક કાળા પથરમાં મૂર્તિઓ ૨૪ છે, તેના ખોળામાં છોકરાં છે, તે ૨૪ તીર્થંકરોની માતાઓ કહેવાય છે, તેની નીચે ત્રુટક લેખ આ પ્રમાણે છેઃ—

......१२३८ वर्षे माघ वदि ३ कमौ
श्री सोमप्रभसूरिभिर्जिनमात........
राजा दुर्जनशल्यान्वयमानु.........

### શંખેશ્વર ગામનું વસ્તીપત્રક.

ઘર સંખ્યા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦૦ | કોળીનાં | ૭ | ચારણ | ૧ | દરજી |
| ૨૫ | ભાટ | ૧૦ | રજપુત | ૩ | લુહાર |
| ૪૦ | બ્રાહ્મણ | ૧૦ | ભરવાડ | ૬ | હજામ |
| ૨૫ | વાણીયા | ૩૦ | ઢેડ-ચમાર | ૪ | કુંભાર |
| ૪૦ | નાડોદા | | વાઘરી-તુરી | ૧ | ઘાંચી |
| ૧૨ | કણબી | ૪ | સુથાર | ૧ | ભાડભુંજો |
| ૧૨ | ગોસાંઇ | | | ૫ | સિપાઈ |
| | | | | | કુલ ૩૩૬ |

( અં. ૪૬. ૧. ૭૦. )

---

## કાલરી ગામ.

---

સોલંકી તેજપાલ કાલરીઆએ કાલરી ગામ વસાવ્યું, તથા તળાવનો એક કાંઠો બંધાવ્યો. કાલરીના દરવાજા ઉપર લેખ છે, તેમાં તે પોળ ચણાવ્યાનું વરસ સંવત્ ૧૮૧૧ લખ્યું છે.

( અં. ૪૬. ૧. ૬૫. )

---

# દાદાહરિની વાવનો લેખ.

—:*:—

અમદાવાદની દાદા હરિની વાવમાં એક પથરના પાટીયામાં સંસ્કૃત અક્ષરે લખ્યું છે; તેનો અર્થ આ પ્રમાણે છે—

"જગતના કરનારને નમસ્કાર, જલનો પતિ, જીવનો ઉત્પત્તિ કરતા, પૂન્યનો સાક્ષી, એવો તરૂણ તું—તને નમસ્કાર. જગતની માતા એવી, કુંડલી નામે, તું પરા શક્તિ, દેવતા તથા મનુષ્ય; તેમણે વંદન કર્યા છે ચરણ જેનાં એવી વાવ રૂપાણી તું જે દેવી તે નિરંતર સર્વ થકી ઉચ્ચપણે વરતે છે. વિશ્વકર્મા સકલ નામના મનોરથને પુરનારો જેહ તારી કૃપાથી સર્વ મનુષ્ય કર્મ કરતા થયા એહવો જે તું—તુને નમસ્કાર. સ્વસ્તિ ગુજરાતમાં—શોભાયમાન અહીમદાવાદ નગરને વિશે પાદશાહ શ્રી ૩ મહંમુદવિજયના રાજને વિશે, તેનાં જનાનખાનાં દ્વારને વિશે સર્વ અધિકાર કરનારી, એટલે રાખેલી ઓરત ને સર્વે કામમાં તેનું કર્યું થાય, બાદ શ્રી હરીર નામ છે જેહનું, તેણીએ શ્રી નગર થકી ઇશાન દિશામાં હરીર પરૂં વસાવ્યું, તે મધ્યે ચાર દિશાના લોક ઘણાક પાણીથી તરસ્યા એવા મનુષ્ય, પશુ તથા પંખી તથા વૃક્ષ આદિ ચોરાશી લક્ષ યોનીના જીવના ઉપભોગને અર્થે ને પરમેશ્વ પ્રસન્ન થવાને અર્થે સંવત્ ૧૫૫૬ માં શાકે ૧૪૨૧ ના પોશ સુદિ ૧૩ ને સોમવારે વાવ કરાવવા માંડી. વાવડીમાં પાણીનો તાગ ના આવે, ને અમૃત જલ જોઇને જાણે ક્ષીર સમુદ્ર. એ ઠેકાણે ક્ષીર સમુદ્ર વસતો હોય એવું પાણી મીઠું પુષ્કળ છે. સર્વ પ્રાણીના પોષણને અર્થે આબાદ રહેજો. તે ઉપર ખર્ચે રૂા. ૩,૨૯,૦૦૦ થયા છે. મહમુદ પાદશાહના વજીર જેહના હુકમમાં છે એવી પ્રતાપવાલી ધર્મોબાઈ હરીર તેણે એ વાવડી કરાવી. તે ચાર રસ્તાની વચ્ચે છે. ત્યાં લોક ઘણાં ભરાય છે. હેવી જગ્યા એટલે બજાર વચ્ચે, તે સુરજ

ચંદ્ર ઉગે ત્યાં સુધી એ વાવડીનું મીઠું પાણી લોક પીઓ. એ સા માટે કરાવી કે ધનવાનની શોભાને અર્થે કાજે ધનવાનજ છે. રાજાના કારભારી લોક તે કીલા, ધરમશાળા, સદાવ્રત, કુવા, તલાવ, વાવો કરાવે છે, તેથી એણે પણ પોતાની શોભા સારૂ કરાવી. ઘણું ધન ખરચીને જગતના ઉપકારને અર્થે બાઇ હરીર તેણે વાવડી કરાવી. એ કરાવવાના કારભારી મલીક શ્રી બી હાંમદ તથા ગજ્જર વૈશ્ય સુતાર વીરા તેની નીચે સુતાર દેવા તેમણે બુદ્ધિબળે કરી છે."

ઉપર લખેલી વાવના કુવામાં ત્રીજા ખંડમાં ફરતાં હંસ પથરમાં ચીતર્યા છે તે ઉપરથી એમ જણાય છે કે હિંદુની બનાવેલી છે. તેમજ બીજા ખંડના થાંભલા ઉપર ધાબું છે તેની કિનારી ઉપર હંસ કાઢેલા છે.

(અં. ૩૫. ૧. ૫.)

# અડાલજની વાત.

અડાલજની વાવમાં પથર ઉપર સંસ્કૃત લખી પથર ચોઢયો છે તેની નકલ પ્રાકૃતમાં કરી છે.

આ વાવ મહમુદ બેગડાને પરણેલી લાલાંએ બંધાવી છે.

"સંવત્ ૧૫૫૫ ના વર્ષે માઘ સુદિ ૫ પાદશાહ શ્રી મહંમદ રાજા જેના વંશમાં મોકલસંગ રાજા પહેલાં થઇ ગયા તે ઢંઢાવ દેશના અધિપતિ મહારાજા વાઘેલા જાતે કરી સાખે. ઇંદ્ર સરખું તેમનું તેજ, બુદ્ધિમાં મોટાં પરાક્રમી, ભગવાનના ભક્ત હતા. તે મોકલસંગના પુત્ર અતુલ પરાક્રમી કરણ નામે કરીને થઈ ગયા તે જાણે બીજા કરણ રાજા હોય. સંગ્રામમાં ધનુષ્ય ધારણ કરીને મોટા શત્રુઓને માર્યા એવા એ હતા. તે કરણના પુત્ર મુલુરાજા તે પણ ઘણાક શત્રુના મારનાર હતા; પૃથ્વીમાં રાજ કર્યું એવા હતા. તે મુલુ રાજાને મહીપ એવે નામે પુત્ર થયો. તે ઘણા લોકમાં વિખ્યાત થયો. ભૃગુરૂષિના વંશમાં રેણુકાના પુત્ર પરશુરામજી અથવા પાંડુના વંશમાં જાણે યુધિષ્ઠિર એવા એ હતા. મહીપના પુત્ર મોટા વિરસિંહ, ન્હાના જૈત્ર તે જાણે દશરથના પુત્ર; રામ-લક્ષ્મણ સરખી જોડ એવા હતા. તે ઢંઢાવ દેશના રાજા વીરસંગ પોતે સ્વર્ગવાસી થયા. તેની રાણી રૂડાં રાણી જાણે લક્ષ્મીનો અવતાર; તેણે સારા ચતુર સલાટો પાસે વાવ કરાવરાવી. તે સંવત્ ૧૫૫૫ માં વીરસંગની રાણી રૂડાંબાઇ, વેણે સજીતની પુત્રીએ વાવ ગંગાજળ સરખી કરાવી. તે કાલે સૂર્ય ઉત્તરાયનના હતા. માસ માઘ, પક્ષ સુદિ, તિથિ પાંચમી વાર બુધ, નક્ષત્ર ઉત્તરાભાદ્રપદ, કરણ બદ્ધ, યોગ સુદ્ધિ હતી. તે કાલે રૂડાંબાઇ પતિવ્રતામાં મોટી મુખ્ય વાવ કરાવતાં હતાં તે જાણે માનસરોવર અથવા ગંગા અથવા કૈલાસ એવું સર્વના મનમાં દેખીને

આવે. વાવનાં ગોખ જાળીયાં ત્યાં તેવી ન્હાની સ્ત્રીઓ બેઠેલી, તેથી સર્વના મનમાં આવે કે સાક્ષાત્ સ્વર્ગની પૃથ્વી અહિં આવી, અથવા ગંગાજી અહીંઆં આવ્યાં એવું જણાય. નિર્દોષ નારી મધે પહેલાં વખાણુ, એ એવાં રૂડાં રાણી કવિઓના જાણે કલ્પવૃક્ષ ચરિત્ર ઘણાં ઘણાં સારાં; તેથી સ્વામીનું તથા પિતાનું કુળ ઉદ્ધાર્યું. જાણે સીતાનો અવતાર. કરોડેગમાં ધન-પંડિતોને રાજા કરણની પેઠે આપતાં હતાં; તેની બરાબર કલ્પવૃક્ષ અથવા કામધેનું ન થાય તો બીજું મનુષ્ય-સ્ત્રી કયાંથી હોય ? તે રાણીએ પોતાના ભંડારમાંથી પાંચ લક્ષ ટંકા ખરચીને વાવ કરી એવું સંભળાય છે. અડાલજ મોટું ગામ, તેને વિશે રાજા વીરસિંહની સ્ત્રી રૂડાંરાણીએ ગોખ-જાળીયાં સહીકડો સુદ્ધાં વાવ કરાવી.”

( અં. ૩૫. ૧. ત. )

---

# કરણુસાગરની હકીકત.

આંહીથી ૩ ગાઉ પર સંથોલ ગામમાં કોળીની દીકરીને પરણ્યાથી ત્યાંના ઠાકરડા જહાજી રામાના કહેવા પ્રમાણે અસલ તેના વડવા વટલાયા. એમના વહીવંચા ધોળકામાં છે.

દેલવાડા વિગેરેના ઠાકરડા છે તે અસલ કાલરીના ખાંટ રજપૂત હતા, તે મેહેરા ગામમાં કોળીની દીકરીને પરણ્યાથી વટલ્યા.

ટોડરમલની ફેરિસમાં કરણુસાગર એવું આ ગામનું નામ લખ્યું છે. અહેમદાવાદની મસ્જીદમાં લેખ છે તેમાં ટોડરમલની બાબત કાંઇ લખેલી છે એવું સાંભળ્યું છે. ઠાકરડાના વહીવંચા કહે છે કે આ ગામમાં કણબીઓના માઢ પર હતા અને ૯૦૦ હલ હતાં. આ ગામને પરાં ૫ હતાં, તે હાલ જૂદાં ગામ વસેલાં છે. ગામથી ઉત્તરમાં (૧) રણછોડપરૂં, (૨) દક્ષિણપૂર્વમાં વણપરૂં જ્યાં બ્રહ્માણી માતાનું દહેરૂં છે. (૩) ગામથી પૂર્વમાં રામપરૂં, (૪) પશ્ચિમ દક્ષિણમાં ધનપરૂં અને (૫) પૂર્વ ઉત્તરમાં ઈજ્જતપરૂં.

ગામથી પૂર્વમાં એક નાનું અકબંધ તળાવ ગાળેલું છે. અને તેની પૂર્વમાં પાંચ ગાઉનું તળાવ તૂટેલું છે. તેમાં નાગેશ્વર મહાદેવનું જૂનું દહેરૂં છે. મોટા તળાવથી પૂર્વ ઉત્તરમાં પાલજ ગામના પાદરની નદી નામે રૂપેણ ગામ ખેરાલુથી એટલે આંહીથી આશરે ૩૫ ગાઉ ઉપરથી આવે છે. તે આ તળાવમાં સમાતી હતી, પણ સંવત ૧૮૭૦ ની સાલમાં પશ્ચિમની પાળ તોડીને નદી નીસરી છે તેથી તળાવમાં પાણી મુદ્દલ રહેતું નથી. આંહીથી ૮ ગાઉ ઉપર ગામ આદીવડા પાસે વોમાં એ નદી ભળીને ઝીંઝુવાડાના રણમાં જાય છે.

### કરણસાગરનું વસ્તીપત્રક.

૫ ઠાકરડાનાં ઘર, ૬ ઢેઢનાં ઘર, ૪ કણબીનાં, ૩ કોળીનાં ૨ રબારીનાં, ૧ ભવાયાનું અને ૧ વાઘરીનું: કૂલ ૨૨.

( અં. ૪૬. ૧. ૬૧. )

---

## માનસર તળાવ.

---

**संवत् एकादश नव भाद्र शुक्लाष्टमी गुरौ।**
**मानायाः प्रीतिकार्यार्थे कृतं मानसरोवरम् ॥**

પુંગલ નામે ગામ જોધપુરના પરગણાનું છે. ત્યાંના ઓડ (બેલદાર)ની દીકરી માના હતી. તે બહુ સ્વરૂપવાન હતી, તેને રાજા કરણે રાખી (નક્કી નથી) ને તેના ઉપર બહુ સ્નેહ થયો ત્યારે તે બાઇએ કહ્યું કે મારૂં નામ કાંઈ રાખવું જોઇએ. આથી રાજાએ તેના નામથી માનસર બંધાવ્યું.

પાટણને પાદર ગાઉ ૨ આશરે ખોચખદર નામે તળાવ બંધાવ્યું અને તેમાં સિદ્ધપુરના પાદરની સરસ્વતી નદી લાવવાનો વિચાર હતો. પછી રાજાએ જૂનાગઢના રા' ખેંગારની રાણી આણી, તેણે શ્રાપ દીધો કે આ તળાવમાં પાણી રહેશે નહિ.

જ્યારે સિદ્ધરાજે મોણસર (માનસર) તળાવ બંધાવ્યું, ત્યારે વીરમગામ વસતું (વસેલું) નહોતું, પણ હાલ જ્યાં બારોટનાં ઘર છે ત્યાં કાસંદપર ગામડું હતું, તેથી હાલ સૂધી તે મહોલ્લાનું નામ કાસંદપર કહેવાય છે.

( અં. ૪૬. ૧. ૬૯. )

---

# મોતીસર તળાવ.

ગામ ભોજવા વીરમગામથી ઉત્તરમાં ગાઉ દોઢ માંડલના રસ્તામાં છે. ત્યાં મોતીસર તળાવ છે. તે મોતીયા કૂતરાના નામથી ખોદાવેલું છે.

એક વણઝારાને ભોજવાના વાણીયાના રૂપીયા દેવા હતા; તેને ઘેર ઘરાણામાં પોતાનો કુતરો મેલ્યો. પછી એકવાર તે વાણીયાને ત્યાં ચોરે ખાતર પાડયું અને માલ લઇ ગયા. તે વખતે તે મોતીયે કુતરે વાણીયાને જગાડયો અને ચોરની પછવાડે જઇને માલ દેખાડયો. તે માલ હાથ લાગ્યો ત્યારે વાણીયાએ વણઝારાની ફારગતી લખીને ચિઠ્ઠી કુતરાની કોટે બાંધી અને કુતરાને કાઢી મૂકયો. તે વણઝારા પાસે ગયો, ત્યારે વણઝારાને રીસ ચડી અને કહ્યું કે ધિઃક્કાર છે તને જે તું ચોરની પેઠે નાસી આવ્યો, પછી તેને મારી નાંખ્યો. પછી ચિઠ્ઠી વાંચીને પસ્તાવો થયો અને જેટલા રૂપીયા વાણીયાના દેવા હતા તે લઇને આપવા ગયો, પણ તે વાણીયે લીધા નહિ. આથી વણઝારે તે રૂપીયા વડે ભોજવાને પાદર મોતીયા કુતરાના નામથી મોતીસર તળાવ બંધાવ્યું. (અં. ૪૬. ૧. ૬૬.)

# સરખેજ નજીક ગંજબક્ષનો રોજો.

સરખેજ નજીક એક ગંજબક્ષનો રોજો છે. તે પીરની કબર ઉપર છતર બાંધવા સારૂં એક ચાંદીની સાંકળ ઘુમટથી ટાંગેલી છે. તે ઉપર હરામખોરોએ બદનજર કર્યાથી એ સાંકળ કુદરતથી ઉંચે ગયેલી છે. તે અરધમાં બેવડી ને અરધમાં એકવડી છે. સાંકળની ચાંદી

ઘણી સરસ જણાય છે. વળી એ રોજાને જૂની પિત્તળની જાળીઓ છે, તેનું કામ ઘણું સરસ છે. એ સિવાય તળાવ તથા તે ઉપરના મહેલ તથા મહેલાત એ વિગેરે કામ ઘણું સરસ જોવા સરખું છે.

---

## દસક્રોઈના પીરાણાનો રોજો.

---

દસક્રોઇ પ્રગણામાં મોજે ગરમથાની સીમમાં પીરાણાનો રોજો છે. તેનાં બારસાખ વિગેરે કેટલુંક કામ મીનાકારીથી સાંપટ જડાવ છે. વળી તે રોજાની અંદર કબરો છે, તે પાઘડીઓ હિંદુના ઘાટની બાંધેલી ને તેમાં કલગીઓ ખોસેલી એ કબરો ઉપર મૂકે છે ને એ કબરો મુસલમાનની છે. વળી કોઇ જગોએ કબર ઉપર પાઘડીઓ મૂકાતી નથી, ને સરેહમાં પણ નથી. એ લોકો શાથી મૂકે છે તે કાંઈ જણાતું નથી, પરંતુ ઘરડાંની વખતનો ચાલ છે એમ કહે છે.

એક વખત હિંદુ લોકોનો સંઘ શ્રી કાશી યાત્રા કરવા સારૂ જતો હતો. તે વખતમાં એ રોજાના પીર ઇમામશાહ સાત હતા, તે જે લોકો જાતરા કરવા જતા હતા તેમને સુવાડીને તે ઉપર એક લુગડું ઓઢાડી—તે પછી એ લોકોને થોડીકવારમાં કાશીની તમામ જાતરા બારબાર ગાઉ ફરતી કરાવી; તેથી તે લોક મુસલમાન થયા. ને અસલ તે બ્રાહ્મણ હતા; તેની મણ ૩ા જનોઇઓ ઉતારીને રોજામાં મૂકી. હાલ તેમાંથી ૨૫ ને આશરે રહી છે; તે રોજામાં ટાંગેલી છે. ને એ રોજાના સામે મેદાનમાં એ પીરના ખીજમતદાર હાજરબેગની કબર છે. જેટલી માનતા પીરની હોય તે સઘળી એ કબર આગળ ઉતરે છે. ત્યાં ચમત્કાર એટલો છે કે ઉનાળાના દિવસમાં ઘણો તાપ પડે છે. એ કબરની નજીક ચુનાગછીનો ચોક છે તે તાપની વખત ખુલ્લે પગે કોઈથી જવાતું નથી. એવો તાપ ને કબર

ખુલ્લી મેદાનમાં છે. પણ હંમેશાં થંડી રહે છે; જેવી શીયાળાના પાણીની ભરેલી ગોળી.

એ કબરથી થોડે દૂર એક ચુનાગછીથી ધાબું ચાર થાંભલા ઉપર છે, તે ધાબાની વચ્ચે એક કડી જડેલી છે, તે એ લોકો કહે છે કે પરમેશ્વરનો દશમો અવતાર થશે તે વખત તમામ ખલક એટલે પૃથ્વીનાં બધાં માણસ એ જગોએ ભેગાં થશે. ને એ કડીથી કાંટો બાંધીને તેમનું પાપ પુન્ય તોલાશે. અને સર્વનો ઈન્સાફ એ જગ્યાએ થશે. હું (ચોપડાનો લેખક) એક વખત ત્યાં ગયો હતો. તે રોજામાં મીનાકારી કામ ઘણું સરસ છે—રોજો આશરે વરસ ૪૫ નો છે.

ઘણાક લોકના કહેવાથી સાંભળ્યું છે કે એ ઈમામશાહ પીરનો કોઇ ભાભારામ ચેલો થઈ ગયો. તેણે શ્રી પેટલાદ પ્રગણામાં જેદેવા કરીને ગામ છે ત્યાં એક દેવળ બાંધ્યું છે. તેમાં મૂર્તિ કે કબર કાંઇ નથી, પણ ઘીનો દીવો હંમેશાં બળે છે. ત્યાં ચમત્કાર એ છે કે એ દીવાની સગમાંથી ઝાળ પડતી નથી ને દીવો ઘીથી બળે છે.

ઘણા લોકોના કહેવાથી લખ્યું છે કે ગંજબક્ષની મહેજંત વિગેરે કામ જેવું મક્કામાં છે તે મુજબ બાંધેલું છે. તેને ખુદે બંધાવેલો છે.

એ રોજો કરવા ઈંટો, ચૂનો, કડીયા, મજુર શહેરમાંથી જતા તે વચમાં મોજે મકેતમપર વાસણાના નજીક કોઇ એક આજમ કાજમ બેસતો. તેણે જબરાઈથી ચૂનામાંથી ચુનો ઈંટોમાંથી ઈંટો થોડે થોડે લેવા માંડી ને કડીયા મજુર ગંજબક્ષનું કામ કરીને સાંજની વખત ઘેર જાય તેને પકડીને કામ કરાવે. એ રીતે જબરાઇથી એક રોજો ઉભો કર્યો. તેને બારીઓ તથા પગથીયાંની સીડીઓ એવી કરી છે કે કોઈ માણસ એ રોજામાં પેસીને ઉપર ચઢે તો પાછો ઉતરવાનો રસ્તો જડવો મુશ્કેલ પડે. હાલ એ રોજો મકતંમપર વાસણાની ભાગોળે છે. તેનું નામ આજંમ કાજમ...હવે નામેથી એ રોજો ઓળખાય છે.

હું એક વખત કીલેમેડેથી કસબે મહેમદાવાદ જતો હતો, ત્યાં વગડામાં એક કુવો દીઠો, તેનાં ઉતરવાનાં પગથીયાં, તેથી ઉતરીને અંદર ગયો તો ભોંયરા જેવી એક બેઠક, આશરે આદમી ૫૦ ખુલાસાથી બેસે એવી છે. ત્યાં હવા ઘણી થંડી છે. લોક એવું કહે છે કે એ કુવો મહંમુદ બેગડાનો છે ને તેની અંદર એક સુરંગ છે કે તેમાંથી જમીનની અંદર ગાડીમાં બેસી સુરંગમાં ને સુરંગમાં અમદાવાદ જવાય છે. કોઇ દેવનો શ્રાપ થયો કે દિવસે બહાર નીકળે તો મરે, એવું ઘણા લોક કહે છે. પણ એ વાતમાં શક ઘણો રહે છે. કારણ કે અમદાવાદ તથા મહેમદાવાદ વચ્ચે બે નદીઓ છે, ત્યારે તે ઠેકાણે સુરંગ શી રીતે ખોદી હશે એટલો શક છે.

(અં. ૩૫. ૧. ૬.)

---

# પ્રકીર્ણ હકીકત.

---

સિંધના પાદશાહના કહાડી મૂકવાથી કાઠીઓ ૮ શાખાના ઢાંક એટલે જૂનાગઢના રજપુત પાસે ચાકર રહ્યા. તેમાં પટગરની દીકરી ઉપર ઢાંકનો કુંવર ખુટયો તેને કાઠીએ મારી નાખવા ચાહ્યું, તે પછી પરણાવ્યો. તે કુંવર કાઠીમાં જવાથી કાઠીઓએ તેને ઘરડેરો થાપ્યો ને બાકીના રજપુત રહ્યા તે વરતીઆ કહેવાય છે. ને તે વટલેલાને ૩ દીકરા ૧ હસુરના વંશના વાળા કહેવાય, ૨, ખુમાણના વંશના ખુમાણ કહેવાય અને ૩. ખાચરના વંશના ખાચર કહેવાય. ખાચરના પાંચ દીકરા, તેમાં ૪ ના વંશઃ ૧ રામો તેના રામાણી ૨. લાખો તેના લાખાણી, ૩. ઠેબો તેના ઠેબાણી, ૪. ગોદડ તેના ગોદડ.

---

પતાઇ રાવળની શાખ ૧ ઉમરાલાના રાજા રાવલ કહેવાય છે અને ગાદીએ બેસતાં કુંભાર ચાંલ્લો કરે છે. રા' ખેંગાર—૧ રા'

